

مقاماتِ

هِدایت

કુવલ બાકી

'નક્શબંદી ઔલિયા' ગ્રંથમાળા

# મકામાતે હિદાયત

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા


પ્રકાશક

અલહિદાયહ ઈસ્લામિક

સ્ટડીઝ એન્ડ રીસર્ચ ઈન્સ્ટિટ્યૂટ

'જામિઅતુલ હિદાયહ',

હુવલ બાકી

'નક્શબંદી ઔલિયા' ગ્રંથમાળા

# મકામાતે હિદાયત

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશક

અલહિદાયહ ઈસ્લામિક
સ્ટડીઝ એન્ડ રીસર્ચ ઈન્સ્ટિટયૂટ

'જામિઅતુલ હિદાયહ',
પો.બો.નં. ૨,
જયપુર (રાજસ્થાન) ૩૦૨ ૦૦૧

| | | |
|---|---|---|
| કિતાબ |  | 'મકામાતે હિદાયત' |
| લેખક |  | અબ્દુલકાદિર ફાતીવાલા |
| પ્રકાશક |  | 'અલહિદાયહ ઈસ્લામિક સ્ટડીઝ એન્ડ રીસર્ચ સેન્ટર'<br>જામિઅતુલ હિદાયહ,<br>વાદીએ હિદાયત, રામગઢ રોડ,<br>જયપુર 303 013 (રાજસ્થાન)<br>ફોન : (0141) 2634279 (જામિઆ)<br>2312396, 2319935 (ઓફિસ)<br>ફેક્ષ : 0091-141-2311247 |
| વ્યવસ્થા અને વેચાણ કેન્દ્ર |  | 'અંજુમને હિદાયત'<br>C/o. 'સત્કાર કાપડ કેન્દ્ર'<br>હાજી ગુલામ મુસ્તફા કાપડીઆ,<br>ઝાંપા બજાર, સુરત 395 003 |
| આવૃત્તિ |  | પહેલી |
| પ્રત |  | ૫૦૦ |
| પ્રકાશન વર્ષ |  | ૧૪૨૫ હિ.સ. / ૨૦૦૪ ઈ.સ. |
| મુદ્રક |  | |



اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ
عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ
اِلَّا لِيَعْبُدُوْنِ



નેસ્ત ખવફો ગમ બરાયે અવલિયા
ઈંચુનીંન ફરમૂદ હક જલ્લોઅલા.

મા ખલકતુલ જિન્ન વલ ઈન્સ બે ખ્વાન
જુઝ ઈબાદત નેસ્ત મકસૂદ અઝ જહાન.

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)**

ભાવાનુવાદ

નથી કંઈ ખવફ કે કંઈ ગમ અવલિયા માટે;
ફરમાવ્યું એ અલ્લાહે અવલિયા માટે.
'અમે પયદા કર્યા જિન્ન અને ઈન્સને...'
છે એ આયત આપણા ચિંતન માટે;
જિન્નાત અને ઈન્સાનના સર્જનનો હેતુ
મારો બીજો કંઈ નથી સિવાય ઈબાદત માટે.

# નઅતે સરવરે કાઈનાત

## અલયહિસ્સલાતુ વસ્સલામ

**હઝરત મૌલાના**

**શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)**

કયા સૂરત કયા ખુલ્ક હય કયા શાને મુહમ્મદ (સલ.);
મખ્લૂક ભી ખાલિક ભી સના ખ્વાને મુહમ્મદ (સલ.).

રુત્બેકા બયાં ઉન્કે અયાંરા યે બયાં હય;
જિબ્રીલે અમીં ખાદિમો દરબાને મુહમ્મદ (સલ.).

થા અર્શકો દઅવા જો બુઝુર્ગીઓ બુલંદી;
સબ જાતા રહા દેખકે અયવાને મુહમ્મદ (સલ.).

દીન સબ હુએ મન્સૂખ ઔર નાસિખ હુવા ઉન્કા;
કયા હકને દિયા મર્તબા કયા શાને મુહમ્મદ (સલ.).

જો ઈલ્મો હુનર હિકમતો મન્તીકમેં થે યકતા;
આજિઝ હુએ વોહ દેખકે બુરહાને મુહમ્મદ (સલ.).

તવરયતો ઝબૂર ઔર જમીઅ ઈન્જીલો સહાએફ;
કત્રહ હય બ પેશે શર્હે કુરઆને મુહમ્મદ (સલ.).

અવસાફ જો તવરયત ઔર ઈંજીલમેં આયે;
ફિર ઉસપે ગવાહ હો ગયા ફુરકાને મુહમ્મદ (સલ.).

મૂસા મુતઅજ્જબથે તો ઈસા મુતહય્યર;
દેખી શબે મેઅરાજમેં જબ શાને મુહમ્મદ (સલ.).

યે અર્શો ફલક શમ્સો કમર જુમ્લા જહાં ભી;
કુરબાન હય સો જાનસે બર જાને મુહમ્મદ (સલ.).

કુલ સાબિકહ અનવારે નુબુવ્વત વ વિલાયત;
સબ છુપ ગએ પેશે રૂખે લમ્આને મુહમ્મદ (સલ.).

હય રહમતે આલમ તો શફીએ રોઝે જઝા ભી;
માને હુએ મખ્લૂક હય એહસાને મુહમ્મદ (સલ.).

રોશન હય જો યહ શમ્સો કમર જુમ્લા જહાં મેં;
હય ઈનમેં ચમક પરતવે ચશ્માને મુહમ્મદ (સલ.).

જો અહલે અરબ ગુંગા બતાતે થે જહાંકો;
સબ ગુંગે હુએ જબ સુન લિયા ફુરકાને મુહમ્મદ (સલ.).

કુરઆનકે શારેહ મલકો જિન્નો બશર હય;
કુરઆન હય શારેહ રુખે રુખ્શાને મુહમ્મદ (સલ.).

હય મઅરેફતે કુલસે વરા ઝાતે ઈલાહી;
મખ્લૂકકે ઈલ્મોસે વરા શાને મુહમ્મદ (સલ.).

સિદ્દીકો ઉમર, હઝરતે ઉસ્માનો અલી સબ (રદિ.);
યે ફૂલ મોઅત્તર હય ગુલિસ્તાને મુહમ્મદ (સલ.).

અવલાદે નબી (સલ.) પાકકી ઔર ઝવજએ અત્હાર (રદિ.);
યે સબ હય ગુલો રંગે ગુલિસ્તાને મુહમ્મદ (સલ.).

હય ચાર અઈમ્માએ શરઅ ઔર ચાર તરીકત;
સબમેં હય બસી બૂએ ચમનીસ્તાને મુહમ્મદ (સલ.).

કિસ મુંહસે હો તઅરીફ મુહમ્મદ (સલ.) અરબી કી;
કરતા હય ખુદા 'જબકે બયાં શાને મુહમ્મદ (સલ.).

જાન લાખ 'હિદાયત'કો ઈનાયત હો ઈલાહી;
કરતા રહૂં કુરબાન સગે દરબાને મુહમ્મદ (સલ.).

['મેઅયારુસ્સુલૂક' : ગુજ. પા.૫૪૮,૫૪૯, ઉર્દૂ પા.૨૯૯,૩૦૦]

# દુઆ

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)

મન બ ખ્વાબો પાસબાને મન તૂઈ,
મન ચૂં તિફલો હિર્ઝે જાને મન તૂઈ.

ગર હઝારાં દામ બાશદ હર કદમ,
ચૂં તૂ બા માઈ ન બાશદ હેચ ગમ.

કારે સહવ અસ્તો નિસ્યાનો ખતા,
કારે તૂ ગફફારીઓ બખ્શિશ અતા.

સહવો નિસ્યાંરા મુબદ્દલ કુન બ ઈલ્મ,
મન હમહ જહલમ મરા દેહ સબ્રો હિલ્મ.

## ભાવાનુવાદ

હું સૂતેલા સમાન છું, તું રખેવાળ છે મારો;
હું એક બાળ સમાન છું, તું રક્ષક છે મારો.

પથરાયેલી હોય ભલેને, પંથમાં જાળ હજારો;
પરવા નથી કશીયે એની, જો છે તારો સહારો.

ભૂલ–ચૂકને કુસૂર કરીને, બાંધું હું પાપનો ભારો;
કૃપા કરીને બખ્શી દેવું, એ અધિકાર છે તારો.

ઘોર જહાલતથી હું ભરેલો, કરી દે ઈલ્મથી ઉજિયારો;
દૂર કરી દે ગફલત મારી, દે સબ્રનો સથવારો.

અબ્દુલકાદિર ફાતીવાલા

# આફતાબે હિદાયત

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)નો બનાવ

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહ જયારે માત્ર ૧૪ (ચઉદ) વરસની ઉમરના હતા ત્યારે એક દિવસ આપે પોતાના વાલિદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં અરજ કરી કે,

"હું પોતાને એક એવું નૂર નિકાળું છું કે તમામ આલમ (દુનિયા) એનાથી મુનવ્વર (રોશન) છે અને તે નૂર દુનિયાના દરેક કણ કણમાં પ્રસારિત છે જેમ કે સૂરજનું નૂર (રોશની) કે તેનાથી આખી દુનિયા રોશન છે."

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહએ ફરમાવ્યું કે,

"હે ફરઝંદ ! તમે પોતાના સમયના કુત્બ થશો. મારી આ વાતને યાદ રાખજો."

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)નો બનાવ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહના જીવનનો એક બનાવ પણ લગભગ હૂબહૂ

એવો જ છે જે નીચે પ્રમાણે છે :

પોતાના હજપ્રવાસ અંગેની કિતાબ 'કુતૂહુલ હર્મૈન'માં આપે લખ્યું છે કે :

"હાજી ઈસ્માઈલ સાહબ (ટેલર, સૂરતી)એ❶ મને એવું મકાન લઈ આપ્યું કે :–

તેની એક બાજુ હરમ શરીફમાં હતી અને
(તેની બીજી બાજુ) હરમ શરીફની બહાર (હતી.)
તે મકાનના નિવાસ દરમિયાન હર વખત
ખાનએ કા'બા આંખોના સામે રહેતો હતો.
મારી આંખો ખાનએ કા'બએ મુઅઝઝમાની
ઝિયારતથી હરેક વખતે મુશર્રફ રહેતી હતી; અને
કા'બએ મુઅઝઝમાનો તે ભાગ મારા સામે રહેતો હતો,
જેને હું જયપુરમાં વીસ વરસ પહેલાં ખ્વાબમાં જોઈ ચૂકયો હતો કે –

**હું કા'બએ મુહતરમનો પરદો પકડીને ઊભો છું.**
**તે વખતે મારો સીનો ચિરાયો અને**
**તેમાંથી સૂરજ નીકળ્યો,**
**જેણે ઊંચે ચઢીને ઘણી જમીનને રોશન કરી."❷**

---

❶ હઝરતના ખાસ મુરીદ અને ચાહક જેઓ આપને પોતાની સાથે હજ માટે લઈ ગયા હતા.

❷ **'કુતૂહુલ હર્મૈન'** ગુજરાતી પૃ. ૫૦, ઉર્દૂ પૃ. ૨૪

# અનુક્રમણિકા



## મુબારક જીવન ચરિત્ર

## રૂહાની ફયઝાન



## હઝરતના ખલીફાઓ

## દીની અને ઈલ્મી ખિદમતો

## કિતાબો, કાવ્યો અને પત્રો

## ઘરેલું અને સામાજિક જીવન તેમજ અખ્લાક અને આદાત

**હજજે બૈતુલ્લાહ શરીફ અને ઝિયારતે રોઝએ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)**

## કશ્ફો, કરામતો, દુઆની કુબૂલિયત

# પેશલફ્ઝ

## હઝરત અકદસ
## મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી
## દામત બરકાતુહુમ



**અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન વ અફઝલુત્તહિય્યાતિ વ અકમલુસ્સલવાતિ અલા સય્યિદિલ મુર્સલીન વ અલા આલિહી વ અસ્હાબિહી વ મન તબિ–અહુમ બિ ઈહસાનિ ઈલા યવમિદ્દીન**



અવલિયાઅલ્લાહ અને ખાસાને ખુદાના વુજૂદે મસ્ઉદ (મુબારક અસ્તિત્વ) અલ્લાહ રબ્બુલ ઈઝઝતની મખ્સૂસ નેઅમતોમાંથી છે અને એ અહલે હક, અલ્લાહવાળાઓની ઝિયારત અને સુહબત ઈન્સાનની અમલી અને અખ્લાકી ઈસ્લાહ (સુધારણા)ના માટે અકસીર નુસ્ખો છે.

એ જ પ્રમાણે બીજા દરજામાં એ બુઝુર્ગોના જીવન ચરિત્રો તેમજ ઈર્શાદાત અને મલફૂઝાત (બોધ વચનો) હકના તાલિબો અને મુરીદો તથા અકીદતમંદોના માટે ખાસ કરીને તેમજ આમ લોકોના માટે સામાન્ય રીતે નૂરના મીનાર અને નિશાને રાહ છે અને દિલોને સંતોષદાયી અને શકિતવર્ધક છે.

એમના મઅમૂલાત અને મુજાહદાઓ, ઉપરાંત ઈબાદતો અને અલ્લાહની મુહબ્બત તથા જનાબ નબીયે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કામિલ (પરિપૂર્ણ) ઈત્તિબાઅ (અનુસરણ) અને સાચા ઈશ્કમાં મજબૂતી તેમજ મકકમતા તથા સુન્નત અને શરીઅતના

એહતિમામ (પ્રબંધ) તેમજ ઈસ્તેકામત (દઢતા)થી ભરપૂર નૂરાની જીવન પ્રસંગોથી એક મહત્ત્વનો ફાયદો આ થાય છે કે એ અહલે મુહબ્બત બુઝુર્ગોની અઝમત અને મુહબ્બત, વાંચનાર અને સાંભળનારના દિલોમાં પૈદા થાય છે. અને એ (અલ્લાહના) આશિકોની મઅનવી (બાતિની) બરકતો અને અસરો પ્રાપ્ત થાય છે.

અને બીજો મોટો ફાયદો આ થાય છે કે, અલ્લાહ તઆલાની ઈતાઅત અને જનાબ નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ અને પૈરવીનો જઝબહ (લાગણી) તથા અલ્લાહ તઆલા અને જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઈશ્ક અને મુહબ્બત તેમજ કુર્બ (નઝદીકી)ની એવી કિંમતી દવલત હાસિલ થાય છે જે ફલાહે દારયન (બંને જહાનના કલ્યાણ)ની ચાવી છે.

એ પ્રમાણે અલ્લાહવાળાઓના તઝકેરહ અને જીવન ચરિત્રો એ હઝરાતના માટે જે તેમના સમકાલીન હોવા છતાં કોઈ કારણે : લાંબુ અંતર, મશગૂલિય્યત કે બીમારીના કારણે તેમની ખિદમતમાં હાજરી અને તેમની સુહબતની અસરના કિમિયાથી ફયઝ હાસિલ નહિ કરી શકયા હોય; અને એ જ પ્રમાણે તેમના બાદ આવનારાઓની નસલ–દર–નસલ (પેઢી દર પેઢી) લાંબા સમય સુધી આ કુદસી (પવિત્ર) સિફાતવાળા અલ્લાહવાળાઓની મુબારક મજલિસો અને પાકીઝા સુહબતોના કાયમ મકામનું કામ આપે છે. અને ફૈઝના એ ચશ્મા (ઝરણાં)થી બાદમાં આવનારી નસલો અલ્લાહના કરમ અને તૌફીકથી ફૈઝ અને બરકતોના રૂહાની ખોરાકોથી તૃપ્ત થતી રહે છે.

**'વ ઝાલિ–ક ફઝલુલ્લાહિ યુઅતીહિ મંય યશાઉ વલ્લાહુ ઝુલ્ ફઝલિલ અઝીમ.'**

[ એ અલ્લાહનો ફઝલ છે, તે જેને ચાહે તેને આપે છે અને અલ્લાહ ઘણો ફઝલવાળો છે. ]

આ મહાન નફાને નઝર સમક્ષ રાખીને કર્ને અવ્વલ (પ્રથમ યુગ)થી જ દરેક દૌરમાં દીન અને મિલ્લતની ખિદમતની ફિક અને ચિંતા ધરાવનારા, ભાગ્યશાળી લોકોએ અવલિયા અને અત્કિયાના હાલાત (જીવન પ્રસંગો) જુદી જુદી ભાષાઓમાં એકત્ર કરીને ખુદાની મખ્લૂકના દીની નફાની કદરપાત્ર પૂંજી ઉપલબ્ધ કરી છે. અને એ સિલસિલો અલ્લાહની તૌફીકથી હંમેશા જારી અને સારી રહેશે.

**'વ મા ઝાલિ–ક અલલ્લાહિ બિ અઝીઝ'**

[ અને અલ્લાહના માટે એ કોઈ જ મુશ્કેલ કામ નથી. ]

અલ્હમ્દુલિલ્લાહ, અલ્લાહની તૌફીકથી મારા મુહિબ્બ અને મુહતરમ જનાબ મૌલાના અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા દામત બરકાતુહુમને અલ્લાહ તઆલાએ આ બાબતમાં ખાસ ઝવક અને જઝબહ (રસ–રુચિ અને લાગણી) આપી છે અને નકશબંદી સિલસિલાના મહાન બુઝુર્ગોના પવિત્ર જીવન ચરિત્રોને ગુજરાતી ભાષામાં એકત્ર કરવાની અને પ્રગટ કરવાની સઆદત (સૌભાગ્ય) હાસિલ થઈ છે.

ખાસ કરીને હઝરત દાદા પીર, પવિત્ર પૂર્વજ, હઝરત મૌલાના અલહાજ શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહ તેમજ મખ્દૂમ અને મુઅઝઝમ હઝરત વાલિદ માજિદ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહના જીવન ચરિત્રો ઘણી અકીદત અને મુહબ્બતની સાથે, વાલિહાનહ અંદાઝમાં સંપાદિત કરવાનો સહેરો તેમના જ શિર ઉપર છે.

અને હઝરત રહમતુલ્લાહિ અલયહના મુબારક જીવનકાળ દરમિયાન જ તથા હઝરત (રહ.)ની ઈજાઝતથી હઝરત દાદા પીર રહમતુલ્લાહિ અલયહની ઉર્દૂ કિતાબોનો અનુવાદ ગુજરાતી ભાષામાં કરીને વિવિધ આવૃત્તિઓ પ્રગટ કરાવી અને એ મુબારક અમલથી ખલ્કે ખુદાને જે રૂહાની ફયઝ પહોંચ્યો અને આ અમલ જેવી રીતે મકબૂલે

આમ (સર્વજન પ્રિય) થયો તે પણ અલ્લાહ તઆલાનો ખાસ ફઝલ અને ઈન્આમ છે.

મારી દિલી ખ્વાહિશ બલ્કે સ્વભાવના તીવ્ર તકાઝા મુતાબિક આ એક કદરપાત્ર ખિદમત તેમણે અંજામ આપી છે જે પોતાના શુયૂખ (પીરો) અને અકાબિર (મહાન બુઝુર્ગો)ની સાથે એમના સાચા રૂહાની તઅલ્લુક અને બાતિની નિસ્બતનો સબૂત છે.

મારી દિલી દુઆ અને નેક તમન્નાઓ હંમેશા એમની સાથે રહી છે અને રહેશે. રબ્બુલ ઈઝઝત એમની સુંદર કોશિશોને કુબૂલિય્યતનો શરફ અતા ફરમાવીને મુસલમાનોના માટે મુફીદ અને નાફેઅ (ફાયદાકારક અને લાભદાયી) બનાવે અને બુઝુર્ગોની અઝમત અને મુહબ્બત અને તેમનાથી સહીહ અને મજબૂત તઅલ્લુક અને કામિલ ઈસ્તિફાદહ (પરિપૂર્ણ ફાયદો) હાસિલ કરવાનો ઝરીયો બનાવે. (આમીન)

દુઆગો,

**મુહમ્મદ ફઝુલર્રહીમ મુજદ્દિદી**

૨૧, જમાદીલ આખિરહ, ૧૪૨૫ હિ.સ.
૮, ઓગષ્ટ, ૨૦૦૪ ઈ.સ. (રવિવાર)

# પ્રસ્તાવના

**અબ્દુલકાદિર ફાતીવાલા**



બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ
નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ



**વાત આરંભુ છું લઈને એનું નામ,**
**જેની બરકતથી ન અટકે કોઈ કામ.**

**છે દયાળુ ને કૃપાળુ એ ખુદા,**
**એના પયગમ્બર ઉપર લાખો સલામ.**



અલ્લાહ તઆલાએ કુર્આને મજીદમાં ફરમાવ્યું છે કે :—

**'વ અમ્મા બિ નિઅમતિ રબ્બિ-ક ફહદ્દિસ'**

[અને પોતાના પરવરદિગારના ઉપકારોનું વર્ણન કરતો રહે.]



કિતાબ **'મકામાતે મઝહરી'**માં હઝરત ગુલામઅલી શાહ સાહબ (રહ.) પોતાના શયખ હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.)ના સંબંધમાં ઈત્તિસાલે રૂહાનીએ હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હાલ બયાન ફરમાવીને શુક્ર તરીકે ફરમાવે છે કે,

"મારા હઝરત સાહબની બુલંદ શાન જુઓ !"

એટલે મારા દિલમાં પણ અલ્લાહ તઆલાએ આ વાત નાંખી કે હું પણ :–

- મારા દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)ના તથા
- મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના હાલાત લખીને લોકો સમક્ષ પેશ કરું અને શુક્રના તૌર પર કહું કે :–

"મારા આ બંને બુઝુર્ગોની શાન જુઓ !"



ઉપરાંત લોકો એ પણ જાણી લે કે,

જે પ્રમાણે કિતાબોમાં અવલિયા અલ્લાહના હાલાત લખ્યા છે, તેવા કમાલાતો ધરાવનારા, પોતાના મહાન બંદાઓને, સર્વશક્તિમાન અલ્લાહ તઆલાએ, આ જમાનામાં પણ, આ દુનિયામાં પેદા ફરમાવ્યા છે !

અને લોકો આ વાત કહેવી છોડી દે કે :–

"મુસલમાનો કબરમાં છે અને મુસલમાની માત્ર કિતાબોમાં છે !"

- આ ગ્રંથનું નામ '**મકામાતે હિદાયત**' રાખ્યું છે. એમાં મારા દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના હાલાત લખવામાં આવ્યા છે. ટૂંકાણ જાળવવા માટે કિતાબમાં આપનું પૂરું નામ વારંવાર ન લખતાં માત્ર 'દાદા હઝરત સાહબ (રહ.)' લખવામાં આવ્યું છે જે ધ્યાનમાં રાખવા વાચકોથી ગુઝારિશ છે.

○ હવે પછી પ્રગટ થનારા બીજા ગ્રંથમાં મારા પીરો મુરીશદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી (રહ.)ના હાલાત ઈન્શાઅલ્લાહ લખવામાં આવશે.

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂનો ઈર્શાદ છે :–

**ઉન્ઝુર ઈલા મા કાલ,**
**વલા તન્ઝુર ઈલા મન કાલ.**

એ જુઓ કે શું કહે છે,
એ ન જુઓ કે કોણ કહે છે.

એટલા માટે

મારી 'ઝાત'ના બદલે,
મારી 'વાત' પર ધ્યાન આપવા વાચકોથી ગુઝારિશ છે.



હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ આ નાચીઝ તરફ હંમેશા શફકત અને મુહબ્બત ફરમાવતા રહે છે. આપની ભલી દુઆઓ આ નાચીઝને હંમેશા પ્રાપ્ત થતી રહે છે. આપે પોતાની અનેક મશગૂલિયત અને મસરૂફિયતમાંથી સમય કાઢીને 'મકામાતે હિદાયત' માટે લખેલા કિંમતી પેશલફઝમાં પણ આ નાચીઝ પ્રત્યેની આપની મુહબ્બત શફકત જાહેર થાય છે. જે બદલ હું આપનો અત્યંત આભારી છું.

અલ્લાહ તઆલા આપની ઉમ્ર દરાઝ ફરમાવે, પરિપૂર્ણ તંદુરસ્તી અને આફિયત અતા ફરમાવે તથા મિલ્લતે ઈસ્લામિય્યહના ઉત્કર્ષ અને ઉન્નતીના માટે આપ જે અથાગ મુબારક કોશિશો અને પરિશ્રમ ફરમાવી રહ્યા છે તેમાં અલ્લાહ તઆલા જવલંત સફળતા અને કામિયાબી અતા ફરમાવે અને

બંને જહાનમાં એનો બહેતરીન બદલો અતા ફરમાવે, અને આપના દરજાને ઉચ્ચ અતિ ઉચ્ચ બનાવે. આમીન.



કિતાબના પ્રુફનું પુનરાવલોકન કરીને એમાં જરૂરી સુધારાઓ અને સૂચનો કરવા બદલ નીચે દર્શાવેલા મારા માનવંત પીર ભાઈઓનો હું અત્યંત આભારી છું. અલ્લાહ તઆલા એમને જઝાએ ખૈર અતા ફરમાવે. આમીન.

(૧) મુહતરમ જનાબ મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ સૂરતી નદવી (દા.બ.) ઉસ્તાદે હદીસ : જામિઆ હિદાયત, જયપુર

(૨) હઝરત મૌલાના ઈબ્રાહીમભાઈ ફુટવાલા નવસારવી નદવી સાહબ (દા.બ.) ખલીફા અને મુજાઝે બયઅત : હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી જયપુરી (રહ.)

(૩) મુહતરમ જનાબ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ સાહબ (દા.બ.) હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના મુરીદ અને ખાદિમ તથા 'અંજુમને હિદાયત' સુરતના સેક્રેટરી



વધારે આનંદની વાત આ છે કે મુહતરમ જનાબ મૌલાના મુહમ્મદ યૂસુફ નદવી સાહબ (દા.બ.)એ તો 'મકામાતે હિદાયત' કિતાબનો ઉર્દૂ ભાષામાં અનુવાદ પણ ખૂબ જ મહેનતથી કરી દીધો છે. જેને ઈન્શાઅલ્લાહ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) પ્રગટ ફરમાવશે એવી ઉમ્મીદ છે.

મારી મર્યાદિત માહિતી અને સમજશકિત પ્રમાણે મજકૂર બનાવો મેં લખ્યા છે. આધાર ગ્રંથોની તથા અન્ય માહિતી આ સાથે આપી છે. હજુ એવા અસંખ્ય મહત્વના બનાવો અને પ્રસંગો એવા હશે જેની મને જાણ ન હોવાના કારણે લખી શકાયા નથી. દાદા હઝરત સાહબ (રહ.)ના મુરીદો અને અકીદતમંદો પૈકી ઘણાં માનવંત શખ્સો હજુ હયાત છે. જેમની પાસે ઘણી માહિતીઓ હશે. એ હઝરાત અગર એવા પ્રસંગો લખી મોકલવા મહેરબાની કરશે તો હું ઘણો આભારી થઈશ અને તેને બીજી આવૃત્તિમાં ઈન્શાઅલ્લાહ સમાવી લેવાની કોશિશ કરીશ.

ખૂબ જ ટૂંક સમયમાં કિતાબનું સુંદર, આકર્ષક મુદ્રણ કરી આપનાર મારા પીર ભાઈ મુહતરમ ડોકટર ગુલામ અહમદ કાપડીઆ સાહબના સૌજન્યશીલ, ખૂશઅખ્લાક અને મુદ્રણ કળામાં કુશળ સાહબઝાદાઓ શાહિદભાઈ તથા મઝહરભાઈનો પણ હું ખૂબ જ આભારી છું.

અહલે ઈલ્મ બુઝુર્ગોની ખિદમત શરીફમાં વિનમ્ર વિનંતી છે કે :–

મારી જાહેરી ઈલ્મની અલ્પતા,
મારી બાતિની ઈલ્મની શૂન્યતા,
અકલે મઆદનો અભાવ,
અકલે મઆશની પામરતા,
અને
બશરીયતના તકાઝાના કારણે
કોઈ વાત વધતી ઓછી થઈ ગઈ હશે,
અથવા કોઈ ભૂલચૂક થઈ ગઈ હશે,
તો તે તરફ મારું ધ્યાન દોરવા મહેરબાની ફરમાવે,
અને મારા માટે દુઆએ ખયર ફરમાવે !

**'વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ'**

[તમામ તવફીકો અલ્લાહના તરફથી જ છે.]



અલ્લાહ તઆલા મારી આ અદના કોશિશને, પોતાની દરિયાએ રહમતથી કબૂલ ફરમાવી, આખિરતની નજાતનો ઝરીયો બનાવે !

**રહમતે હક બહાના મી જૂયદ,**
**બહા નમી જૂયદ.**

[અલ્લાહની રહમત માત્ર બહાનું શોધે છે,
મૂલ્ય કે વળતર શોધતી નથી !]



**રબ્બના તકબ્બલ મિન્ના**
**ઈન્ન-ક અન્તસ સમીઉલ અલીમ.**

હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે !

**મોટા ઘાંચીવાડ,** **અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,**
**વલસાડ ૩૯૬ ૦૦૧** **અબ્દુલકાદિર ફાતીવાલા**

૨૬, જમાદિલ આખર, ૧૪૨૫ હિજરીસન
મુતાબિક
૧૩, ઓગષ્ટ, ૨૦૦૪ ઈસ્વીસન, જુમ્આ

## આધાર ગ્રંથો અને સામયિકો

| | | |
|---|---|---|
| ૧ | 'મેઅયારુસ્સુલૂક' | : હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) |
| ૨ | 'અહસનુત્તકવીમ' | : નં.૧ પ્રમાણે |
| ૩ | 'ફુતૂહુલ હર્મૈન' | : નં.૧ પ્રમાણે |
| ૪ | 'દુર્રે લાસાની' | : નં.૧ પ્રમાણે |
| ૫ | 'શમ્એ હિદાયત' | : હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ (રહ.) |
| ૬ | 'ચશ્મએ હિદાયત' | : જ. હમીદુલ્લાહ સોહરાબી સા. |
| ૭ | 'હિદાયત' અઠવાડિક | : ઈસવીસન ૧૯૫૮ના અંકો |
| | તંત્રી | : અલ્લામા પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ (દામત બરકાતુહુમ) |
| ૮ | 'હિદાયત' ઉર્દૂ માસિક | : નવે., ડિસેમ્બર ૧૯૯૪ તથા જાન્યુ. ૧૯૯૫ના અંકો |
| | તંત્રી | : હઝરત મૌલાના મુહમ્મદ ઝિયાઉર્રહીમ સાહબ, નદવી અઝહરી (દા.બ.) |



કિબ્લા પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના મુબારક મુખે તેમજ અન્ય વિશ્વાસપાત્ર વ્યક્તિઓના મુખે સાંભળેલી આધારભૂત વાતોનો આધાર પણ આ કિતાબના લેખનમાં લીધો છે.



# મુબારક જીવનચરિત્ર





જો હિદાયત ઔર અલીકી
હય સિફતસે મુતસિફ

દે મુઝે તૌફીક હક
ઉસ મુકતદાકે વાસ્તે

# પૂર્વજો

આપના દાદા સમન ખાન સાહબ અને પિતા યૂસુફ ખાન સાહબ મૂળ 'રોહ' (અફઘાનિસ્તાન)ના રહેવાશી હતા. અર્થાત આપના પૂર્વજો રોહીલા પઠાણ હતા.

આપના પિતા યૂસુફ ખાન સાહબ ભરયુવાન વયે અફઘાનિસ્તાનથી સ્થળાંતર કરીને ભારત આવ્યા અને રામપૂર (યુ.પી.)માં સ્થાયી થયા. તેઓ ઘોડાના શાહ સોદાગર હતા. ઈ.સ. ૧૮૫૬ માં આપ ઘોડા લઈને જૂનાગઢના નવાબ સાહબની પાસે ગયા હતા અને નવાબ સાહબના મહેમાને ખુસૂસી હતા. અચાનક આપને ન્યૂમોનીયા થયો અને ઈન્તેકાલ થઈ ગયો. જૂનાગઢના નવાબ સાહબે પુરા આદાબ અને શાહી રસ્મ પ્રમાણે પોતાના માનવંત મહેમાનને શાહી કબ્રસ્તાનમાં દફન કર્યા. આપનો ઈન્તેકાલ ડિસેમ્બર, ઈ.સ. ૧૮૫૬ માં થયો.

યૂસુફખાન સાહબની એક જ બીવીથી સાત પુત્રો અને ત્રાણ પુત્રીઓ મળી દસ સંતાન થયા હતા. જેમના નામો આ પ્રમાણે છે :

પુત્રો :-

(૧) મુહમ્મદઅલી ખાન
(૨) અહમદઅલી ખાન
(૩) મુનવ્વરઅલી ખાન
(૪) અસગરઅલી ખાન
(૫) હશમતઅલી ખાન
(૬) તહૂરઅલી ખાન
(૭) મુહમ્મદ હિદાયતઅલી ખાન

પુત્રીઓ :-

(૧) નાયાબ બેગમ (૨) ફીરોઝી બેગમ (૩) સિકંદરી બેગમ

હઝરત મવલાના મુહમ્મદ હિદાયતઅલી ખાન સાહબ (રહ.) બધાં ભાઈ-બહેનોમાં સૌથી નાના હતા.

## જન્મ

આપનો જન્મ ઈ.સ. ૧૮૫૭ ના બળવાથી ચાર વરસ પહેલાં ૨૧ (એકવીસ)મી ઓકટોબર, ૧૮૫૩ ઈ.સ. (હિ.સ. ૧૨૭૭)ના રોજ રામપૂર (યુ.પી.)માં થયો હતો.[1] વાલિદના ઈન્તેકાલ વખતે આપની ઉંમર માત્ર ત્રાણ વરસની હતી.



## શિક્ષાણ અને કેળવણી

આપે પ્રાથમિક અને માધ્યમિક કક્ષા સુધીની દીની તાલીમ રામપૂરમાં જ હાસિલ કરી. ઉચ્ચ દીની તાલીમ રામપૂર ઉપરાંત ભોપાલમાં પણ હાસિલ કરી. પોતાની ઉચ્ચ સલાહિયતો, ઈલ્મનો શોખ, મહેનત અને ઉચ્ચ કક્ષાના ઉસ્તાદોના કારણે માત્ર વીસ વરસની યુવાન વયે તો આપ પ્રખર આલિમ બની ગયા. ઉર્દૂ, ફારસી અને અરબી, ત્રાણે ભાષાઓ પર આપે કાબૂ મેળવ્યો. આપના હસ્તાક્ષરો મોતીના દાણા જેવા અતિ સુંદર હતા.

## શારીરિક શિક્ષાણ

આપે માત્ર માનસિક તાલીમથી સંતોષ ન માનતા શારીરિક શિક્ષાણ પ્રત્યે પણ પૂરતું લક્ષ્ય આપ્યું. આપે લશ્કરના કોઈ સૈનિકને છાજે એવી શારીરિક કેળવણી અને શસ્ત્રોની તાલીમ પણ મેળવી.

---

[1] એક અજીબ ઈત્તેફાક છે કે આ નાચીઝ લેખકની જન્મ તારીખ પણ ૨૧ (એકવીસ)મી ઓકટોબર છે.

આપનો મધ્યમ ઊંચો, પડછંદ, કસરતો વડે કસાયેલો કદાવર બાંધો, ખૂબ જ ગોરો વાન અને અત્યંત રૂપાળો ચહેરો સેંકડોમાંથી અલગ તરી આવતો.

ચાલવામાં ઝડપ એટલી હતી કે સાથે રહેવા માટે બીજાઓએ તો દોડવું જ પડે !

## કુશળ તરવૈયા

આપ કુશળ તરવૈયા પણ હતા. ખાસ કરીને પાણીમાં ડૂબકી મારીને શ્વાસ રોકીને લાંબો સમય અંદર રહેવામાં આપ અજોડ હતા. આ બાબતમાં એક બનાવ ઘણો જાણીતો છે.

એક દિવસે આપ નહાવાના માટે પોતાના હમસબક તાલિબે ઈલ્મો (સ્વાધ્યાયીઓ) સંગાથે 'કોષી' નદી પર ગયા. કોષી નદી રામપૂરથી એક કોસના અંતરે (અઢી કિલોમીટર દૂર) આવેલી છે. નહાતી વખતે આપે નદીના પાણીમાં ડૂબકી મારી. આપ એટલા લાંબા સમય સુધી પાણીમાં રહ્યા કે આપના સાથીઓ એવું સમજ્યા કે આપ ડૂબી ગયા છે! એટલે ખબર કરવા માટે બધાં ગામ તરફ દોડયા. આપ પાણીમાંથી ઉપર આવ્યા. સાથીઓને ગામ તરફ દોડતા જોઈને મોટેથી બૂમ પાડી તેમને બોલાવ્યા. આપને પાણી ઉપર જોઈને સૌ નવાઈ પામ્યા !

## જાહેરી ઈલ્મની સાથે બાતિની ઈલ્મની લગન

રામપૂરમાં આપના વાલિદના મકાનની સામે મશહૂર બુઝુર્ગ હઝરત શાહ દરગાહી સાહબ (રહ.)નો મઝારે મુબારક હતો. એટલે આપનો વધારે સમય મઝાર ઉપર હાજરીમાં પસાર થતો. આપ પોતાની દરસી કિતાબો (પાઠય પુસ્તકો) પોતાની સાથે લઈને મઝાર

શરીફ પર તશરીફ લઈ જતા અને ત્યાં જ બેસીને કિતાબો વાંચતા રહેતા અને સાથે જ સાહબે મઝારના રૂહાની ફયઝથી પણ લાભ મેળવતા રહેતા.

આપની મોટી બહેન નાયાબ બેગમની શાદી રામપૂરમાં હાજી મુહમ્મદ અલી ખાન સાહબથી થઈ. આપના બનેવી રામપૂર રિયાસતમાં સેશન્સ જજ હતા.

બંને ભાઈ-બહેન વચ્ચે ગાઢ પ્રેમભાવ હતો. બહેનના ઘરની નજીક મશહૂર ફયઝવંત બુઝુર્ગ હઝરત હાફિઝ જમાલ સાહબ (રહ.)નો મઝારે મુબારક હતો. એટલે આપ ત્યાં પણ હાજરી આપવા માંડયા.

આપને વિદ્યાર્થી અવસ્થાથી જ તસવ્વુફની કિતાબોના વાંચનનો પણ શોખ હતો. એટલે જાહેરી ઈલ્મની સાથે બાતિની ઈલ્મની લગન પણ આપમાં પયદા થઈ ગઈ હતી.

'મેઅયારુસ્સુલૂક'ની પ્રસ્તાવનામાં આપ પોતે લખે છે કે :-

> "આઠ-નવ વર્ષની ઉંમરથી જ ખુદાવંદ તઆલાની કૃપાથી ઉલ્માએ રબ્બાનીની સેવામાં હાજર થવાનો અને શરીઅત તેમજ તરીકતની વાણી સાંભળવાનો શોખ રહ્યો છે. ઘણી વખત મોટા મોટા ઉલ્મા અને બાબરકત દરવેશોની સેવામાં હાજર થયો છું અને તેમની સુહબતથી અકાઈદે હક્કા અને ઉસૂલે દરવેશી કાનમાં પડયા છે."

(ઉર્દૂ પા. ૨ ગુજ. પા. ૩૮)

## બહેન-બનેવી જયપૂર ગયા

આપના બનેવી હાજી મુહમ્મદ અલી ખાન સાહબ, સેશન્સ જજ રામપૂરને રિયાસતે જયપૂર તરફથી પ્રધાનપદની પેશકશ કરવામાં

આવી. હાજી મુહમ્મદઅલી ખાન સાહબે આ પેશકશ કબૂલ કરી લીધી અને પોતાના પરિવાર સાથે જયપૂર સ્થળાંતર કરી ગયા. જયપૂરમાં તેમને વઝીરે માલ (નાણાં પ્રધાન)નો ઉચ્ચ હોદ્દો આપવામાં આવ્યો જે તે વખતે મેમ્બર ઓફ કાઉન્સીલના નામથી ઓળખાતો હતો. જયપૂરમાં ત્યારે રાજા માનસિંઘનું શાસન હતું.❶

## ઈબાદત અને મુઆમલાતમાં સમતોલન

હઝરત શાહ મુહમ્મદ હિદ્દાયતઅલી સાહબ (રહ.)ને યુવાન વયે જ પગપાળા હજ્જ કરવાનો શોખ પયદા થયો. એટલે આપ રામપૂરથી જયપૂર પોતાના બહેન-બનેવીની પાસે આવ્યા. પોતાની બહેન સમક્ષ આપે પગપાળા હજનો પોતાનો ઈરાદો જાહેર કર્યો અને એ માટે બહેનની સંમતિ માંગી.

તે ઝમાનામાં હાલના જેવા રસ્તાઓ, પુલો તથા બીજી સગવડો ન હતી. પગપાળા હજ કરનારે અનેક વિકટ ઘાટીઓ, ડુંગરો, પહાડો, ભયાનક જંગલોમાંથી પસાર થવું પડતું હતું. વળી રસ્તામાં અનેક પ્રકારની ભાષાઓ, ધર્મો, રીત-રિવાજો ધરાવતા લોકોના સંપર્કમાં આવવું પડતું હતું. એટલે માત્ર ૨૦ (વીસ) વરસના નવયુવાન ભાઈને પગપાળા હજ માટે મોકલાવાની બહેનની ઈચ્છા ન હોવાથી વાતને ટાળી દીધી.

બહેનને ત્યાં આવ્યાને આપને જ્યારે ત્રણ દિવસ થઈ ગયા ત્યારે આપે બહેનને કહ્યું કે,

"આજે ત્રીજો દિવસ છે. ત્રણ દિવસથી વધારે તમારા મહેમાન તરીકે રહેવું હું યોગ્ય સમજતો નથી કારણકે એવું કરવું

---

❶ 'શમ્એ હિદાયત' પા. ૧૬૬

ઈત્તિબાએ સુન્નતના ખિલાફ છે. એટલે કયાં તો મને પગપાળા હજ કરવા દો અને જો એની વ્યવસ્થામાં કંઈ મોડું થાય તેમ હોય તો મારી પોતાની કમાણી માટે કોઈ ઉપાય કરો.''

બહેનનો ઈરાદો તો હતો જ કે પગપાળા હજથી આપને રોકવામાં આવે એટલે પોતાના પતિ હાજી મુહમ્મદઅલી ખાન મારફતે આપને કોર્ટના ચુકાદાઓની નકલો કરવાનું કામ અપાવ્યું. તે વખતે રિયાસતે જયપૂરની ભાષા ઉર્દૂ હતી અને આપના હસ્તાક્ષરો મોતીના દાણાં જેવા અતિ સુંદર હતા એટલે આ કામ આપને ઘણું અનુકૂળ આવ્યું.

આ બનાવથી એક તરફ સુન્નતોનું ચુસ્ત પાલન કરવાનો આપનો નિર્ધાર દેખાય છે જ્યારે બીજી તરફ પોતાની ખુદારી, સ્વમાન અને આત્મગૌરવ જાળવવાની વૃત્તિ પણ સ્પષ્ટ દેખાય છે.

પગપાળા હજનો ઈરાદો ઈબાદતથી સંબંધ ધરાવે છે અને ત્રણ દિવસથી વધારે મહેમાન ન રહેવાનો સંબંધ મુઆમલાતથી છે. આપે એક તરફ ઈબાદત માટે જોશ અને જઝબહનો ઈઝહાર કર્યો તો બીજી તરફ મુઆમલાતમાં હોસલામંદી અને હકીકત પસંદીથી કામ લીધું.

ઈબાદતનો સંબંધ ખુદાની સાથે છે અને મુઆમલાતનો સંબંધ ખલ્કે ખુદાની સાથે છે. કામિયાબી તેના જ માટે છે જે ઈબાદત અને મુઆમલાતમાં સમતોલન જાળવવામાં સફળ થઈ જાય.❶

## શાદી

આ રીતે આપ સ્થાયી થયા એટલે આપના બહેન અને બનેવીએ આપની શાદી માટે કોઈ યોગ્ય કન્યાની શોધ કરવા માંડી. તે વખતે જયપૂરની સીટી પોસ્ટ ઓફિસમાં, જે આજે પણ સાંગાનેરી ગેઈટની

❶ હફીઝ નિઝામી : 'હિદાયત' (ઉર્દૂ માસિક) જિલ્દ ૩, અંક ૨-૩, પા.૧૦૯,૧૧૦

બહાર મોજૂદ છે, તેમાં જનાબ સૈયદ અહમદઅલી સાહબ પોસ્ટ માસ્ટર હતા. આપનું ખાનદાની વતન પીલીભીત (યુ.પી.) હતું અને આપના વાલિદ રિયાસતે રાજકોટ (કાઠિયાવાડ, ગુજરાત)ના મદારુલમહામ (વઝીરે આ'લા-મુખ્ય પ્રધાન) રહી ચૂકયા હતા. જનાબ સૈયદ અહમદઅલી સાહબ ઘણાં ખુદાતરસ અને ખુદા પરસ્ત બુઝુર્ગ હતા અને આખી આખી રાત મુરાકિબ (અલ્લાહના ઝિક્રમાં ડૂબેલા) રહ્યા કરતા હતા. તેમની નેક સાહબઝાદી પર સૌની પસંદગી ઉતરી અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબની શાદી તેમની સાથે કરવામાં આવી.[1]

આપના બીવી સાહિબા ખૂબ જ નેક, પરહેઝગાર, મુત્તકી, સાલિહા, આબિદા, સાબિરા અને ખિદમતગુઝાર ખાતૂન હતા.

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

> ''તે ઝમાનામાં ઈલેક્ટ્રીક પંખાઓ પ્રચલિત ન હતા. દાદા સાહબ (રહ.) હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)થી બયઅત થયા બાદ જ્યારે આખી આખી રાત મુરાકિબ થઈને અલ્લાહના ઝિક્રમાં બેસી રહેતા હતા ત્યારે ઉનાળામાં મારા દાદી અમ્મા તેમની પાછળ બેસીને આખી આખી રાત હાથ વડે પંખો નાંખ્યા કરતા હતા ! જેના કારણે દાદી અમ્માના હાથોમાં આંટણ પડી ગયા હતા !''

## નાની ઉંમરથી જ તહજ્જુદની પાબંદી

નાની ઉંમરથી જ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી

[1] 'શમ્એ હિદાયત' : પા. ૧૭૦

સાહબ (રહ.) નમાઝોના ચુસ્ત પાબંદ હતા. અહીં સુધી કે આપ તહજ્જુદની નમાઝ પણ કઝા થવા દેતા ન હતા.

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)નું બયાન છેકે,

'મારા દાદી અમ્મા મને ફરમાવ્યા કરતા હતા કે :

"તમારા દાદા જોડે મારી શાદી થઈ છે ત્યારથી તમારા દાદાની તહજ્જુદની એક પણ નમાઝ કઝા થયેલી મેં જોઈ નથી !"

જો તહજ્જુદની નમાઝ વિશે આપ (રહ.) આટલા ચુસ્ત અને ચીવટવાળા હોય તો શરીઅતની બીજી બાબતોમાં આપ કેટલા આગ્રહી હશે તેનું અનુમાન કરી શકાય છે.

આપ શરીઅત અને સુન્નતના ચુસ્ત પાબંદ હતા.

આપ પોતે પોતાની એક નઝમમાં ફરમાવે છે કે :

જો કરે દઅવએ વિલાયત હો શરીઅતકે ખિલાફ;
જાન લો કાઝિબ❶ હય વોહ બસ ઈસ સિવા કુછ ભી નહીં.
મત બના સૂરત ફકીરોંકી ન હો મશહૂર તૂ;
મુત્તબએ ખયરુલ બશર (સલ.)❷ હો
બસ ઈસ સિવા કુછ ભી નહીં.

## તહજ્જુદની ફઝીલત

તહજ્જુદની નમાઝની ફઝીલતો હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ 'મેઅયારુસ્સુલૂક'માં ઘણાં વિસ્તારથી

---

❶ કાઝિબ : જૂઠો ❷ હુઝૂરે (સલ.)ના નકશે કદમ પર ચાલનારો

લખીને તેને અદા કરવા માટે ખૂબ ભાર મૂકેલો છે. તેમાંથી કેટલીક ઈબારતો અને પંક્તિઓ અહીં ઉતારું છું.

આપ (રહ.) લખે છે કે :

હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહ પોતાની કિતાબ 'માલાબુદ મિન્હૂ'માં તહજ્જુદની નમાઝને સુન્નતે મુઅક્કિદહ ફરમાવે છે.

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :-

> "પાંચ ફર્ઝ નમાઝો પછી તહજ્જુદની નમાઝ કરતાં અશરફ અને આ'લા બીજી કોઈ નમાઝ નથી. તહજ્જુદની નમાઝની એક રકઅત, નફિલ નમાઝની હઝાર રકઅત કરતાં બેહતર છે."

હદીસ શરીફમાં આવ્યું છે કે :

અલ્લાહ તઆલા છેલ્લી રાતે પ્રથમ આસમાન પર જલ્વા અફરોઝ થઈને પોતાના બંદાઓને પુકારે છે કે,

છે કોઈ મગફિરત ચાહનારો કે તેને બખ્શું ?
છે કોઈ રોઝી માંગનારો કે તેને રોઝી આપું ?
છે કોઈ હાજતવાળો કે તેની હાજત પૂરી કરું ?

સુબ્હે સાદિક સુધી આ પ્રમાણે ઈર્શાદ થતો રહે છે !

હે બંદએખુદા !
હે તાલિબેખુદા !
આવા (કીમતી) સમયને હરગીઝ હરગીઝ હાથથી જવા ન દો !
બીજા વખતોમાં તમે ખુદાને પુકારો છો,
આ વખતમાં ખુદ ખુદા તમને પુકારે છે.

હર શબે આખિરમેં રબ્બુલ આલમીન;
અઝ તુફયલે રહમતુલ્લીલ આલમીન.

તા સુબહ સાદિક યે ફરમાયે ખુદા;
બખ્શીશો રહમતકા દર મેરા ખુલા.

માંગો મુઝસે મૈં વોહી દૂંગા ઝરૂર;
ઉઠો હાઝિર હો ન ભાગો દૂર દૂર.

મુન્ઈમો❶ ગફફારો❷ રહમાનો રહીમ;
મૈં હું રાઝિક❸ ઔર સત્તારો❹ કરીમ❺.

આવો દેખો મેરા ઈન્આમો કરમ;
સબ ખતાએં બખ્શ દૂંગા યક કલમ.

બેકસોં❻કે દરપે ફિરતે હો સદા;
કાદિરે મુત્લક❼સે માંગો તો ઝરા.

અઝ ગદા❽ તા શાહ સબ મોહતાજ હય;
અંબિયા વ અવલિયા મોહતાજ હય.

દરપે મોહતાજો કે અય મોહતાજ ક્યું?
આરઝૂ લેકર કે તૂ જાતા હય ક્યું ?

'ફસતજબના'❾ યે મેરા વઅદા હય આમ;
મેરે બંદે માંગના તેરા હય કામ.

મૈં ગની હૂં ઔર સબ મોહતાજ હય;
હય ગદા યા ખ્વાહ સાહબે તાજ❿ હય.

અય બિરાદર કબ તલક સોતા રહે;
ઉમ્ર અપની મુફતમેં ખોતા રહે.

રૂઈએ ગફલત કાનસે અબ તું નિકાલ;
સુરમા દીદે હક્કા અબ આંખોમેં ડાલ.

નિંદને રખ્ખા ન તુઝકો કામ કા;
તું મુસલમાં રહ ગયા બસ નામ કા.

અય મુહિબ્બે ખ્વાબ(11) દુશ્મને આકિબત;
આકિબત હોવે ખરાબ દર આખિરત.

રબ પુકારે ઔર તું ગાફિલ રહે,
નિંદસે ઊઠનેમેં તું કાહિલ(12) રહે.

દઅવએ હુબ્બે ખુદા(13) કરતા હય તું,
ઔર ખિલાફ ઈસકે સદા કરતા હય તું.

અય મુનાફિક કાઝિબો(14) અય બુલફુઝૂલ,(15)
કબ કરે નૂરે ખુદા દિલમેં નુઝૂલ.

યે ખુમારે નિંદ તેરા કબ તલક,
બિસ્તરે રાહત પે સોના કબ તલક.

યે જવાની યે તગાફુલ(16) કબ તલક,
યે પીસર(17) યે માલો દવલત કબ તલક.

એક દિન યે ખાકમેં મિલ જાયેંગે,
જિસ્મ તેરા જાનવર ખા જાયેંગે.

ઊઠ ખુદાકે વાસ્તે અબ તું ઝરા,
મઅસિયત(18)સે ભાગ રબસે દિલ લગા.

બંદગી હય કામ બંદેકા સદા,
સાબિરો (19)શાકિર (20)બ તસ્લીમો રઝા.(21)

ગર ન કી તુંને યહાં કુછ બંદગી,[24]
હસરતો અફસોસ હો શરમીંદગી.

હઝરતે મૌલાના રૂમીએ જનાબ,
ઉમ્મતે અહમદ (સલ.)કો કરતેં હય ખિતાબ.

ઝિંદગી આમદ બરાયે બંદગી,
ઝિંદગી બેબંદગી શરમીંદગી.

મા ખલક્તુલ જિન્ન વલ ઈન્સ બે ખ્વાન,
જુઝ ઈબાદત નેસ્ત મક્સૂદ અઝ જહાન.[25]

**('મેઅયારુસ્સુલૂક' ગુજ. પૃ. ૩૪૨ થી ૩૪૭, ઉર્દૂ પૃ. ૧૭૩ થી ૧૭૬)**

---

| | | | |
|---|---|---|---|
| ❶ | મુન્ઈમ | : | નેઅમત આપનારો. |
| ❷ | ગફ્ફાર | : | માફ કરનારો. |
| ❸ | રાઝિક | : | રોઝી આપનારો (ખુદા) |
| ❹ | સત્તાર | : | પરદાપોશ, આબરૂ સાચવનારો, અયબોને ઢાંકનારો. |
| ❺ | કરીમ | : | કૃપાળુ |
| ❻ | બેકસ | : | લાચાર, નિરાધાર |
| ❼ | કાદિરે મુત્લક | : | સર્વ શકિતમાન (ખુદા) |
| ❽ | ગદા | : | ભિખારી |
| ❾ | ફસ્તજબના | : | કુર્આન શરીફની આયત 'ઉદઉની અસ્તજીબ લકુમ' (મારી સમક્ષ દુઆ કરો; હું તમારી દુઆ કબૂલ કરીશ.) તરફ સંકેત છે. |
| ❿ | સાહબે તાજ | : | બાદશાહ, શહેનશાહ |
| ⓫ | મુહિબ્બે ખ્વાબ | : | નિંદ્રાનો ચાહક |
| ⓬ | કાહિલ | : | આળસુ |
| ⓭ | હુબ્બે ખુદા | : | ખુદાની મુહબ્બત |

## મુસલમાનોની પડતીનું મુખ્ય કારણ

'ફુતૂહુલ હરમયન'માં આપ (રહ.) લખે છેકે :-

આપણી મુસલમાનોની અત્યારે જે પડતી અને અવદશા થઈ છે, તે ઈમાનની કમજોરી અને નબીએ કરીમ અલયહિસ્સાલાતો વસ્સલામની મુહબ્બત અને ઈત્તિબાઅની કમીના કારણે થઈ છે. અને એમાં મૂળ પાયાની વસ્તુ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત છે. મુહબ્બત જ એક એવી ચીઝ છેકે જે મુશ્કેલમાં મુશ્કેલ કામને પણ મુશ્કેલ સમજતી નથી અને મુહબ્બત ન હોય તો દરેક આસાન કામ પણ મુશ્કેલ લાગે છે.

---

⑭ કાઝિબ : જૂઠો, અસત્યવાદી
⑮ બુલફુઝૂલ : વ્યર્થ વાતોડિયો
⑯ તગાફુલ : ગફલત
⑰ પીસર : પુત્ર (સંતાન)
⑱ મઅસિયત : ગુનાહ
⑲ સાબિર : સબ્ર કરનારો
⑳ શાકિર : શુક્ર કરનારો
㉑ રઝા : ખૂશી, પ્રસન્નતા

㉒ હઝરત મૌલાના રૂમી (રહ.) :
મહાન બુઝુર્ગ અને ફારસી ભાષામાં 'મષનવી શરીફ'ના લેખક

㉓ 'ઝિંદગી આમદ.....મકસૂદ અઝ જહાન' :
ઝિંદગી બંદગી કરવાના માટે આવેલી છે. (એટલે) બંદગી વિનાની ઝિંદગી શરમજનક છે. (અલ્લાહ તઆલા પોતાના કલામે પાકમાં ફરમાવે છે કે) 'જિન્નાત અને ઈન્સાનને દુનિયામાં પયદા કરવાનો અમારો મકસદ (હેતુ) ઈબાદત સિવાય અન્ય કંઈ નથી.'

એની સાબિતી માટે હદીસ શરીફ મોજૂદ છે :-

અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર ખત્તાબ (રદિયલ્લાહુ અન્હુ)થી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"હે ઉમર (રદિયલ્લાહુ અન્હુ)
જ્યાં સુધી તમારા દિલમાં મારી મુહબ્બત તમારા મા, બાપ, અવલાદ, માલ, જાનથી વધારે ન થશે, તમારું ઈમાન કામિલ (પરિપૂર્ણ) ન થશે."

આપ (રહ.) આગળ લખે છે કે :-

આપણે મુસલમાનો પોતાના ગિરેબાનમાં મુખ નાખીને જોઈએ, કે આપણા દિલોમાં હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની મુહબ્બત વધારે છે કે મા, બાપ, અવલાદ, માલ અને જાનની ?

બલ્કે હું તો કહું છું કે આપણા દોસ્તોની મુહબ્બત આપણા દિલોમાં એટલી છે, જેટલી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નથી !

એની સાબિતી આ છે કે :-

આપણે કેટકેટલા કલાકો દોસ્તોની સુહબતમાં વિતાવી દઈએ છીએ અને છતાં બોજો નથી લાગતો. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર પંદર મિનિટ પણ દુરૂદ શરીફ પઢવું બોજો લાગે છે !

દોસ્તોની શિકલ, સૂરત, આદતો જે (ભલે) શરીઅતના ખિલાફ હોય (છતાં) તેનું અનુકરણ કરીએ છીએ, અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) કરતાં નથી !

તો પછી રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતનો દાવો કરવો જૂઠાણું નથી તો શું છે?

"કુલ ઈન કુન્તુમ તુહિબ્બુનલ્લાહ
ફત્તબિઉની યુહબિબ કુમુલ્લાહ."

(હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !)
(લોકોને આપ) કહી દો કે જો તમને અલ્લાહપાકથી મુહબ્બત છે તો મારી ઈત્તિબાઅ કરો, અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત કરશે.

(સૂરએ 'આલિ ઈમ્રાન', આયાત : ૩૧)

હકીકતમાં સાચી વાત એ છે કે નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની મુહબ્બતમાં જેટલા પ્રમાણમાં કમી થઈ છે એટલા પ્રમાણમાં ઈમાનમાં કમજોરી વધી છે અને એ જ પ્રમાણે ઈસ્લામની દરેક તરક્કીમાં, ઈઝઝતમાં અને રાહતમાં કમી પયદા થઈ છે. ❶

ગરઝ કે, આપણને મુહબ્બત ન હોવાના કારણે આપણે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામથી દૂર છીએ. જો મુહબ્બત કામિલ હોય તો ફઝલે ખુદાથી કંઈ દૂરી નથી.❷

## નાની ઉંમરથી જ દુરૂદ શરીફ પુષ્કળ પઢતા હતા

આપ 'કુતૂહુલ હરમયન'માં લખે છે કે :-

હું મારા મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ રહમતુલ્લાહિ અલયહથી જ્યારે બયઅત થયો, તેનાથી કેટલાંયે વરસો પહેલાંથી હું બાઅદબ જેટલું બની શકે એટલું દુરૂદ પઢયા કરતો હતો.

---

❶ 'કુતૂહુલ હરમયન' : ગુજરાતી પા. ૪૪, ૪૫ ઉર્દૂ પા. ૧૮, ૧૯
❷ 'કુતૂહુલ હરમયન' : ગુજરાતી પા. ૬૬ ઉર્દૂ પા. ૩૭

એક દિવસે મારો પગ દોઝાનૂ બેઠાં બેઠાં દુઃખવા લાગ્યો તો મેં એક પગને નમાઝના કાઈદા પ્રમાણે રહેવા દીધો અને બીજા પગના ઘૂંટણને ઉઠાવી લીધો અને દુરૂદ શરીફ પઢવા લાગ્યો.

તે જ સમયે એક બુઝુર્ગ તશરીફ લાવ્યા અને મારી પીઠ પર એક થપ્પડ મારીને ફરમાવ્યું,

"બાઅદબ થઈને દુરૂદ શરીફ પઢ !"

અને પછી તે બુઝુર્ગ ગાયબ થઈ ગયા !

તે દિવસથી હું મજબૂરીની હાલત સિવાય હમેશાં દુરૂદ શરીફ દોઝાનૂં (નમાઝમાં બેસે છે તે રીતે) બેસીને બાઅદબ પઢું છું.

એટલે દરેક શખ્સે બની શકે ત્યાં સુધી બાવુઝૂ, બાઅદબ દુરૂદ શરીફ પઢવું જોઈએ. જો કે શરીઅતના મસ્અલા પ્રમાણે વુઝૂ વગર, હરતાં ફરતાં પણ દુરૂદ શરીફ પઢી શકે છે; પરંતુ બાવુઝૂ, બાઅદબ પઢવું બહેતર છે.

અને આ હું એટલા માટે કહું છું કે કેટલીક વખતે, જ્યારે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની નઝરે કરમ થાય છે, ત્યારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દુરૂદ શરીફ પઢનારની પાસે પોતે જ તશરીફ લાવે છે. આ વાત તઅજ્જુબની નથી.

મેં કેટલીયે વખત આ વાત જોઈ છે, કે દુરૂદ શરીફ પઢવાના સમયે અજીબો ગરીબ ખૂશબૂઓ આવી છે જે કોઈ પણ અત્તરમાં હોતી નથી !

કેટલીક વખતે એ માલૂમ પડયું કે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ ખુદ તશરીફ લાવ્યા છે !

કયારેક સહાબા રદિયલ્લાહુ અન્હુમે ફરમાવ્યું કે,

"હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ તશરીફ લાવ્યા હતા."

ક્યારેક ખુદ હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામે ફરમાવ્યું કે,

"હું તારો રસૂલ છું!"❶

મેં અલ્લાહ તઆલાના ફઝલથી એક (હિદાયત) મસ્જિદ જયપુરમાં હાલુકાન મહોલ્લામાં બનાવી છે. તેમાં બેઠો હતો, કે કંઈક ગુનૂદગી (ઘેન) જેવું લાગ્યું. તે વખતે મારા પગના તળિયાં, એટલે કે નીચેનો હિસ્સો મદીનએ મુનવ્વરાની તરફ હતો.

મેં જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ તશરીફ લાવ્યા, પરંતુ મારા પગના તળિયાં મદીના મુનવ્વરાની તરફ હતાં તેને જોઈને નાખૂશ થયાના ચિન્હો પ્રગટ થયાં અને આપની મુબારક ઈચ્છા એવી જાણવા મળી કે મદીનએ પાકની તરફ :

પીઠ ન કરવી જોઈએ,
ન પગ લંબાવવા જોઈએ,
ન પગના તળિયાં તે તરફ કરવા જોઈએ.
એમ કરવું અદબના ખિલાફ છે.

તે દિવસથી હું એનો વધારે ખ્યાલ રાખું છું, અને હરેક ઉમ્મતીએ, હરેક મુલ્કમાં મદીનએ મુનવ્વરાના અદબનો લિહાઝ રાખવો જોઈએ. અદબ મોટી નેઅમત છે, અને બેઅદબી મોટી ગુસ્તાખી અને બદનસીબી છે.❷

---

❶ 'કુતૂહુલ હરમયન' : ગુજરાતી પા. ૬૩, ૬૪ ઉર્દૂ પા. ૩૪, ૩૫, ૩૬
❷ 'કુતૂહુલ હરમયન' : ગુજરાતી પા. ૭૩ ઉર્દૂ પા. ૪૩, ૪૪

## 'આ દુનિયા છે, એમાં કદી ફસાતો નહિ !'

'કુતુહૂલ હરમયન'માં આપ (રહ.) લખે છે કે :-

મેં સૌથી પ્રથમ જે ઝિયારત નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની હિન્દુસ્તાનમાં કરી, તેને લગભગ ૬૦ (સાંઠ) વરસનો સમય વીતી ગયો છે. તે વખતે હું હઝરત સાહબ (રહ.)થી બયઅત થયો ન હતો પરંતુ દુરૂદ શરીફ પઢ્યા કરતો હતો. જે શખ્સ જ્યાં સુધી કોઈ બુઝુર્ગથી બયઅત ન થાય (ત્યાં સુધી) તેણે મોટે ભાગે દુરૂદ શરીફનો વિર્દ રાખવો જોઈએ. એમાં દીન અને દુનિયાના ઘણાં ફાયદાઓ છે.

મેં ઝિયારત વખતે એ જોયું કે, એક બુલંદ મકામ છે. ત્યાં,

- હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ અને
- હઝરત બીબી ફાતિમહ ઝહરા રદિયલ્લાહુ અન્હા અને
- સય્યિદના હઝરત ઈમામ હુસયન રદિયલ્લાહુ અન્હુ યા
- સય્યિદના હઝરત ઈમામ હસન રદિયલ્લાહુ અન્હુ

તશરીફ રાખે છે.

તે બુલંદ મકામની સામે એક મકામ ઘણો જ નીચાણમાં છે, અને તેની ચારે તરફ પાકી દીવાલ છે. અને તેના ઘેરાવામાં, દુનિયાની તમામ ચીઝો અને દરેક પ્રકારના આદમીઓ છે. બધાં આદમીઓ દુનિયામાં જેટલાં કામો છે, તેમાં મશગૂલ છે. ખરીદ-વેચાણ, લડાઈ-ઝઘડો...વગેરે બધું જ થઈ રહ્યું છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને સંબોધીને ઈર્શાદ ફરમાવ્યો,

"આ દુનિયા છે, એમાં કદી ફસાતો નહિ !"

તે વખતથી મારા સ્વભાવમાં દુનિયાની ઈચ્છા ઓછી અને આકિબતને હાસિલ કરવા તરફ રગબત વધારે થઈ ગઈ.❶

## અલ્લાહ તઆલાએ મુરશિદે કામિલને મોકલી આપ્યા

'કુતુહલ હરમયન' કિતાબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ ઈ.સ. ૧૯૪૯ માં લખી હતી. તેના સાંઠ (૬૦) વરસ પહેલાંનો ઉપરોકત બનાવ છે. એટલે ઈ.સ. ૧૮૮૯ માં બન્યો હશે. આપ (રહ.)નો જન્મ ૧૮૫૩ માં થયો હતો એટલે આ બનાવ વખતે આપ (રહ.)ની ઉંમર ૩૬ (છત્રીસ) વરસની હોવી જોઈએ.

એનાથી આ વાત ફલીત થાય છેકે આપ (રહ.) ૩૬ (છત્રીસ) વરસની ઉંમર બાદ બયઅત થયા હતા. હવે પછી આગળ વિગતો આવે છેતેનાથી એવો અંદાઝો કરી શકાય કે બયઅત થયા ત્યારે આપ (રહ.)ની ઉંમર ૩૯ (ઓગણ ચાલીસ) વરસની હશે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના પીરો મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)નો જન્મ ભારતમાં હરિયાણા રાજ્યમાં આવેલા નારનોલ (Narnaul, Pin 123 001) કસબાથી દશ કોસ આશરે ૨૫ (પચ્ચીસ) કિલોમીટર દૂર આવેલા કાનોંદ નામના કસબામાં જેને હવે મહેન્દ્રગઢ (Mohindergarh, Pin 123 029) પણ કહે છે ત્યાં થયો હતો. આપ ત્યાંના જરહેવાસી હતા. ૧૮૫૭ ના બળવાના સમયે, આપના ઈર્શાદ પ્રમાણે, આપની ઉંમર લગભગ અઢાર વર્ષની હતી. અર્થાત

---

❶ 'કુતૂહુલ હરમયન' : ગુજરાતી પા. ૭૪ ઉર્દૂ પા. ૪૫

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના કરતા આપ ઉંમરમાં માત્ર ૧૪ (ચઉદ) વરસ મોટા હતા.

આપના મહોલ્લાના સમાન વયના લોકોમાંથી મોટા ભાગના જયપુરમાં નોકરી કરતા હતા એટલે હઝરત સાહબ પણ યુવાનીમાં જ રોજીની શોધમાં જયપુર તશરીફ લાવ્યા અને અહીં નોકરીએ રહ્યા.❶

આ રીતે રોજીને એક ઝરીયો બનાવીને અલ્લાહ તઆલાએ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ના માટે મુરશિદે કામિલને જયપુર મોકલી આપ્યા.

## મકામાતે મુરશિદ

હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.) કેટલા બુલંદ મકામાત ધરાવનારા બુઝુર્ગ હતા તેનો અંદાઝો નીચેની વિગતોથી આવી શકે છે.

(૧)

### હુઝૂર (સલ.)ની તવજ્જોહ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

'કુર્બે ખુદા અને ઈનાયાતે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે એટલું પૂરતુ છે કે હઝરત સાહબના હુજરામાં જાયે નમાઝ પર હઝરત સાહબના હાથોને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હાથોમાં પકડેલાં અને હઝરત સાહબને તવજ્જોહ આપતા જાહેરી આંખો વડે જોવામાં આવ્યા છે.'❷

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૬૯ ઉર્દૂ પા. ૨૫૮

❷ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૫ ઉર્દૂ પા. ૨૬૩

અલ્લાહો અકબર !

જેમના હાથોને પોતાના મુબારક હાથોમાં પકડીને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તવજ્જુહ ફરમાવે તેમના બુલંદ મકામનો અંદાજો કોઈ શું લગાવી શકે !

અને જે આ મંઝર (દશ્ય)ને પોતાની જાહેરી આંખો વડે જુએ તેમનો મકામ પણ કેટલો બુલંદ હશે !

(૨)

## અવલિયાએ ખિદમત

'અવલિયાએ ખિદમત'ની સમજૂતી આપતા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'મેઅયારુસ્સુલૂક'માં લખે છે કે :

વર્તમાનકાળમાં મોટા ભાગના તાલિબો 'ફનાએ અવ્વલ'થી મુશર્રફ થાય છે પરંતુ 'ફનાએ સાની' અને 'ફનાઉલ ફના'થી ઘણાં ઓછાં (મુશર્રફ થાય છે.) કોઈ કોઈ તાલિબ મુશર્રફ થાય છે.

જેતાલિબો 'ફનાએ સાની' અને 'ફનાઉલ ફના'થી મુશર્રફ થાય છે તેઓને જ ખરેખર કાબિલે ઈર્શાદ અને અહલે ખિદમત અવલિયા બનાવવામાં આવે છે. જેવા કે : કુત્બે મદાર, અવતાદ, નકીબ, નજીબ, મર્દાને ગયબ...વગેરે.

અને એ જ બુઝુર્ગોથી ખર્કે આદાત (કરામતો) મોટા પ્રમાણમાં જાહેર થાય છે. અને એ જ લોકોના હાથોમાં હુકૂમતની લગામ અને ઈન્તેઝામે ખલ્ક (સૃષ્ટિની વ્યવસ્થા) અલ્લાહે આપ્યા છે.

એ લોકો અલ્લાહ તઆલાના હુકમની હરેક વખતે રાહ જોતાં હોય

છે. અલ્લાહ તરફથી જે હુકમ થાય છે તેનું પાલન તેઓ હઝરત ખિઝર અલયહિસ્સલામની જેમ તરત જ કરે છે. તેમને પોતાનાં-પરાયાં, દોસ્ત-દુશ્મન, ભલાઈ-બુરાઈ પર વિચાર કરવાથી કંઈ સંબંધ નથી. તેમને ફરિશ્તાઓની જેમ અલ્લાહના હુકમોનું પાલન કરવાથી ગરઝ છે.

જો કે ઉમ્મતે હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમના માટે દુઆ જરૂર કરે છે. અને ઉમ્મત માટેની એ દુઆ એ બુઝુર્ગોના દરજ્જાઓની તરકકીનો સબબ છે.

હું મારી આ વાતના ટેકામાં જનાબ હઝરત કુત્બે રબ્બાની મહબૂબે સુબ્હાની શયખ અબ્દુલકાદિર જિલાની રહમતુલ્લાહિ અલયહના ઈર્શાદને લખું છું.

જે (આપનો ઈર્શાદ) આ પ્રમાણે છે :-

"જે શખ્સ અલ્લાહ અઝ્ઝ વ જલ્લ અને તેના નેક બંદાઓ સાથે નેક ગુમાન ન રાખે અને તેમની સામે વિનમ્રતા ન બતાવે તેને સફળતા નસીબ ન થશે.

હે શખ્સ !
તું તેમની સામે વિનમ્રતા શા માટે બતાવતો નથી ?!
જો કે તેઓ સરદાર અને અમીર છે!
તેમની સરખામણીમાં તારી શી વિસાત છે?!
હક તઆલાએ ઈન્તેઝામે મુલ્કી (સૃષ્ટિની વ્યવસ્થા) તેમના હવાલે કરી છે!
તેમના કારણે આકાશમાંથી વરસાદ વરસે છે!
અને જમીનમાંથી લીલોતરી ઊગે છે!"

હઝરત મહબૂબે સુબ્હાની શયખ અબ્દુલકાદિર જિલાની (રહ.)નો કલામ પૂરો થયો.

ઉપરની ઈબારત નકલ કર્યા પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

> ''હઝરત સાહબ મારા ઈલ્મ અને તહકીક પ્રમાણે અવલિયાએ ખિદમતમાંથી હતા જેનું સમર્થન મને અનેક રીતે થયું છે પરંતુ એ વાતોને લખવા કે કહેવાની જરૂરત નથી સમજતો.''❶

(૩)

## ઈત્તિસાલે રૂહાનીથી મુશર્રફ

'ઈત્તિસાલે રૂહાની'ની સમજૂતી આપતા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

'ઈત્તિસાલે રૂહાની'થી મુરાદ એ છે કે એ તાલિબની શિકલ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જેવી થઈ જાય અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એના હાલ પર ખૂબ જ કરમ અને મહેરબાની ફરમાવે.❷

વળી આગળ આપ (રહ.) લખે છે કે :-

''આપ (હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ રહમતુલ્લાહિ અલયહ)ની વફાત બાદ મેં આપને જોયા કે કયારેક આપ (યાને હઝરત સાહબ) હઝરત રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શિકલના થઈ જાય છે અને કયારેક હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હઝરત સાહબની શિકલના બની જાય છે!''❸

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૬, ૪૭૭ ઉર્દૂ પા. ૨૬૩, ૨૬૪

❷ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૩, ઉર્દૂ પા. ૨૬૨

❸ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૯ ઉર્દૂ પા. ૨૬૬

અલ્લાહો અકબર !

'ઈત્તિસાલે રૂહાની'ના આવા અતિ ઉચ્ચ મકામથી મુશર્રફ થનારા અને એ મંઝર (દશ્ય)ને પોતાની જાહેરી આંખો વડે જોનારા બંને બુઝુર્ગોના ઉચ્ચ મકામોનો અંદાજો વાચકો લગાવી શકે છે!

(૪)

## કબર શરીફ જન્નતનો બાગ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

> ''મને બીમારી તેમજ દીની કે દુન્યવી જે બાબતો પેશ આવતી તેના બારામાં હું કેટલીયે વાર હઝરત સાહબની કબર શરીફ પર હાજર થયો છું તો મેં મુરાકબાની હાલતમાં જોયું કે હઝરત સાહબની કબર શરીફ જન્નતના બાગોમાંથી એક બાગ છે અને હઝરત ખાતિમુન્નબીય્યીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ ત્યાં તશરીફ રાખે છે અને હઝરત સાહબ મારા મુઆમલાતના બારામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અર્ઝ કરે છેઅને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાય છે. અલ્લાહના ફઝલથી મારા તે કાર્યો અલ્લાહે તેવા જ દુરુસ્ત ફરમાવ્યા.''

કેટલીયે વાર હઝરત સાહબે મને કબર શરીફમાંથી મોટેથી ફરમાવ્યું કે,

''હું ખૂશ છું, તું ચિંતા ન કર !''[1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૯, ૪૮૦ ઉર્દૂ પા. ૨૬૬

વળી આગળ એક જગાએ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) ભારપૂર્વક દાવા સાથે લખે છે કે :-

"જો કોઈ (શખ્સ) હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનો શવક ધરાવતો હોય તો (તે શખ્સ) થોડા દિવસ મારા હઝરત અલી શેરખાન સાહબ (રહ.)ની કબર શરીફ પર હાજર થઈને ત્યાં નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમ પર દુરૂદ શરીફ પઢે. ઈન્શાઅલ્લાહ ખૂબ જ જલ્દી, જરૂર ઝિયારત નસીબ થશે અને હરેક હાજત અલ્લાહ તઆલા પુરી કરશે.

આ વાત દરેક શખ્સ અજમાવી લે !"❶

- જેમની કબર શરીફ જન્નતના બાગોમાંથી એક બાગ હોય,
- જેમની કબર શરીફમાં ખુદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમાવતા હોય,
- જેમની કબર શરીફ પર દુરૂદ શરીફ પઢનારને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત નસીબ થતી હોય અને હરેક હાજત અલ્લાહ તઆલા પુરી ફરમાવતા હોય.

તેમના વિશે, અને

- જેમને કબરના હાલાતો પણ જોવા-જાણવાની દિવ્ય શકિત (કશ્ફે કુબૂર) અલ્લાહ તઆલાએ આપેલી હોય.

તેમના વિશે,

મારા જેવો, આજના અધોગતિના ઝમાનાનો, નિમ્ન કક્ષાનો તુચ્છ માનવી શું કહે અને શું લખે !

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૭ ઉર્દૂ પા. ૨૭૧, ૨૭૨

મન ચે ગોયમ વસ્ફે આં આલી જનાબ,

હું એવી મહાન હસ્તીની શું તા'રીફ કરું ?

રહમતે હક બાદ બર આં બે હિસાબ.

કે જેમના પર હકની અપાર રહમતો વર્ષે છે!

(૫)

## આપ (રહ.)ની કુબૂલિય્યત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

> "હઝરત સાહબના ખાસ ખાદિમ અબ્દુર્રહમાન ખાન સાહબ હતા. તેઓ ખૂબ જ તાલિબે સાદિક હતા....."

એમના ઈન્તેકાલથી હઝરત સાહબને ખૂબ દુઃખ થયું. એમના ઈન્તેકાલ બાદ હઝરત સાહબના એક ખાદિમે ખ્વાબમાં જોયું કે -

હઝરત સાહબે અબ્દુર્રહમાન ખાન સાહબનો હાથ પકડીને બડે હઝરત (શેર મુહમ્મદખાન સાહબ રહ.)ના હાથમાં આપ્યો અને અર્ઝ કરી કે,

> "હઝરત ! એઓ આપના સિલસિલામાં દાખિલ છે."

આ અર્ઝ સાંભળીને બડે હઝરત સાહબ (રહ.)એ અબ્દુર્રહમાન ખાન સાહબ (રહ.)નો હાથ પોતાના હાથમાં પકડીને ફરમાવ્યું કે,

> "બેશક, એ મારા સિલસિલામાં દાખિલ છે."

અને એ જ પ્રમાણે એ જ શબ્દો અર્ઝ કરીને બડે હઝરત સાહબ (રહ.)એ એમનો હાથ જનાબ હઝરત સૈયદ (ઈમામઅલી શાહ) સાહબ (રહ.)ને સોંપી દીધો.

એ જ પ્રમાણે ક્રમાનુક્રમે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ અબ્દુર્રહમાન ખાન સાહબ (રહ.)નો હાથ પોતાના હાથમાં પકડયો અને પછી એને જનાબ રિસાલત મઆબ અલયહિસ્સલાતો વસ્સલામની જનાબમાં રજૂ કરીને અર્ઝ કરી કે,

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
એ મારા સિલસિલામાં છે. આપ કબૂલ ફરમાવો !"

હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ સાંભળીને અબ્દુર્રહમાન ખાન સાહબ (રહ.)નો હાથ પોતાના મુબારક હાથમાં પકડયો અને ફરમાવ્યું કે,

"હે સિદ્દીકે અકબર (રદિયલ્લાહુ અન્હુ) !
જ્યારે તમારા સિલસિલામાં છે તો મારા જ સિલસિલામાં છે."

**આગાહી :-**

હઝરત સાહબની કુબૂલિયતનો પુરાવો એના કરતાં વધારે શું હોઈ શકે ?

મહાન અવલિયાના સિલસિલામાં એટલા જ માટે દાખલ થઈએ છીએ કે જો કમાલ પર ન પહોંચીએ તો શફાઅત અને મકબૂલિયતનો ઝરીયો જરૂર બને છે.[1]

## બયઅત અને ખિદમત

જાહેરી રીતે તો હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.) રોઝીની તલાશમાં મહેન્દ્રગઢ (હરિયાણા)થી જયપૂર તશરીફ લાવ્યા હતા પરંતુ મારું અનુમાન એવું છે કે જેવી રીતે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.) ગેબી ઈશારા પ્રમાણે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૧, ૪૮૨

(રહ.)ની તલાશમાં દિલ્હી તશરીફ લાવ્યા હતા તેવી જ રીતે આપ પણ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની તલાશમાં જયપૂર તશરીફ લાવ્યા હતા.

મારા અનુમાનને આ વાતથી સમર્થન મળે છે કે 'શમ્એ હિદાયત'માં લખ્યા પ્રમાણે જ્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) આપથી બયઅત થયા ત્યારે એની ખૂશીમાં આપે શીરીની તકસીમ કરી ! અને પોતાના કેટલાક મુરીદોથી ફરમાવ્યું કે,

> "મને મુબારકબાદ આપો કે આજે મૌલવી મુહમ્મદ હિદાયતઅલી મારા હાથ પર નકશબંદિય્યહ મુજદ્દિદીય્યહ સિલસિલામાં શરીક થયા !"❶

એક બીજી નવાઈકારક સમાનતા પણ ઉલ્લેખપાત્ર છે કે,

હઝરત મુજદ્દિદ અલ્ફેસાની (રહ.) પણ હજનો ઈરાદો કરી પોતાના વતન સરહિંદ શરીફથી દિલ્હી તશરીફ લાવ્યા હતા અને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહ (રહ.)થી બયઅત થયા હતા. એ જ પ્રમાણે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) પણ પોતાના વતન રામપૂરથી પગપાળા હજનો ઈરાદો કરી જયપૂર તશરીફ લાવ્યા અને અહીં હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)થી બયઅત થયા.

મારી ગણતરી પ્રમાણે ઈસ્વીસન ૧૮૯૨ માં ૩૯ (ઓગણચાલીસ) વરસની ઉંમરે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) આપથી બયઅત થયા હતા.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

---

❶ 'શમ્એ હિદાયત' : પા. ૧૬૯, ૧૭૦

"હું હઝરત સાહબથી બયઅત થયો પછી અઢાર વરસ બાદ આપ ઈન્તેકાલ પામ્યા. હું લગભગ દરરોજ, પ્રવાસના અને બીમારીના સમય સિવાય આપની મુબારક ખિદમતમાં અચૂક હાજર થતો. અને હાજર પણ ઘણી વખતે એટલા પ્રમાણમાં રહેતો કે સવારની નમાઝ પઢીને જતો અને દસ-દસ, બાર-બાર કલાક અને કયારેક એના કરતાં પણ વધારે અને કયારેક વધતા ઓછા પ્રમાણમાં હાજર રહેતો."❶

હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)નો ઈન્તેકાલ ઈસ્વીસન ૧૯૧૦ માં થયો હતો એટલે તેના અઢાર વરસ પહેલાં ઈસ્વીસન ૧૮૯૨ માં આપથી બયઅત થયા હશે.

વળી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)નો જન્મ ઈસ્વીસન ૧૮૫૩ માં થયો હતો એટલે બયઅત થયા ત્યારે આપની ઉંમર ૩૯ (ઓગણ ચાલીસ) વરસની હોવી જોઈએ.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) બીજી જગાએ લખે છે કે :-

"મારો નિયમં આપની જિન્દગીમાં અઢાર વરસ સુધી અને હવે વફાત પછી પચ્ચીસ વરસથી લગભગ દરરોજ હાજરીનો છે."

એક વખતે હું કેટલાયે દિવસો સુધી હાજર ન થયો તો કબર શરીફમાંથી બુલંદ અવાજે ફરમાવ્યું કે,

"તું કેટલાયે દિવસોથી આવ્યો કેમ નથી ?"❷

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૭૦ ઉર્દૂ પા. ૨૫૯

❷ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૦ ઉર્દૂ પા. ૨૬૬

## યાદે ઈલાહી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની રિયાઝત અને યાદે ઈલાહી વિશે મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

મારા દાદા સાહબ અલયહિર્રહમત ઘણી વેળા મુજ ખાદિમને સંબોધીને ફરમાવતા કે,

"હે અબ્દુર્રહીમ ! મારો એક સમયગાળો એવો પણ પસાર થયો છે, જ્યારે હું ઈશાના વુઝૂથી ફજરની નમાઝ અદા કરતો હતો. મુઅઝ્ઝિન જ્યારે અઝાન આપતો ત્યારે મને એવી આરઝૂ થતી કે, કાશ ! અઝાન ન થતે અને હું આ જ પ્રમાણે અલ્લાહનું નામ લેવામાં મશગૂલ રહેતે ! એક જ બેઠકમાં છત્રીસ કલાક સુધી હું અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહેતો હતો. એ વેળા ન ખાવાનો એહસાસ થતો હતો કે ન કુદરતી હાજતોનો એહસાસ થતો હતો !"

ચું ઝિક્ર કુનદ દિલ દર્દ કુનદ, ઈં દર્દ મર્દરા ફર્દ કુનદ.

(જ્યારે બંદો ઝિક્ર કરે છે ત્યારે તેના દિલમાં એક દર્દ પેદા થાય છે. એ દર્દ તેને સામાન્ય માનવમાંથી મહામાનવ બનાવે છે.)

## ઝિક્રમાં ઈસ્તેકામત

હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

દાદા સાહબ (રહ.) દિલ્હીમાં ખાનકાહે હઝરત ગુલામઅલી શાહ સાહબ (રહ.)માં એક વખતે હઝરત અબૂલ ખયર સાહબ

(રહ.)ની ખિદમતમાં પહેલી વખત હાજર થયા. હઝરત અબૂલ ખયર (રહ.) મુજદ્દિદી સિલસિલાના મહાન બુઝુર્ગ થયા છે. આપની આદત હતી કે જ્યારે કોઈ શખ્સ પહેલી વખત આપની મુલાકાત કરતો ત્યારે આપ મુલાકાત માટે આવનાર શખ્સની બાતિની નિસ્બતને હચમચાવી દેતા હતા જેથી જાણી શકાય કે એ તાલિબને ઝિક્ર કરવામાં કેટલી પુખ્તગી (મજબૂતી) હાસિલ છે.

દાદા સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

"જ્યારે હું આપની મુલાકાત માટે ગયો ત્યારે આપે મારી નિસ્બતને ઝંઝોળી (હચમચાવી) નાખી. પરંતુ હું જે ઝિક્ર મારા પીરો મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)થી શીખ્યો હતો તેમાં મંડેલો રહ્યો. અને એમાં કોઈ ફર્ક ન આવ્યો."

થોડા સમય પછી હઝરત અબૂલ ખયર સાહબ (રહ.) તમામ હાજરજનોથી મુખાતિબ થયા.

આપે ફરમાવ્યું કે,

"આ બંદએ ખાસ (મારી તરફ ઈશારો કરીને) જેપ્રમાણે ઝિક્રે હકમાં મસરૂફ છે તે રીતે ઝિક્ર કરવો જોઈએ !"[1]

બર અહલે ઈસ્તેકામત ફયઝ નાઝિલ મી શવદ 'મઝહર',
નમીદાની તજલ્લી ગિર્દ કોહે તૂર મી ગર્દદ ?

**ભાવાર્થ :** હે 'મઝહર' !
ઈસ્તેકામત (અડગતા) ધરાવનારાઓ પર
ફૈઝ નાઝિલ થાય છે.

---

[1] મુહમ્મદ સાબિર તાજી : 'હિદાયત' ઉર્દૂ માસિક,
જિલ્દ ૩, અંક ૧ નવેમ્બર ૧૯૯૪

શું તને ખબર નથી કે 'કોહે તૂર' પર
(તેની અડગતાના કારણે અલ્લાહ તઆલાએ)
તજલ્લી ફરમાવી હતી ?

## ઈસ્તિગરાક

મારા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

બયઅત થયા પછી શરૂઆતમાં કસરતે ઝિક્ર (ઝિક્રની વિપુલતા) અને તવજ્જુહના કારણે દાદા સાહબ (રહ.) ઉપર ઈસ્તિગરાક[1]ની એટલી અસર રહેતી હતી કે કેટલીક વખતે આપ પોતાના હઝરત સાહબની ખિદમતમાં હાજરી આપીને ઘરે આવવા માટે નીકળતાં ત્યારે પોતાના ઘરના દરવાજા પાસેથી પસાર થઈ જતાં છતાં આપને ખ્યાલ ન રહેતો અને ઘણે દૂર નીકળી ગયા પછી એકદમ આપને ખ્યાલ આવતો અને પાછાં ફરતા.

## ઉપર ખેંચી લીધો

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

એક વખત મેં જોયું કે હું પસ્તી (નીચાણવાળા) મકામમાં છું અને ત્યાંથી નીકળી નથી શકતો. એ જ મથામણની હાલતમાં જોયું કે હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતુ વત્તસ્લીમ તશરીફ લાવ્યા અને

---

[1] **ઈસ્તિગરાક :** ગર્ક થવું અર્થાત્ ડૂબી જવું કે નિમગ્ન થવું ઉપરથી ઈસ્તિગરાક અર્થાત્ નિમગ્નતા શબ્દ બનેલો છે ઝિક્ર કરનાર પર કેટલીક વખતે એવી કૈફિયત તારી થાય છે કે તેને બાહ્ય જગતનું ભાન રહેતું નથી. આ કૈફિયતને 'ઈસ્તિગરાક' કહે છે.

હઝરત સાહબ પણ આપની સાથે છે. મારો એક હાથ હઝરત રસૂલે પાક અલયહિસ્સલાતો વસ્સલામે પકડયો અને બીજો હાથ હઝરત સાહબે પકડયો અને મને ઉપર ખેંચી લીધો !

આ હાલ શરૂઆતના સમયનો હતો જ્યારે શયતાન અને નફસ મને હઝરત સાહબ તરફ શંકાશીલ કરવા ચાહતા હતા.[1]

## હઝરત ખ્વાજા નકશબંદ (રહ.)ની બરકતો

(૧)

### ઝિક્રે કલ્બીનો પુરાવો દર્શાવ્યો

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

હઝરત સાહબની વાતમાં જ્યારે મને કંઈ મૂંઝવણ રહેતી ત્યારે મારા સંતોષ માટે ગયબથી ઘણીવાર સમર્થન થઈ જતું હતું. એક દિવસે હઝરત સાહબની અને મૌલવી અબ્દુલગફૂર સાહબની વાતચીતમાં મતભેદ થયો.

હઝરત સાહબ ફરમાવતા હતા કે,

"ઝિક્રે કલ્બી (દિલના ઝિક્ર)નો સબળ પુરાવો એ છે કે બદનની રગો ઝિક્રે હકથી કંપિત રહે."

મૌલવી અબ્દુલગફૂર સાહબ કહેતા હતા કે,

"ઝિક્રે કલ્બીનો અવાજ કાનથી સાંભળવો એ (સબળ) પુરાવો છે."

---

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૦ ઉર્દૂ પા. ૨૬૭

મને એમાં મૂંઝવણ રહી.

મેં એ જ રાતે એક બુઝુર્ગને ખ્વાબમાં જોયા કે જેમની શિકલ નૂરાની હતી. (અને જેમનો દેખાવ બુખારા શરીફના લોકો જેવો હતો.) તેઓ તશરીફ લાવ્યા અને સલામ અલયકુમ બાદ મારી સાથે મુસાફો કર્યો અને મુસાફા બાદ મારી આંગળીઓમાં પોતાની આંગળીઓ ભેરવી અને પછી ફરમાવ્યું કે,

"તું જુએ છે કે મારી આંગળીઓમાં શું છે?"

મેં અર્ઝ કરી કે,

"આપની આંગળીઓની રગો ઝિક્રે હકથી કંપે છે!"

તો આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"એ જ ઝિક્રે કલ્બીનો સબળ પુરાવો છે.
અને હું ઈમામુત્તરીકહ (નકશબંદી તરીકાના ઈમામ)
ખ્વાજા મુહમ્મદ નકશબંદ (રહ.) છું."

એ વખતે મારી પાસે મારો પુત્ર મુહમ્મદ શવકતઅલી સૂતેલો હતો.❶ મેં એનું મુખ ખોલીને જોયું તો તેની જીભ કે જે આગળના ભાગે લગભગ પોણો ઈંચ, પડી જવાથી ચપ્પુ વડે કપાઈ ગઈ હતી તે બિલકુલ સંધાયેલી હતી. અને કોઈ ઘા એમાં ન હતો!

આ ખ્વાબ, જાગૃતાવસ્થા કરતાં બહેતર છે અને હઝરત ખ્વાજાએ ખ્વાજગાન ખ્વાજા મુહમ્મદ નકશબંદ (રહ.)ની બરકત તેમજ તસર્રુફાત (કરામતો)નો પ્રગટ પુરાવો છે. રહમતુલ્લાહિ અલયહ.❷

---

❶ હકીમ મુહમ્મદ શવકતઅલી જેમણે 'શમ્એ હિદાયત' કિતાબ લખી છે.
❷ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૫ ઉર્દૂ પા. ૨૬૯, ૨૭૦

(૨)

## અત્યંત મુહબ્બતથી મુસ્કુરાયા

મારા હઝરત સાહબ (રહ.)નું બયાન છે કે :-
મારા દાદા સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"એક વખતે (જુમ્આના દિવસે) હું જામેઅ મસ્જિદમાં બેઠો હતો. ખતીબ સાહબ ખુત્બો આપતા હતા. હું સંપૂર્ણ એકાગ્રતાથી ઝિક્ર (ઝિક્રે કલ્બી)માં મશગૂલ હતો. હું કલ્બ (દિલ)ની તરફ ધ્યાનીત હતો. અચાનક મારી બાજુમાંથી એક બુઝુર્ગે પોતાનું મુખ મારી તરફ આગળ કર્યું અને નિહાયત મુહબ્બતથી મુસ્કુરાયા. હું વિચારમાં પડી ગયો કે ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) અહીં કયાંથી તશરીફ લાવ્યા ?! અદબના માટે હું એકદમ ઊભો થઈ ગયો તો ત્યાં કોઈ ન હતું !"

## હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.)ની તવજ્જુહ

(૧)

## સતત સાત દિવસ-રાત તવજ્જુહ ફરમાવી

મુલ્લા શકીબી અસ્ફહાની (રહ.)ને લખેલા એક પત્રમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) ફરમાવે છે કે :-

'નફહાત'❶માં ઈબ્નુસ્સકીનહ કુદ્દેસ સિર્રુહૂના મુરીદ વિશે વર્ણવેલું છે કે :-

---

❶ **નફહાત** : હઝરત મૌલાના અબ્દુર્રહમાન જામી (રહ.)ની મશહૂર કિતાબ 'નફહાતુલ ઉન્સ' તરફ ઈશારો છે. એમાં લગભગ ૬૨૫ ઔલિયાએ કિરામ (રહ.)ના હાલાત લખેલાં છે.

એક દિવસે (ઈરાકમાં) દજલા નદી પર ગુસલના માટે પાણીમાં ડૂબકી લગાવી. જ્યારે આપે માથું પાણીમાંથી બહાર કાઢયું ત્યારે મિસરમાં નાઈલ નદીમાં નીકળ્યું !

મિસરમાં આપે શાદી કરી. તે ઔરતથી (મિસરમાં) બાળકો પયદા થયા. આપે સાત વરસ સુધી મિસરમાં નિવાસ કર્યો.

તે પછી એક દિવસ ગુસલના માટે નાઈલ નદીમાં ડૂબકી લગાવી અને જ્યારે માથું પાણીમાંથી બહાર કાઢયું ત્યારે દજલા નદીમાં નીકળ્યું ! જોયું તો તેમનાં કપડાં જે દજલા નદીના કિનારે મૂકેલાં હતાં તે જેમના તેમ છે! તે કપડાં પહેરીને ઘરે આવ્યા ત્યારે પત્નીએ કહ્યું કે,

> "આપે મહેમાનોના માટે જે ભોજન રંધાવ્યું છે તે તૈયાર છે!"

આપે આ હિકાયતની અસલ હકીકત પૂછી છેજેનો જ્વાબ નીચે પ્રમાણે છે :-

મારા મખ્દૂમ !

આ હિકાયત એટલા માટે અસંભવિત નથી કે વરસોનું કામ એક ઘડીમાં કેવી રીતે થઈ ગયું ?!

આ પ્રકારના મુઆમલાત ઘણાં બને છે.

અંતિમ નબી હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શબે મેઅરાજમાં ઉરૂજના મરતબાઓ તય કરીને અને વુસૂલની મંઝિલો વટાવીને જે કંઈ કેટલાયે હઝાર વરસોમાં તય થઈ શકે - જ્યારે પોતાના ઘરે પાછાં તશરીફ લાવ્યા ત્યારે જોયું કે સૂવાનું બિછાનું હજી ગરમ છે, અને લોટામાં વુઝૂ માટેનું પાણી હજી હાલે છે!

એનું કારણ તે જવાત છે જેનો આ હિકાયતના નકલ કરવા પછી 'નફહાત'માં ઉલ્લેખ છે.

આ વાત બસ્તે ઝમાન (સમય થંભી જવા)ના પ્રકારની છે. ફકીરના નઝદીક આ (હિકાયતમાં વર્ણવેલી) હાલત જાગ્રત અવસ્થાની નથી બલ્કે ખ્વાબના પ્રકારમાંથી છે.❶

મઝકૂર પત્રની 'આગાહી' (નોંધ)માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહનો આ ઈર્શાદ દુરુસ્ત છે. આ હાલત મારા પર ગુજરેલી છે.

એક રાત્રે થોડા સમયમાં ખ્વાબની હાલતમાં મેં જોયું કે હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહએ મારા બંને હાથો પોતાના મુબારક હાથોમાં પકડીને સાત દિવસ અને સાત રાત બરાબર મને તવજ્જુહ આપી. અને સૂરજ બરાબર સાત દિવસ સુધી પોતાના નિયત સમયે બાર કલાક પછી ઊગતો અને આથમતો રહ્યો !

આ હાલતની હકીકતને અલ્લાહ જ ખૂબ જાણે છે.

વળી આગળ એ જ પત્રની બીજી 'આગાહી'માં લખે છે કે :-

આ હાલાત એવા પ્રકારના છે જેને દરેક શખ્સ 'હાલ' વિના સમજી નથી શકતો.❷

---

❶ 'દુર્રે લાસાની' : જિલ્દ - ૧, પત્ર - ૨૧૦

❷ અગોચર અને ભાવવાચક બાબતોને અનુભવ કરવા વગર માત્ર શબ્દોથી સમજી શકાતી નથી. જેમકે :-

ફૂટનોટ નં. ❷ આગળના પાના ઉપર ચાલુ...

ઔલિયા અલ્લાહને જેવી રીતે અલ્લાહ તઆલા 'તયે અર્દ' (પળવારમાં સેંકડો કિલોમીટરનું અંતર કાપવાની શકિત) અને 'તયે લિસાની' (થોડા સમયમાં અમાપ કલામ કરવાની શકિત) અતા ફરમાવે છે; તે જ રીતે 'તયે ઝમાન' (થોડા સમયમાં કેટલાયે વરસોનું કામ કરવાની શકિત) પણ અતા ફરમાવે છે.

એનો નમૂનો આમ મોમિનિન માટે 'ખ્વાબની હાલત' છે કે ખ્વાબમાં થોડા સમયમાં હરમયન શરીફયનની સફરથી અને નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની ઝિયારતથી મુશર્રફ થાય છે.❶

(૨)

## શંકાનું નિવારણ કર્યું

એક વખતે મેં હઝરત સાહબથી કોઈ ખાસ હાલ અર્ઝ કર્યો.

આપે ફરમાવ્યું કે, "બરાબર છે."

મને એમાં શક રહ્યો તો મેં એ જ રાત્રે જોયું કે :-

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહએ પોતાની મુબારક કલમ વડે લખીને એ બાબત મને ઈનાયત ફરમાવી કે,

---

ફૂટનોટ નં. ❷ પાછળના પાનાની ચાલુ...

- ફળ વગેરે સ્વાદવાળી વસ્તુઓને ચાખવા વગર તેના સ્વાદને સમજી શકાતો નથી.
- ફૂલ વગેરે સુગંધિત વસ્તુઓને સુંઘવા વગર તેની સુગંધને સમજી શકાતી નથી.....વગેરે.

❶ 'દુર્રે સાસાની' : જિલ્દ ૧, પત્ર ૨૧૦, ગુજરાતી પા.૨૫૭થી ૨૬૦ ઉર્દૂ પા.૧૦૭

"તારા પીરના કલામમાં શક ન કર. તેઓ હકની સાથે છે."

અને એ જ મઝમૂન આપે એકી વખતે ૪૦ (ચાલીસ) વખત લખીને ઈનાયત ફરમાવ્યો. અને મૌખિક (ઝબાની) તાકીદ પણ હરેક વખતે ફરમાવતા રહ્યા.❶

(૩)

## આપની કિતાબના અનવાર દેખાતા અને ઝિક્ર સંભળાતો !

'મકામાતે મઝહરી' અને 'મઅમુલાતે મઝહરી' કિતાબોના વિશે હઝરત સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

"દાદા સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

એક વખત જ્યારે હું સૂતો ત્યારે 'મકામાતે મઝહરી' (કિતાબ)ને પોતાના સીના પર મૂકી દીધી. મેં જોયું કે એ કિતાબના નૂરથી મારો સીનો મુનવ્વર થઈ ગયો ! અને એક વખતે સૂતા સૂતા આ કિતાબને મેં પોતાના શિરહાને મૂકી દીધી તો એ કિતાબને અલ્લાહનો ઝિક્ર કરતા પોતાના કાનોથી સાંભળી !"

દાદા સાહબ (રહ.) હંમેશા આ કિતાબોને પોતાની સાથે રાખતા.❷

## હુઝૂર (સલ.)ની તવજ્જુહ

ઉર્દૂ માસિક 'હિદાયત'ના નવેમ્બર - ૧૯૯૪ના વિશેષાંકમાં મુહતરમ જનાબ મુહમ્મદ સાબિર તાજી સાહબ લખે છે કે :-

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૪૮૦ ઉર્દૂ પા. ૨૬૭

❷ 'હિદાયત' : ઉર્દૂ માસિક, વિશેષાંક નવેમ્બર-૧૯૯૪ પૃ.૧૦૮

બડે હઝરત સાહબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહ) વિશે (હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ) ફરમાવ્યું કે :-

"હિદાયત મસ્જિદ, હાલુકાન (મહોલ્લા, જયપુર)માં હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમને હઝરત સાહબ (મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહ)ને તવજ્જુહ આપતા જોવામાં આવ્યા ! મઝકૂર મસ્જિદમાં એ ખાસ જગા કેટલાક મુખ્લિસીનને બતાવવામાં પણ આવી !"[1]

## આપ (રહ.)ના મરતબાનો અંદાઝો

ઉપર દર્શાવ્યા પ્રમાણે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અને બીજા મહાન અવલિયાએ કિરામની તવજ્જુહ, ઉપરાંત યાદે ઈલાહી અને ઝિક્રમાં ઈસ્તેકામત, તેમજ આપના મુરશિદે કામિલની હયાતીમાં સતત અઢાર વરસ સુધી ખિદમત અને સુહબત તથા ઈન્તેકાલ બાદ લગભગ બેતાલીસ વરસ સુધી આપના મઝારે મુબારક પર સતત હાજરીના કારણે અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ને કેવા કેવા ઉચ્ચ મકામોથી નવાઝયા હશે તેનો અંદાઝો મારા જેવો એક અદના આદમી શું કરી શકે !

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :-

કારોબારે અવલિયા વ મુરસલીન,
હસ્ત અઝ અફલાકો અખ્તરહા બરી.

---

[1] 'હિદાયત' ઉર્દૂ માસિક જિલ્દ ૩, અંક ૧, નવેમ્બર ૧૯૯૪ પા. ૧૦૭

**ભાવાર્થ :** હઝરાતે અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામ અને અવલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના હાલાત અને મુઆમલાત આસમાનો અને સિતારાઓ કરતાં પણ કયાંય ઉચ્ચતર છે.

મારા પીરો મુરશિદ કિબ્લા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખે છે કે :-

'કુતૂહુલ હર્મૈન' (કિતાબ) છપાઈ ગઈ પછી એક દિવસે હઝરત અલયહિર્રહમતે નિહાયત મુહબ્બતથી ફરમાવ્યું કે :-

"અબ્દુર્રહીમ ! આ કિતાબમાં ભૂલથી બે બનાવો એવા લખાઈ ગયા છે કે જો તાલિબે હક તસવ્વુફની ઈસ્તિલાહો (પારિભાષિક શબ્દો)થી પરિચિત હોય અને આરિફો (અલ્લાહવાળાઓ)ની સુહબત તેને પ્રાપ્ત થયેલી હોય તો તે આ બંને બનાવોથી મારા મરતબાનો અંદાજો લગાવી શકે છે.

- એક બનાવ 'ઈત્તિસાલે રૂહાની'નો છે, અને
- બીજો બનાવ 'ઝિમ્મીયતે કુબરા'નો છે."[1]

કિબ્લા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

મેં દાદા સાહબ (રહ.)ને કહ્યું કે,

"હઝરત ! અલ્લાહ તઆલા આપના મરતબાને લોકોમાં જાહેર ફરમાવવા ચાહતા હતા એટલે તેણે જ આપની પાસે આ બનાવો લખાવી દીધાં !"

'ઈત્તિસાલે રૂહાની' અને 'ઝિમ્મીયતે કુબરા' એ બંને મકામોનો

---

[1] 'કુતૂહુલ હર્મૈન'ના ગુજરાતી અનુવાદનો આમુખ (પેશલફ્ઝ)

સંબંધ 'વિલાયતે કુબરા' સાથે છે એટલે હઝરતે લખેલા બનાવો નકલ કરવા પહેલાં ઉપરોકત બાબતોની સમજૂતી એની પૂર્વ ભૂમિકા તરીકે મેળવી લેવી જરૂરી છે.

## 'ઝિમ્નિયતે સુગરા' અને 'ઝિમ્નિયતે કુબરા'ની સમજૂતી

'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં 'દાઈરાએ વિલાયતે સુગરા' પ્રકરણમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે :-

કુર્બ અને તજલ્લીયાતના કેટલાક મકામમાં રૂહ દાખલ પણ થઈ શકતી નથી. જો દાખલ થવા જાય તો સળગી જાય ! પરંતુ રસૂલેપાક અલયહિસ્સલાતો વસ્સલામની રૂહે અકદસના વસીલા વડે અને અનુસરણ વડે (વલીની) રૂહને 'સયરે નઝરી' થાય છે જેનો હાલ હવે પછીના દાઈરાઓ (વિલાયતે કુબરા, વિલાયતે ઉલિયા... વગેરે)માં આવશે. અને 'ઝિમ્નિયતે સુગરા' તેમજ 'ઝિમ્નિયતે કુબરા'ના મસ્અલા વડે એનો હાલ રોશન થશે.

એની સમજૂતી એ છે કે :-

- (જ્યારે) ખાસ ખાસ કુર્બમાં, તજલ્લીયાતે ઈલાહીને રૂહ બરદાશ્ત કરી શકતી નથી ત્યારે ભૂતપૂર્વ અકમલ અવલિયાની રૂહ કમ દરજ્જાના અવલિયાની રૂહને પોતાની છત્રછાયામાં લઈને સયર કરાવે છે તેને 'ઝિમ્નિયતે સુગરા' કહે છે.
- વળી કુર્બના કેટલાંક આ'લા (ઉચ્ચ) મકામોમાં અવલિયાની રૂહને નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ પોતાની રૂહે અકદસની છત્રછાયામાં લઈને સયર કરાવે છે. તેને 'ઝિમ્નિયતે

કુબરા' કહે છે.❶

## 'સયરે કદમી' અને 'સયરે નઝરી'ની સમજૂતી

- 'સયરે કદમી' એને કહે છે કે જ્યાં (સાલિક) શરીર સાથે પહોંચે અથવા ઝાત અને સિફાતના આ'લા (ઉચ્ચ) મકામાતમાં (તેની) રૂહ પહોંચે.
- 'સયરે નઝરી' એને કહે છે કે મસ્તકની (જાહેરી) આંખો વડે એને જુએ અથવા દિલની આંખો વડે જુએ અથવા રૂહની આંખો વડે ઝાત અને સિફાતે હકની તજલ્લિયાતને દૂરથી જુએ.
- સયરે કદમી એવી છે જેવી રીતે બાગની અંદર જઈને કોઈ સયર કરી રહ્યો હોય, અને ફૂલોની ખૂશબૂથી ફાયદો ઊઠાવી રહ્યો હોય.
- સયરે નઝરી એવી છે કે બાગની બહારથી વૃક્ષોને (માત્ર) નજરથી જોઈ રહ્યો છે પરંતુ ફૂલોની ખૂશબૂ અને ફૂલોના ઝાયકાથી લગભગ વંચિત છે. જે કંઈ રંગ અને ખૂશબૂ એના સુધી પહોંચે છે તે નમૂના રૂપે છે હકીકતન (ખરેખર) નથી.❷

## 'વિલાયતે કુબરા' અને 'ઈત્તિસાલે રૂહાની'ની સમજૂતી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતાની કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં 'દાઈરાએ વિલાયતે કુબરા' પ્રકરણમાં એની સમજૂતી લખેલી છે જેના કેટલાંક અંશો અહીં ઉતારું છું.

આપ (રહ.) લખે છે કે :-

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૨૭૫, ૨૭૬ ઉર્દૂ પા. ૧૩૬

❷ 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા.૪૫,૧૯૨,૧૯૩ ઉર્દૂ પા.૩૬,૧૩૩,૧૩૪

- 'વિલાયતે સુગરા' અલ્લાહના અસ્મા અને સિફાતના ઝિલ્લનો મકામ છે જ્યારે 'વિલાયતે કુબરા'એ ઝિલ્લની અસલનો યાને ખુદ અસ્મા અને સિફાતનો મકામ છે.
- 'વિલાયતે સુગરા' અવલિયાની વિલાયતનો મકામ છે. 'વિલાયતે કુબરા' અંબિયા અલયહિમુસ્સલામની વિલાયતનો મકામ છે.
- તાલિબ જ્યારે 'વિલાયતે સુગરા'ના મકામને તય કરી ચૂકે છે ત્યારે એને 'વિલાયતે કુબરા'માં તરક્કી થાય છે.
- આ મકામમાં ઈલ્મે શરીઅત છે.
  ઝવક અને શવક, આહ અને નઅરહ બધું જતું રહે છે.
  અહીં 'નેસ્તી ગુઝશ્તગી' ('ફના'ની હાલતમાંથી મુક્તિ) મળે છે.
- આ મકામના વલીની પરવરીશ કેટલીક વેળા ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે.
- જે તાલિબની ઈસ્તેઅદાદ (ક્ષમતા) ઝઈફ (કમજોર) હોય તે મોટે ભાગે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પરવરીશ અને ઈલ્તેફાત ખ્વાબની હાલતમાં જુએ છે.
- જેની વિલાયતની શક્તિ મધ્યમ કક્ષાની હોય તે જનાબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દિલની આંખો વડે મુરાકબહની હાલતમાં જુએ છે.
- જે તાલિબની વિલાયત બળવાન હોય તે હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જાહેરી આંખો વડે જુએ છે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝાતથી પોતાના પર પરવરીશ અને ઈલ્તેફાત પામે છે.
- કેટલાક ખાસાને ખુદા પર હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમની ઈનાયત એટલા પ્રમાણમાં થાય છે; અને ઈત્તિસાલે રૂહાની થાય છે કે ક્યારેક આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ વલીની શિકલના બની જાય છે અને ક્યારેક બંને હમ-શિકલ (સમરૂપ) બની જાય છે.

- આ ઈત્તિસાલને સૂફીઓ (ની પરિભાષા)માં 'ઈત્તિસાલે રૂહાની' કહે છે અને એને 'ફનાફિર્રસૂલ' પણ કહે છે.

- 'ફના ફિર્રસૂલ'ના ઘણાં પ્રકારો છે જેવા કે :-

  - આપની મુહબ્બતમાં ફના થવું.
  - આપની ઈત્તિબાઅમાં ફના થવું.
  - પરંતુ હમશકલ થઈ જવું એ 'ઈત્તિસાલે રૂહાની' સૌથી શ્રેષ્ઠ અને શકિતશાળી છે.

- ઈત્તિસાલે રૂહાનીના કમાલથી અને એના ઉલૂમથી તથા રુમૂઝે બાતિનીથી સંપૂર્ણ દરજ્જે કોઈ ત્યારે જ મુશર્રફ થાય છે જ્યારે તેને 'દાઈરાએ હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં સંપૂર્ણ તરકકી પ્રાપ્ત થાય.

- 'વિલાયતે કુબરા'નો સંબંધ ઈસ્મ 'હોવઝ ઝાહિર' સાથે છે.[1]

## 'ઈત્તિસાલે રૂહાની'નો બનાવ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'કુતૂહુલ હર્મૈન'માં લખે છે કે :-

એક વખતે મેં ખ્વાબમાં જોયું કે હું મૃત્યુ પામ્યો છું. અને મને દફન કરીને લોકો ચાલી ગયા. તે પછી મારી કબર પર હુઝૂર નબીએ

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજ. પા. ૨૭૮ થી ૨૮૧ ઉર્દૂ પા. ૧૩૮ થી ૧૩૯

કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ અને મહેબૂબે સુબ્હાની શયખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહ તશરીફ લાવ્યા. તે વખતે મારી કબર ફાટી ગઈ અને હું કબરમાં ઊઠીને હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની તરફ મુખ કરીને બેસી ગયો. તે વખતે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામે મારા પર નિહાયત કરમથી તવજ્જોહ ફરમાવી. તે વખતે મારો ચહેરો હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના જેવો થઈ ગયો !

આ કરમ અને ઈનાયત પર લાખો ઈમાન અને જાન કુર્બાન થાય.

જાન લાખ 'હિદાયત'કો ઈનાયત હો ઈલાહી,
કરતા રહું કુરબાન સગે દરબાને મુહમ્મદ (સલ.)

આ વાત મારી સાથે ખુસૂસિયતની અને નવી નથી. હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહની સાથે અને બીજા ઉમ્મતીઓની સાથે આવો કરમ ફરમાવવામાં આવેલો છે. ઉપરાંત હઝરત (મુહમ્મદઅલી શેરખાન) સાહબ રહમતુલ્લાહિ અલયહની સાથે પણ મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો એવો જ કરમ જોયો છે.

હમશકલ (સમરૂપ) થઈ જવું એને તસવ્વુફમાં 'ઈત્તિસાલે રૂહાની' કહે છે. બીજા અવલિયા સાથે પણ એવું બન્યું છે.❶

મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખે છે કે :-

નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ સાથે 'ઈત્તિસાલે રૂહાની' ધરાવનારા અકાબિરીન (બુઝુર્ગો) હરેક ઝમાનામાં હોતા નથી.

---

❶ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૭૮, ઉર્દૂ પા. ૪૯, ૫૦

કયારેક હોય છે અને કયારેક નથી હોતા. જ્યારે પણ હોય છે ત્યારે ખલ્કે ખુદા (ખુદાની મખ્લૂક)ના માટે બાઅશે રહેમત (રહમતના સબબ) હોય છે.❶

## 'ઝિમ્નિયતે કુબરા' અર્થાત 'ફનાફિર્રસૂલ'નો બનાવ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'કુતૂહુલ હર્મૈન'માં લખે છે કે :-

એક વખતે (મેં) એ જોયું કે નબીએ કરીમ, રઊફો રહીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ રવઝએ મુબારકથી મારા તરફ તશરીફ લાવી રહ્યા છે. જ્યારે મારાથી નજીક થઈ ગયા તો તે વખતે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની નિગાહે કરમ ખૂબ વધારે હતી. તે જ વખતે હઝરત રહમતુલ લિલ આલમીન, શફીઉલ મુઝનબીન અલયહિસ્સલાતો વસ્સલામનું પાક શરીર આગળના ભાગે ચીરાયું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારા શરીરને પોતાના પાક નૂરાની શરીરમાં સમાવી લીધું. અને મારું શરીર હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાક શરીરમાં ગાયબ થઈ ગયું ! અને ફરી પાછું થોડા સમય પછી જોયું કે મારું શરીર અલગ છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે હું હાજર છું.❷

મારા હઝરત સાહબ (રહ.) 'કુતૂહુલ હર્મૈન'ના પેશલફઝમાં લખે છે કે :-

આ કૈફિયતને તસવ્વુફની ઈસ્તિલાહ (પરિભાષા)માં

---

❶ 'કુતૂહુલ હર્મૈન'નો પેશલફ્ઝ : ગુજ. પા.૧૭ ઉર્દૂ પા. ૮ (જીમ)
❷ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૮૬, ઉર્દૂ પા. ૫૫

'ઝિમ્નિયતે કુબરા' કહેવામાં આવે છે. આ નિસ્બત અને શાનવાળા અકાબિરીન (બુઝુર્ગો) પણ હરેક ઝમાનામાં જોવામાં આવતા નથી.❶

## 'ઝિમ્નિયતે સુગરા' અર્થાત 'ફનાફિશ્શયખ'નો બનાવ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'કુતૂહુલ હર્મૈન'માં લખે છે કે :-

જયપુરમાં મારા મુરશિદ હઝરત (મુહમ્મદઅલી શેરખાન) સાહબ રહમતુલ્લાહિ અલયહ જ્યારે હયાત હતા ત્યારે પણ મેં જોયું હતું, કે મારું શરીર હઝરત સાહબના શરીરમાં બિલકુલ ગાયબ થઈ ગયું અને થોડા સમય પછી મારું શરીર અને હઝરત સાહબ (રહ.)નું શરીર અલગ થઈ ગયાં.

આ હાલતને 'ફનાફિશ્શયખ' તરીકે ઓળખવામાં આવે છે. ❷

## આપ (રહ.) 'વિલાયતે ઉલિયા'થી પણ મુશર્રફ હતા

આપ (રહ.) 'મેઅયારુસ્સુલૂક'માં લખે છે કે :-

- વિલાયતે ઉલિયા ફરિશ્તાઓની વિલાયત છે અને એનો સંબંધ ઈસ્મ 'હોવલ બાતિન' સાથે છે.❸

- જે સાલિકની વિલાયતે ઉલિયા શક્તિશાળી હોય છે :-

  - તેને કશ્ફ આપવામાં આવે છે, અને

---

❶ 'કુતૂહુલ હર્મૈન'નો પેશલફ્ઝ : ગુજ. પા. ૧૭, ૧૮ ઉર્દૂ પા. ૭ (દાલ)
❷ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૮૬, ઉર્દૂ પા. ૫૫
❸ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૨૮૨, ઉર્દૂ પા. ૧૪૦

- તેના પર ફરિશ્તા જાહેર થાય છે, અને
- રાઝ (ભેદ)ની ઘણી વાતો તેના પર પ્રગટ થાય છે.
- વળી મલાઈકહ (ફરિશ્તાઓ) સાથે મુનાસિબત હોવાના કારણે તેનાથી ગુનાહ (પણ) ઘણા ઓછા થાય છે.

જેમકે :-

હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહ પોતાના ખલીફા કાઝી સનાઉલ્લાહ પાનીપતી રહમતુલ્લાહિ અલયહને ઘણી વખત ફરમાવ્યા કરતા હતા કે,

> "હે કાઝી સાહબ! તમે (એવો) કયો અમલ કરો છો કે જ્યારે તમે અમારી પાસે આવો છો ત્યારે ફરિશ્તા તમારા સન્માન માટે ઊભા થાય છે અને તમારા બેસવા માટે જગા ખાલી કરે છે!"

વળી આપ (રહ.) આગળ લખે છે કે :-

વિલાયતે ઉલિયામાં ત્રણ તત્ત્વો : આગ, પાણી અને હવાના લતીફાઓ વડે તરક્કી થાય છે.

(મારા) હઝરત (મુહમ્મદઅલી શેરખાન) સાહબ રહમતુલ્લાહિ અલયહના કોઈ એકાદ શખ્સને આ મકામમાં સંક્ષિપ્ત સ્વરૂપમાં તરક્કી થઈ છે. વિસ્તૃત થઈ નથી. પરંતુ કેટલીક વખતે ફરિશ્તા દેખાયા છે.❶

ઉપરની ઈબારતમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ વિનમ્રતાના કારણે પોતાનું નામ

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૧૯૧, ૧૯૨ ઉર્દૂ પા. ૧૪૪,૧૪૫

જાહેર ન કરતાં 'એકાદ શખ્સને' એવો શબ્દ વાપર્યો છે પરંતુ એ ઈશારો આપનો પોતાના તરફ જ હોવાનું સ્પષ્ટ છે કારણકે આપ (રહ.)ને પણ ફરિશ્તાઓ દેખાતા હતા અને આપ (રહ.)ને પણ કશ્ફ આપવામાં આવ્યો હતો જેની વિગતો ઈન્શાઅલ્લાહ હવે પછી આગળ આવશે.

વળી ઉપરોકત ઈબારતમાં આપ (રહ.)ને 'આ મકામમાં સંક્ષિપ્ત સ્વરૂપમાં તરકકી થઈ છે. વિસ્તૃત થઈ નથી.' એમ લખ્યું છે પરંતુ 'મેઅયારુસ્સુલૂક'માં આ ઈબારત લખ્યા પછી આપ (રહ.) બીજા ૨૫ (પચ્ચીસ) વરસ હયાત રહ્યા હતા. એ સમય ગાળામાં 'વિલાયતે ઉલિયા'માં વિસ્તૃત તરકકી કરીને તેનાથી પણ આગળના કયા કયા ઉચ્ચતમ મકામોથી આપ મુશર્રફ થયા હશે એ તો અલ્લાહ જ બેહતર જાણે.

હઝરત મૌલાના રૂમી (રહ.)એ અવલિયાના હાલાત અંગે જે ફરમાવ્યું છે તે બિલકુલ યોગ્ય છે :-

હરદમ ઉરા એક મેઅરાજે ખાસ,
બર સરે તાજશ નેહદ હક તાજે ખાસ.

જિસ્મ ઉ બર ખાકો રૂહ દર લામકાં,
લામકાંને વહમે ક્સરે સાલિકાં.

**ભાવાર્થ :-**

બંદએ ખાસ હરેક વખતે મેઅરાજે ખાસ વડે મુશર્રફ થતો રહે છે. અલ્લાહ તઆલા તેના માથા પર પોતાના ફઝલનો ખાસ તાજ મૂકે છે. તેનું શરીર દુનિયામાં રહે છે અને રૂહ પરલોકમાં સયર કરે છે. તે જ પરલોક જે હકના તાલિબોનું કેન્દ્રસ્થાન છે.

## ફરિશ્તાઓ પણ દેખાતા હતા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ને ફરિશ્તાઓ જાહેરી આંખોથી દેખાતા હતા. નમૂના રૂપે એના માત્ર ત્રણ બનાવો અહીં લખવામાં આવે છે.

(૧)

### ફરિશ્તાઓને વકફ ઈમારતનું બાંધકામ કરતા જોતા હતા

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)નું બયાન છે કે :-

જ્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'મદ્રસએ તા'લીમુલ ઈસ્લામ'ની આવક માટે વકફ ઈમારત બનાવી રહ્યા હતા ત્યારે તેની બરાબર સામે જ આપના સમકાલીન મુન્શી ઈનાયતુલ્લાહ પોતાના રહેવા માટેની ઈમારત બનાવતા હતા.

એક દિવસે (તેઓ) ફરમાવવા લાગ્યા કે,

> "હઝરત મૌલાના ! આ વાત મારી સમજમાં નથી આવતી કે આપને ત્યાં મઝદૂરની એક જોડી અથવા એક મઝદૂર અને એક કારીગર (કડિયો) અથવા બે મઝદૂર અને બે કારીગર કામ કરે છે જ્યારે મારે ત્યાં બબ્બે- ત્રણ ત્રણ કે ચાર ચાર જોડી મઝદૂર કામ કરે છે છતાં એનું પરિણામ એ આવે છે કે આપને ત્યાં કામ વધારે થાય છે અને મારે ત્યાં ઓછું થાય છે! આ વાત મારી સમજમાં નથી આવતી."

ઈદૂ મિયાં જેઓ મિસ્ત્રી (બાંધકામના નિષ્ણાત) હતા તેઓ, ત્યારે હઝરતના બાંધકામોમાં સહાયક હતા. તેઓ હઝરતની સાથે હતા.

હઝરત સાહબે (મુનશી ઈનાયતુલ્લાહ)થી ફરમાવ્યું કે,

"આપને ત્યાં બબ્બે, ત્રણ ત્રણ, ચાર ચાર જોડી કામ કરે છે (છતાં) કામ મારે ત્યાં વધારે થાય છે અને આપને ત્યાં ઓછું થાય છે એ વાત બિલ્કુલ સાચી છે."

વાત આવી ગઈ અને ખતમ થઈ ગઈ. મુન્શી સાહબ ખામોશ થઈ ગયા.

થોડે દૂર આગળ ગયા પછી હઝરત ફરમાવવા લાગ્યા :-

"ઈદૂ મિયાં ! તમે જોયું મુન્શીજી તમને શું ફરમાવી રહ્યા હતા ?"

તેમણે કહ્યું,

"હાં, હઝરતજી ! આ વાત તો સમજમાં નથી આવતી !"

હઝરતે ફરમાવ્યું,

"ઈદૂ મિયાં તેઓ સાચું કહી રહ્યા હતા. હું મારી આંખોથી જોઉં છું કે (આપણું) જે કામ કડિયાઓ અધૂરું છોડી જાય છે, ફરિશ્તાઓ તેને પરિપૂર્ણ કરી લે છે!"[1]

(૨)

## મલકુલ મવત હઝરત ઈઝરાઈલ (અલૈ.)ને જોયા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સાહબઝાદા જનાબ હકીમ મુહમ્મદ શવકતઅલી સાહબ (રહ.)

---

[1] "જામેઆકી કહાની બાનીએ જામેઆકી ઝુબાની"
'હિદાયત' ઉર્દૂ માસિક, જિલ્દ ૩, અંક ૨+૩, પા. ૨૯

નિષ્ણાત અને વિખ્યાત હકીમ હતા. મુંબઈ, માથેરાન વગેરે દૂર દૂરના રઈસો અને અમીરો પણ આપને પોતાના ઈલાજ માટે બોલાવતા હતા. આપની શિકલ-સૂરત, દેખાવ, નાક-નકશો વગેરે બધું જહૂબહૂ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના જેવું સમરૂપ હતું. પ્રવાસમાં મોટે ભાગે આપ હઝરતની સાથે રહેતા હતા.

દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલથી દોઢ વરસ પહેલાં આપે પોતાના છાપેલાં લેટર પેડ ઉપર તા. ૨૩-૧-૧૯૫૦ ના રોજ લખેલું મૂળ પ્રિસ્કિપ્શન આ નાચીઝ લેખક પાસે મોજૂદ છે.

હિન્દુસ્તાનના વિભાજન વખતે આપ પાકિસ્તાન ચાલ્યા ગયા હતા અને ત્યાં જ સ્થાયી થયા હતા. આપનો ઈન્તેકાલ પણ પાકિસ્તાનમાં થયો હતો. આપના ખાનદાનના લોકો હજુ પણ ત્યાં હયાત છે. આપે હઝરતના જીવન ચરિત્રને લગતી કિતાબ 'શમ્એ હિદાયત' નામથી લખી હતી જે ઈસવીસન ૧૯૬૫ માં કરાંચીથી પ્રગટ થઈ હતી. કિતાબમાંથી એક પ્રસંગ અહીં ઉતારું છું.

આપ (રહ.) લખે છે કે :-

(એક વખતે) હું હઝરત (રહ.)ની સાથે સફર પર રવાના થયો. હઝરત અમદાવાદમાં થોભી ગયા અને આ ખાદિમ સર મુહમ્મદ યૂસુફ મુંબઈવાલા અને ખાન બહાદુર મુહમ્મદ અમીર સાહબ રઈસે મનોર (પાલઘરવાલા)ના ઈલાજ માટે માથેરાન પહાડ પર ચાલ્યો ગયો, જે મુંબઈથી આગળ પૂનાની તરફ છે. હું તેમના બંગલામાં સુંદર વાતાવરણવાળા મુકામ પર થોભેલો હતો અને ઈલાજ-ઉપચારમાં મસરૂફ હતો.

એક દિવસે અચાનક મારો જીવ ગભરાયો. નોબત અહીં સુધી પહોંચી કે વિના સમજે-વિચાર્યે થોડાં દિવસો માટે ઈજાઝત લઈને

સૂરત રવાના થઈ ગયો. મને મહેસૂસ થઈ રહ્યું હતું કે હઝરતની તબીયત ખરાબ છે. રસ્તામાં વલસાડ આવ્યું તો સ્ટેશન પર ઉતરીને મેં સ્ટેશન માસ્તરથી પૂછ્યું,

"હઝરત વલસાડમાં છે કે સૂરત તશરીફ લઈ ગયા ?"

સ્ટેશન માસ્તરે હઝરત વલસાડમાં હોવાનું મને જાણાવ્યું એટલે હું વલસાડમાં ઉતરી ગયો અને હઝરતની ખિદમતમાં હાજર થયો.

મારા પહોંચતા જ આપે ઈર્શાદ ફરમાવ્યો,

"તમે આવી ગયા, હું તમારો ઈન્તેઝાર જ કરતો હતો !"

મને બીજા લોકોથી જાણવા મળ્યું કે જ્યારે તેમણે મને (માથેરાન) ખબર કરવા માટે (હઝરતથી) અરજ કરી ત્યારે હઝરતે ફરમાવ્યું કે,

"રહેવા દો ! શવકત આવી રહ્યો છે !"

જો કે મને કોઈ ખબર મળી ન હતી.

મેં જોયું કે (હઝરતનો) ચહેરો સૂજેલો છે. કાન અને ચહેરાથી પાણીની બુંદો ટપકી રહી છે. જાહેરી રીતે હાલત ધારણા કરતાં વિરુદ્ધ અને ઘણી જ ચિંતાજનક હતી. પરંતુ આપની વાત કરવાની રીત અને મા'મૂલાત (ની પાબંદી)ના કારણે ખબર પડતી ન હતી કે આપ પર ઈઝમેહલાલ (ખિન્નતા) પણ છે.

મેં અરજ કરી કે,

"ઘરે (જયપુર) જઈએ ?"

આપે રઝામંદી દર્શાવી. રાતની મેઈલ ટ્રેઈનથી રવાનગી નકકી

થઈ. જ્યારે અમે સ્ટેશન પર પહોંચ્યા તો અસંખ્ય લોકો સ્ટેશન પર હાજર હતા. હંમેશ પ્રમાણે લોકો ભેગાં થયાં હતા. અગાઉની પ્રથા પ્રમાણે હઝરતને અને મને વેઈટીંગ રૂમમાં બેસાડવામાં આવ્યા. લોકો (એક પછી એક) હાજર થતા, મુસાફહ કરતા અને બહાર ચાલ્યા જતા. લાંબા સમય સુધી આ ક્રમ ચાલું રહ્યો. છેવટે હું અને હઝરત એકલા રહી ગયા.

અચાનક મેં એવી કૈફિયત જોઈ કે હું નવાઈ પામ્યો ! હઝરતે ઉપરની તરફ જોયું જાણે કોઈ સામે ઊભું હોય. આપના ચહેરા પર અજીબ કૈફિયત હતી. અને છૂપી પરેશાનીનો અહેસાસ હતો. પછી થોડી સેકંડમાં આપનો ચહેરો સુર્ખ (રાતો) થઈ ગયો અને આનંદ જાહેર કરતાં અલ્લાહનો શુક્ર અદા કર્યો !

(હઝરતના ચહેરાના ચિન્હોમાં) ફેરફાર જોઈને મેં અરજ કરી કે,

"મારી પાસે દરેક જાતની દવાઓ હાજર છે. (આપની) તબીયત કેમ છે ? હુકમ હોય તો દવા પેશ કરું ?"

આપે મુસ્કુરાઈને ફરમાવ્યું,

"નહીં, કોઈ વાત નથી. તબીયત ઠીક છે."

પરંતુ મારી પરેશાની દૂર ન થઈ.

હઝરત મારી ચિંતાને મહેસૂસ ફરમાવી રહ્યા હતા.

ગાડી આવી અને અમે પ્રથમ વર્ગમાં બેઠાં.

ગાડી ઉપડી તો મેં ફરીથી તબીયતનો હાલ અને (વેઈટીંગ રૂમમાં થયેલી) પેલી પરેશાનીનું કારણ પૂછ્યું.

આપે ફરમાવ્યું,

"શવકત ! જ્યારે હું વેઈટીંગ રૂમમાં બેઠેલો હતો ત્યારે (મોતના ફરિશ્તા) હઝરત ઈઝરાઈલ (અલૈ.) મારી સામે આવ્યા ! હું સમજ્યો કે મારી રૂહ અહીં જ કબ્ઝ કરવામાં આવશે. આલમે અસબાબ (આ દુનિયા)માં કેટલાક કામો બાકી છેએટલે રાઝી-બ-રઝા (અલ્લાહની રઝામાં રાઝી) હોવા છતાં થોડી પરેશાની થઈ તો હઝરત ઈઝરાઈલ (અલૈ.)એ કહ્યું કે,

'હું તો આપની તબીયતનો હાલ પૂછવા માટે આવ્યો છું ! આપ ઈત્મિનાન રાખો, અત્યારે આપનું તેડું નથી !'

આ વાત સાંભળીને મેં અલ્લાહનો શુક્ર અદા કર્યો. મને મારી ખ્વાહિશ પ્રમાણે સમય આપવામાં આવ્યો કારણકે મારે વકફની ઘણી ઈમારતો બંધાવવાની છે."[1]

સુબ્હાનલ્લાહ !

- જેમની તબીયતની ખબર લેવા મલકુલ મવત હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામ તશરીફ લાવે,
- જેઓ હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામને પોતાની જાહેરી આંખો વડે જાઈ શકે,
- જેઓ હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામના શબ્દોને પોતાના જાહેરી કાનો વડે સાંભળી શકે,
- જેમને તેમની ખ્વાહિશ પ્રમાણે અલ્લાહ તઆલા તરફથી વખત આપવામાં આવે,

તેમના ઉચ્ચ મકામનો કોઈ શું અંદાઝો લગાવી શકે અને શું સમજી શકે !

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૨૦૫, ૨૦૬

અલ્લામા ડો. ઈકબાલ (રહ.)એ એવી જ મહાન અને બુઝુર્ગ હસ્તીઓને નઝર સમક્ષ રાખીને કદાચ આ શે'ર કહેલો છે :-

'ખુદીકો કર બુલંદ ઈતના કે હર તક્દીરસે પેહલે,
ખુદા બંદેસે ખુદ પૂછે, બતા તેરી રઝા ક્યા હય ?!'

(૩)

## આપ (રહ.)ની મજલિસમાં ફરિશ્તાઓ ઉતરતા હતા

મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

દાદા હઝરત સાહબ (રહ.) ઈન્તેકાલથી પહેલાં અંતિમ દવરા પર નીકળ્યા હતા ત્યારે એક રાત્રે સુરતમાં સગરામપુરાની હિદાયત મસ્જિદમાં ઈશાની નમાઝ બાદ ઝિક્રની મજલિસમાં મુરાકબાના અંતે શિર ઉઠાવીને આપે ફરમાવ્યું હતું કે,

"હે અઝીઝો !
આવી જ રીતે હંમેશાં ખુદાના ઝિક્રમાં લીન અને તલ્લીન રહ્યા કરો !
અત્યારે હું મારી આંખોથી નિહાળું છુંકે ફરિશ્તાઓ તમને પોતાની હારોના હલ્કા (વર્તુળ) માં ઘેરી વળ્યા છે!"

અલ્લાહો અકબર !

- કેટલી મુબારક અને ઉચ્ચ મરતબહવાળી હશે એ હસ્તી જેમની મજલિસમાં 'તનઝ્ઝલુલ મલાઈકહ' ફરિશ્તાઓ ઉતરે ! અને મજલિસને પોતાની હારોના હલ્કામાં ઘેરી લે !
- કેટલી મુબારક હશે એ આંખો જે ફરિશ્તાઓને જુએ !

○ કેટલા ભાગ્યશાળી હશે તે લોકો જેઓ એ મુબારક મજલિસમાં હાજર હશે અને જેમણે હઝરતની સુહબત અને તવજ્જુહ મેળવી હશે તથા હઝરતના મુબારક શબ્દો પોતાના કાનો વડે સાંભળ્યા હશે !

અલ્હમ્દુલિલ્લાહ !

જેઓ હઝરતની એ મુબારક મજલિસમાં હાજર હતા અને જેમણે હઝરતના એ મુબારક શબ્દો પોતાના કાનો વડે સાંભળ્યા હતા તે સઆદતમંદ હઝરાતોમાંથી કેટલાકના નામો નીચે પ્રમાણે છે :-

(૧) હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)
(૨) હઝરત મુન્શી બયતુલ્લાહ સાહબ (રહ.)
(૩) જનાબ હાજી ગુલામ મુહમ્મદ શૈખ સાહબ (રહ.)
(૪) જનાબ હાજી અહમદચાચા નાટાલી સાહબ (રહ.)
(૫) જનાબ હાજી નૂરભાઈ અમલા સાહબ (બીલાલભાઈના વાલિદ)
(૬) જનાબ હાજી ઈસ્માઈલ પટેલ સાહબ (રહ.)
(જામિઆ હિદાયત, જયપુરના ઉસ્તાદ મુહતરમ મૌલવી મુહમ્મદ યૂસુફભાઈ પટેલ સાહબ નદવીના વાલિદ સાહબ)
(૭) જનાબ ડોકટર ગુલામ અહમદ સાહબ કાપડીઆ
(૮) જનાબ હાજી અબ્દુલકાદિરભાઈ તુરાવા સાહબ (રહ.)
(૯) જનાબ હાજી મુહમ્મદભાઈ ટપાલી સાહબ (રહ.)

ઉપરોકત હઝરાત પૈકી અત્યારે માત્ર જનાબ ડોકટર ગુલામ અહમદ સાહબ કાપડીઆ હયાત છે અને તેઓ આ બનાવની તસ્દીક કરે છે.

## આપ (રહ.) ચીઝોની આરપાર જઈ શકતા હતા

આગળ આ વાત વિસ્તારથી આવી ગઈ છે કે હઝરત મૌલાના

શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'વિલાયતે ઉલિયા'થી મુશર્રફ હતા અને 'વિલાયતે ઉલિયા' ફરિશ્તાઓની વિલાયત છેએટલે અલ્લાહ તઆલાએ જેવી રીતે આપની આંખોમાં ફરિશ્તાઓને જોવાની કુવ્વત અતા ફરમાવી હતી તેવી જ રીતે ફરિશ્તાઓની જેમ આપના જિસ્મે મુબારકને એવી લતાફત અતા ફરમાવી હતી કે જેવી રીતે રોશની કાચની આરપાર ચાલી જાય છે તેવી રીતે આપ (રહ.) જિસ્મ સહિત કોઈ પણ ચીઝની આરપાર જઈ શકતા હતા. કોઈ પણ ભૌતિક વસ્તુ આપના માટે રૂકાવટ બની શકતી ન હતી.

મારા હઝરત સાહબ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) બયાન ફરમાવતા હતા કે મારા દાદી અમ્મા મને ફરમાવતા હતા કે તમારા દાદા સાહબે એક દિવસે મને ફરમાવ્યું કે,

"અલ્તાફ[1]ની મા !

જેવી રીતે હઝરત કપ્તાન સાહબ (રહ.)ને અલ્લાહ તઆલાએ ચીઝોની પાર ચાલ્યા જવાની શકિત આપી હતી તેવી શકિત મને પણ આપી છે. તમારે અનુભવ કરવો હોય તો જુઓ ! હું મકાનની બહાર ચાલ્યો જાઉં છું. તમે અંદરથી બારી બારણાં બધું બંધ કરીને, સાંકળ ચઢાવીને પછી મને અવાજ આપજો, હું (બારી બારણાં ખોલવા વગર તેની આરપાર થઈને) તરત જ તમારી સામે ઘરમાં હાજર થઈ જઈશ !"

---

[1] હકીમ અલ્તાફ (અલી ખાન સાહબ રહ.) :

દાદા હઝરત સાહબ (રહ.)ના સૌથી મોટા પુત્ર તેમજ મારા હઝરત સાહબ (રહ.)ના વાલિદ સાહબનુ નામ છે.

આ સંબોધનમાંથી આપ (રહ.)ના ઉચ્ચ સંસ્કારો પ્રગટ થાય છે કે પોતાની બીવી સાહિબાને પણ તેના નામથી સંબોધન કરતા ન હતા.

દાદી અમ્માએ બારીબારણાં બધું બંધ કરીને સાંકળ ચઢાવીને દાદા સાહબ (રહ.)ને અવાજ આપ્યો તો આપ તરત જ ઘરમાં દાદી અમ્માની સામે હાજર થઈ ગયા !

દાદી અમ્માએ ગમ્મતમાં કહ્યું કે,

"મારાથી કયાંક ઉતાવળમાં બારણું ખુલ્લું રહી ગયું હશે."

દાદા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

"હું ફરી પાછો બહાર ચાલ્યો જાઉં છું. હવે તમે બરાબર બારી બારણાં બધું બંધ કરીને મને અવાજ આપજો."

દાદી અમ્માએ ફરી પાછાં બારી બારણાં બંધ કરીને સાંકળ ચઢાવીને અવાજ આપ્યો તો આપ ફરી પાછાં મકાનમાં દાદી અમ્માની સામે હાજર થઈ ગયા !

એ જ પ્રમાણે આપે ત્રીજી વખત પણ કરી બતાવ્યું. દાદી અમ્મા ફરમાવતા હતા કે,

"અત્યાર સુધી હું તેમને માત્ર ઈબાદતગુઝાર અને તહજ્જુદગુઝાર જ સમજતી હતી પરંતુ જ્યારે તેમણે કપ્તાન સાહબનો ઉલ્લેખ કરીને પોતાની કરામત જાહેર કરી ત્યારે હું અચંબામાં પડી ગઈ !"

## હઝરત કપ્તાન સાહબ (રહ.)

ઉપર લખેલા બનાવમાં હઝરત કપ્તાન સાહબ (રહ.)નો ઉલ્લેખ આવ્યો હોવાથી તેમના વિશે જાણવાની વાચકોને જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. એટલે અહીં તેમનો ટૂંકો પરિચય લખવામાં આવે છે.

## નામ અને મકામ

આપ (રહ.)નું મૂળ નામ હઝરત ફયઝ મુહમ્મદ ખાન સાહબ (રહ.) હતું પરંતુ આપ (રહ.) જયપૂરના મહારાજા માધોસિંહના લશ્કરમાં કેપ્ટનના પદ ઉપર હતા એટલે 'હઝરત કપ્ટાન સાહબ' નામથી મશહૂર હતા.

આપ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સમકાલીન, પીરભાઈ અને પરમમિત્ર હતા. એક તરફ આપ સાહબે દિલ, સાહબે કશ્ફો કરામત, આશિકે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પ્યારા, વલીએ કામિલ બુઝુર્ગ હતા તો બીજી તરફ આપ એક શૂરવીર સિપાહી પાગ હતા.

## મહારાજા માધોસિંહની બદનસીબી

હઝરત કપ્તાન સાહબ (રહ.)ની સુહબતની બરકતના કારણે મહારાજા માધોસિંહે ઘણી જૂની રસ્મોને બંધ કરી દીધી હતી. હઝરત કપ્તાન સાહબે કેટલીક કરામતો પણ મહારાજાને દેખાડી કે શકય છે કે તેઓ ઈમાનની દવલતથી મુશર્રફ થઈ જાય.

મહારાજાની સામે તેમને એક કમરામાં બંધ કરી દેવામાં આવતા. કમરાના બધાં દરવાજા બંધ કરી દેવામાં આવતા અને મહારાજા બીજા કમરામાં ચાલ્યા જતા. બધાં દરવાજા બંધ હોવા છતાં હઝરત કપ્તાન સાહબ (રહ.) મહારાજાની સામે બીજા કમરામાં હાજર થઈ જતા.

મહારાજા કહેતા કે શાયદ કોઈ દરવાજો ખૂલ્લો રહી ગયો હશે! ફરી પાછાં બધાં દરવાજા બંધ કરી દેવામાં આવતા અને કપ્તાન સાહબ (રહ.) ફરી પાછા મહારાજાની સામે બીજા કમરામાં હાજર થઈ જતા!

આવી કરામતો જોવાં છતાં, મહારાજા એટલા બદનસીબ હતા કે ઈમાનની દવલતથી મુશર્રફ થયા ન હતા !

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ 'અહસનુત્તકવીમ'માં હઝરત કપ્તાન સાહબ (રહ.) વિશે કેટલીક વાતો લખેલી છેપરંતુ તેમના નામનો ઉલ્લેખ કરેલો નથી. મારા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે એ વાતો હઝરત કપ્તાન સાહબ (રહ.) વિશે છે.

## જન્મ પહેલાં રૂહના સ્વરૂપમાં દુનિયામાં તશરીફ લાવ્યા હતા

આપ (રહ.) 'અહસનુત્તકવીમ' કિતાબમાં લખે છેકે :-

મારા એક માનનીય બુઝુર્ગ મને કોઈ કોઈ વખત ફરમાવતા કે તેમના જન્મથી અગાઉ તેઓ કેટલીયે વખત રૂહના સ્વરૂપમાં સિફાતો સહિત (આલમે અરવાહમાંથી દુનિયામાં આવીને) હઝરત સય્યદ ઈમામઅલી શાહ સાહબ (રહ.)ના ઝિક્રના હલ્કહમાં હાજર થતા હતા. વળી હઝરત સય્યદ સાહબ (રહ.)ની શિકલ અને સૂરત કેવી હતી અને મસ્જિદમાં હલ્કહની જગા કેવી હતી તે પણ ફરમાવતા હતા જોકે તેઓ હઝરત સય્યદ સાહબ (રહ.)ના (ગામ) મકાન શરીફમાં કદાપિ ગયા નથી. અને એ બુઝુર્ગના જન્મ પહેલાં તો હઝરત સય્યદ સાહબ (રહ.) ઈન્તેકાલ ફરમાવી ચૂકયા હતા ![1]

કિયામત સુધી દુનિયામાં જન્મ લેનાર ઈન્સાનોની રૂહોને એક સાથે પેદા ફરમાવીને અલ્લાહ તઆલાએ તેમને જે સ્થાનમાં રાખેલી છે તેને 'આલમે અર્વાહ' કહે છે.

રૂહોને પેદા ફરમાવ્યા બાદ અલ્લાહ તઆલાએ પૂછ્યું હતું :-

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૧૩, ઉર્દૂ પા. ૧૧

"શું હું તમારો પરવરદિગાર નથી ?"

તો શરીર ન હોવા છતાં રૂહોએ અલ્લાહ તઆલાનું ફરમાન સાંભળ્યું હતું અને જવાબ પણ આપ્યો હતો કે,

"અમે ગવાહી આપીએ છીએ કે બેશક આપ અમારા પરવરદિગાર છો."

આ કરારને 'મિસાકે અઝલ' અર્થાત 'આદ્યકરાર' રોઝે અઝલ ઈકરાર કહે છેઅને એનો ઉલ્લેખ કુર્આન શરીફની સૂરએ 'અઅરાફ'માં આયત નંબર ૧૭૨માં છે.

આ બનાવથી એ પણ જાણવા મળે છે કે ઈન્સાનમાં સાંભળવાની, બોલવાની, જોવાની...વગેરે જે સિફતો છે તે તમામ સિફતો તેની રૂહમાં પણ મોજૂદ છે.

## હુઝૂર (સલ.)ની ઝિયારત જાગતામાં જાહેરી આંખોથી થતી હતી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) હઝરત કપ્તાન સાહબ (રહ.) વિશે 'અહસનુત્તકવીમ'માં આગળ લખે છે કે :-

વળી જે બુઝુર્ગે મને (આલમે અર્વાહમાંથી દુનિયામાં હઝરત સય્યદ સાહબ રહ.ના ઝિક્રના હલ્કહમાં હાજર થવાની વાત જણાવી હતી.) તેમની બુઝુર્ગીનો સબળ પુરાવો આ છેકે જ્યારે હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની ઝિયારત મને ખ્વાબમાં થઈ ત્યારે મેં અર્ઝ કરી કે,

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
મને (આપ) પોતાની સાથે મદીના મુનવ્વરા લઈ

ચાલો ! હું ત્યાં જ (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમત શરીફમાં) હાજર રહીશ !''

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો,

''તું હિન્દુસ્તાનમાં (જ) રહે અને ફલાણા શખ્સ (ફયઝ મુહમ્મદ ખાન સાહબ)ની ખિદમતમાં જતો રહે !''

''મને એનાથી પહેલાં એટલી ખબર હતી કે એ બુઝુર્ગને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત જાહેરી આંખો વડે જાગતામાં થયા કરે છે અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એમના પર ખૂબ જ મહેરબાની છે.''

## મુર્દાઓ ફરમાવતા નબી (સલ.)નો પ્યારો આવે છે!

કેટલીક વેળા સામાન્ય મુર્દાઓ અને અલ્લાહના મકબૂલ બંદાઓ (પોતાની) કબરોમાંથી મોટા અવાજે કહ્યા કરતા કે :-

''નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પ્યારો આવે છે!''[1]

## આપનો મઝારે મુબારક

હઝરત ફયઝ મુહમ્મદ ખાન સાહબ (રહમતુલ્લાહિ અલયહ) ઉર્ફે 'હઝરત કપ્તાન સાહબ (રહમતુલ્લાહિ અલયહ)'નો મઝારે મુબારક જયપુરમાં ઘાટ દરવાજા રોડ પર, 'અંકૂર' થિએટરના મેદાનના કંપાઉન્ડમાં દાખલ થતાં ડાબી બાજુએ છે. આપ (રહમતુલ્લાહિ અલયહ)ના મઝારની બાજુમાં બીજા પણ બે મઝારો છે. ત્રણે મઝારોની ફરતે બીજો એક નાનો પાકો કમ્પાઉન્ડ કરવામાં આવેલો છે.

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૧૪, ઉર્દૂ પા. ૧૧

# 'કમાલાતે નુબુવ્વત'નો મકામ

એક વખતે મારા હઝરત સાહબ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની મજલિસમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ની વાત નીકળી. એક શખ્સે કહ્યું કે આપ (રહમતુલ્લાહિ અલયહ) 'કુત્બે ઈર્શાદ' હતા.

મારા હઝરત સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

"દાદા સાહબ અલયહિર્રહમતની હયાતીમાં પણ કોઈએ આપ (રહમતુલ્લાહિ અલયહ)થી આ વિશે પૂછ્યું હતું તો આપ (રહમતુલ્લાહિ અલયહ)એ એનો સાફ ઈન્કાર ફરમાવ્યો હતો. મારી જાણ પ્રમાણે આપ (રહમતુલ્લાહિ અલયહ) 'કમાલાતે નુબુવ્વત'ના મકામથી મુશર્રફ હતા."

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)એ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં 'દાઈરાએ કમાલાતે નુબુવ્વત' શીર્ષકથી એક આખું પ્રકરણ લખેલું છે તેમાંથી કેટલાક અંશો અહીં નકલ કરું છું જે આ મકામને સમજવામાં સહાયક થશે.

આપ (રહમતુલ્લાહિ અલયહ) લખે છે કે :-

તાલિબ જ્યારે વિલાયતે ઉલિયાના ફયઝાન અને અનવાર વડે મુશર્રફ થઈ ચૂકે છે અને એની તલબ આ'લા હોય છે તો અલ્લાહ તઆલા એને 'કમાલાતે નુબુવ્વત'ના મકામથી મુશર્રફ ફરમાવે છે.

આ મકામનો વલી એવી પરિપૂર્ણ ઝાત હોય છે, અને એવા

કમાલાત વડે મુશર્રફ થાય છે કે : 'વિલાયતે સુગરા', 'વિલાયતે કુબરા' અને 'વિલાયતે ઉલિયા'ના અવલિયા એના કમાલાતનો ઈહાતહ અને પૂરેપૂરો ઈદરાક (સમજ) પણ પ્રાપ્ત કરી શકતા નથી. અને એ ખાસ બંદો :-

'અલ ઉલ્માઓ વરસતુલ અંબિયાઅ'

(ઉલ્મા અંબિયાના વારસદાર છે.)

(એ હદીસ શરીફ)ને પૂરેપૂરો લાયક બને છે. અને :-

'ઉલ્માએ ઉમ્મતી કઅંબિયાએ બની ઈસરાઈલ'

(મારી ઉમ્મતના ઉલમા બની ઈસરાઈલના નબીઓ સમાન છે.)

(એ હદીસ શરીફ)નું સંપૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

- જો નુબુવ્વત ખત્મ ન થાત તો આવી ઝાતે અકમલ નબી બનતે.
- કમાલાતે નુબુવ્વતના આ મકામમાં તજલ્લીએ ઝાતનો ઝુહૂર સિફાતના આવરણ વિના થાય છે.
- આ જગાએ 'ખાક' (માટી) તત્ત્વના લતીફા વડે તરક્કી થાય છે. અને અલ્લાહના ઈન્આમ તથા ઈકરામ પણ આ લતીફાએ 'ખાક' પર જ થાય છે. તેમજ આલમે ખલ્ક અને આલમે અમ્રના તમામ લતીફાઓ એના તાબે થાય છે.
- વળી કેમકે 'ખાક'નું આ તત્ત્વ બશર (માનવ)ના માટે જ ખાસ છે એટલે ખાસ બશર (મોમિન) ખાસ ફરિશ્તા કરતાં અને આમ બશર (મોમિન) આમ ફરિશ્તા કરતાં અફઝલ હોય છે.[1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા.૨૯૩,૨૯૪ ઉર્દૂ પા.૧૪૫,૧૪૬

આજ પ્રકરણમાં આગળ આપ (રહ.) લખે છે કે :-

ઈન્સાનના મૂળમાં માટી છે.
માટીમાં અધોગતિ અને અંધકાર છે.
એટલે અંધકારની તુલનામાં અનવારે ઈલાહી,
અને અધોગતિની તુલનામાં ઊર્ધ્વગતિ તેમજ ઉત્થાન અનિવાર્ય છે.
એ જ કારણ છે કે,
ખાતિમુન્નબીય્યીન સલ્અમ અર્શે મોઅલ્લા પર પહોંચ્યા
અને બીજી કોઈ મખ્લૂક
નારી (આગથી બનેલી) યાને જિન્નાત અથવા
નૂરી (નૂરમાંથી બનેલી) યાને ફરિશ્તાઓ
આ રિફઅત, બુલંદી અને તરક્કી પર ન પહોંચ્યા.❶

આ મકામના વલીના લક્ષણો વિશે આપ (રહ.) લખે છે કે :-

આ મકામમાં

- ઝવક, શવક અને બેતાબી વગેરે કંઈ નથી હોતું.
  માત્ર બર્દે યકીન (યકીનની ઠંડક),
  રઝાઓ તસ્લીમ અને
  ખાતિમુન્નબીય્યીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતની ઈત્તિબાઅ હોય છે.
- આજિઝી, નેસ્તી અને દીદે કુસૂર વધારે હોય છે.
- (આ મકામનો વલી)
  (પોતાની) કોઈ પણ ઈબાદતને રબના લાયક નથી ગણતો.

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૨૯૬ ઉર્દૂ પા. ૧૪૭

'મા અબદ્ના-ક હક્ક ઈબાદતિ-ક વ મા અરફના-ક હક્ક
મઅરિફતિ-ક વ લા ઉહસી સનાઉ-ક'

**ભાવાર્થ :-**

તારી ઈબાદતનો જેવો હક હતો તેવી ઈબાદત અમે કરી નહિ,
તારી મઅરેફતનો જેવો હક હતો તેવો અમે ઓળખ્યો નહિ,
તારી હમ્દ અને સનાનો ઈહાતહ હું કરી શકતો નથી.

ઉપરની હદીસ શરીફ અને
ખુદ અલ્લાહ તઆલાનો આ (નીચેનો) ઈર્શાદ
તે (વલી)ની નજર સામે હોય છે.

'સુબ્હાનહૂ વ તઆલા અમ્માયસિફૂન'

**ભાવાર્થ :-**

અને પાક છે તથા બરતર છે અલ્લાહ તે સિફતોથી
જેનાથી લોકો એને મુત્તસિફ (આભૂષિત) કરે છે.

જેવી રીતે સામાન્ય લોકો ગુનાહ કરવાના કારણે જનાબે બારીમાં શરમિંદા થાય છે તેવી જ રીતે આ બંદએ ખાસ, ઈબાદત કરીને, ઈબાદતને નાકિસ (અધૂરી) જાણીને શરમિંદો થાય છે.

હઝરત ફરિદુદ્દીન અત્તાર (રહ.) ફરમાવે છે :-

બેગુનહ ન ગુઝશ્ત બર મા સાઅતે,
બા હુઝૂરે દિલ ન કરદમ તાઅતે.

(મારી એક પળ પણ ગુનાહ વગરની વીતી નથી,
અને મેં કોઈ ઈબાદત હુઝૂરે દિલ વડે કરી નથી.)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુ ઘણી વખત ફરમાવ્યા કરતા હતા કે,

"કાશ! અબ્દુલ્લાહનો એક સજ્દો જ કબૂલ થઈ જાય!" ❶

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતાના ઈન્તેકાલથી માત્ર બે-ત્રણ વરસ પહેલાં ગયબી તકાઝાના કારણે લખેલી કિતાબ 'કુતૂહુલ હર્મૈન'ની કેટલીક ઈબારતોમાં પણ આ અહેસાસ સુસ્પષ્ટ માલૂમ પડે છે. નમૂના તરીકે એમાંથી માત્ર ચાર ઈબારતો અહીં પેશ કરું છું.

(૧)

## મારા ગુનાહોનું પલ્લું ઘણું ભારી છે

'કુતૂહુલ હર્મૈન'માં એક જગાએ આપ (રહ.) લખે છે કે :-

મને જેટલો આનંદ, ઉલ્લાસ અને ઈત્મિનાન રવઝએ મુનવ્વરહ પર પ્રાપ્ત થયો, તમામ ઉંમરમાં કોઈ જગાએ પ્રાપ્ત ન થયો. વધારે ખૂશીનું કારણ એ છે કે,

> મારી તમામ ઉંમર નાફરમાની અને ગુનાહોમાં ગુજરી છે, કોઈ કામ લાઈકે કુબૂલે હક અને રસૂલે બરહક અલયહિસ્સલાતો વસ્સલામ થયું નથી.

જો નેક કામ ક્યારેક તવફીકે હકથી થયું છે, તો મારા ગુનાહોની સઝાના કારણે તે નેક કામ રિયા અને દંભ વગરનું થયું નથી. હું નેકીઓથી ખાલી હાથે છું અને ગુનાહોથી લદાયેલો છું, એટલે ઈન્સાફની નઝરે, હું જહન્નમને લાયક બન્યો.

પરંતુ સય્યદુલ મુર્સલીન, શફીઉલ મુઝનબીન, રહમતુલ લિલ

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૨૯૮,૨૯૯ ઉર્દૂ પા. ૧૪૮

આલમીન, હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ (પોતાની) કબર શરીફની ઝિયારત કરનારની શફાઅત પોતાના પર વાજિબ ફરમાવે છે તો મને પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત, અને ખુદાએ તઆલાના ગલ્બએ રહમત અને ફઝલથી બક્ષિશની ઉમ્મીદ છે; અને જ્યારે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ જેવા વકીલ ખુદાની સામે વકીલાત કરવા અને શફાઅતના માટે ખડા થઈ જાય, તો પછી મુકદ્દમો (કેસ) હારી શકવાનો નથી.

જેથી ફઝલે ખુદા અને શફાઅતે મુસ્તફા અલયહિસ્સલામથી મને જન્નતમાં જવાની ઉમ્મીદ ઈન્શાઅલ્લાહુ તઆલા થઈ ગઈ છે. મારી ઉમ્મીદને પૂરી કરવી પણ તેના જ હાથમાં છે.

વળી આ (નીચે લખેલા) ઈશદિ હકથી મારી ઉમ્મીદ વધારે દૃઢ થઈ ગઈ.

'લા તક્નતૂ મિર્રહમતિલ્લાહ.
ઈન્નલ્લાહ યગ્ફિરુઝ્ઝુનૂ-બ જમીઆ.
ઈન્નહૂ હોવલ ગફૂરુર્રહીમ.'

**ભાવાર્થ :-**

અલ્લાહની રહમતથી નિરાશ ન થાઓ !
બિલયકીન ખુદાયે તઆલા તમામ ગુનાહોને માફ ફરમાવી દેશે;
સાચે જ, તે મોટો બક્ષવાવાળો, મોટી રહમતવાળો છે.

જો કે મારા ગુનાહોનું પલ્લું ઘણું ભારી છે, પરંતુ રહમતના પલ્લાના મુકાબલામાં ઘણું હલકું છે.❶

---

❶ 'ફુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૩૮, ૩૯ ઉર્દૂ પા. ૧૨, ૧૩

(૨)

## ગરીબ તકરૂની લોકો સાચા હાજીઓ છે

'કુતૂહુલ હર્મૈન'માં બીજી જગાએ આપ (રહ.) લખે છે કે :-

આઠ ઝિલહજ્જે મકકા શરીફથી 'મીના' જવા માટે દિવસે લગભગ નવ વાગ્યે પગપાળા રવાના થયો.❶ ગરમીના કરાણે છત્રી ઓઢી રાખી હતી. 'મીના' મકકએ મુઅઝઝમહથી લગભગ ત્રણ કોસ (આશરે સાડા સાત કિલોમીટર) દૂર છે. રસ્તામાં ગરીબ તકરૂની (આફ્રીકાના) લોકો, જેઓ મોટી સંખ્યામાં હજ્જના શવકમાં અરફાત તરફ ચાલતાં, દોડતાં જઈ રહ્યા હતા. (તેઓની હાલત એ હતી) કે તેઓની કાખમાં બાળકો, માથા ઉપર સફરનો જરૂરી સામાન, એક હાથમાં બીજા બાળકોનો હાથ, ગરમીની તીવ્રતા, ગરમ રેતી, ખુલ્લા-ઉઘાડા પગ !

તેઓને જોઈને મને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ, કે ખરેખરા એ જ લોકો હાજીઓ છે. અને હાજી કહેવડાવવાને લાયક છે. આપણા જેવા આરામતલબ લોકોની હજ્જ સૂરતે હજ્જ છે અને તેઓની હજ્જ હકીકતન હજ્જ છે.

તે વખતે મને મારી હજ્જની હકીકત ખબર પડી.

મેં બારી તઆલાની જનાબમાં દુઆ કરી કે,

"ઈલાહી !

આ હાજીઓની જુતીઓના સદકામાં અમારા જેવા નામના હાજીઓની હજ્જ કબૂલ ફરમાવ !"❷

---

❶ એ વખતે આપની ઉંમર ૯૫ (પંચાણું) વરસ હતી.

❷ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૪૮, ૪૯ ઉર્દૂ પા. ૨૨, ૨૩

(૩)

## અર્શે મુઅલ્લાથી અવાજ આવ્યો

'કુતૂહુલ હર્મૈન'માં ત્રીજી જગાએ આપ (રહ.) લખે છે કે :-

જ્યાં સુધી હું મકકએ મુઅઝઝમહમાં હાજર રહ્યો અને હરમ શરીફમાં હાજર રહેતો,

પોતાનું કાળું દિલ કઅબએ મુઅઝઝમહના કાળા ગિલાફવાળાની સામે, અને સફેદ દાઢી કઅબાવાળાની સામે પેશ કરીને રહમતનો ઉમ્મીદવાર રહેતો. અને એ અર્ઝ કરતો રહ્યો કે,

"મારા કાળા દિલને મઅરિફતના નૂરથી મુનવ્વર ફરમાવ !
મારી સફેદ દાઢીની લાજ તારા હાથમાં છે અને
મારી આ સૂરતે હજ્જને પોતાના ફઝલથી, અને
જેમની હજ્જ તેં કબૂલ ફરમાવી છે,
તેમના સદકામાં કબૂલ ફરમાવ !"

એ જ ચિંતામાં રહ્યા કરતો હતો, કે એક દિવસે અર્શે મુઅલ્લાથી આ અવાજ આવ્યો :-

'વ યન્સુર કલ્લાહુ નસ્રન અઝીઝા'

(અને મદદ કરે અલ્લાહ તારી જબરદસ્ત મદદ.)

આ ગયબી અવાજથી દિલને ઈત્મિનાન અને રાહત થઈ અને એ ખ્યાલ થયો કે હક તઆલાએ પોતાના ફઝલો કરમથી અને પોતાના મકબૂલ બંદાઓનાં તુફયલથી મારી હજ્જ કબૂલ ફરમાવી લીધી, અને કબૂલિય્યતની ઉમ્મીદથી દિલને કંઈક ઈત્મિનાન અને રાહત જેવી થઈ.

આ હાલત એવી હતી, કે ન એને અયન બેદારી (જાગ્રતાવસ્થા) કહી શકાય છે, ન અયન ખ્વાબ.❶

ઉપરની ઈબારતો હઝરત શયખ સા'દી (રહ.)ના આ શેરની તસ્દીક કરે છે :-

આસિયાં અઝ ગુનાહ તવબહ કુનન્દ,
આરિફાં અઝ ઈબાદ્દત ઈસ્તિગ્ફાર.

**ભાવાર્થ :-**

ગુનેહગારો પોતાના ગુનાહોથી તવબહ કરે છે, પરંતુ
આરિફો પોતાની ઈબાદતને તુચ્છ સમજીને ઈસ્તિગ્ફાર કરે છે.

(૪)

## આખિરતના દશ્યની કલ્પનાથી દિલને આઘાત

'કુતૂહુલ હર્મૈન' કિતાબ હઝરતે પોતાના ઈન્તેકાલથી માત્ર બે-ત્રણ વરસ પહેલાં, આશરે ૯૮ (અઠાણું) વરસની ઉંમરે, ગયબી તકાઝાના કારણે લખાવી હતી.

મારા પીરો મુરશિદ હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવતા હતા કે :-

દાદા સાહબ (રહ.) બોલતા હતા અને હું તેને લખતો હતો.
એક રાતે કિતાબ લેખનનો આ ક્રમ ચાલતો હતો.
અચાનક કૂતરાંઓના ભસવાના અને
રડવાના અવાજો બહારથી આવવા લાગ્યા.
દાદા સાહબ (રહ.) ઊભા થયા.

❶ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૫૩,૫૪ ઉર્દૂ પા. ૨૫,૨૬

આપે બારીમાંથી બહાર ડોકીયું કર્યું.
બહારનું દૃશ્ય જોતાં જ હઝરતનું દિલ ભરાઈ આવ્યું.
આપની આંખોમાંથી આંસૂઓની ધારા વહેવા માંડી !
લાંબા સમય પછી આપને કંઈક સાંત્વન થયું.

મેં વિનમ્રતાથી પૂછ્યું,

"હઝરત ! બહાર આપે કયું દૃશ્ય જોયું કે તેનાથી આપના દિલ પર આટલી ઘેરી અસર થઈ ?!"

આપે ફરમાવ્યું કે,

"અબ્દુર્રહીમ !
એક મરેલાં કૂતરાના પગમાં દોરડી બાંધીને ભંગી તેને ઘસડીને લઈ જતો હતો.
આખિરતમાં ગુનાહગારોના પગોને પકડીને ફરિશ્તાઓ પણ એ જ પ્રમાણે ઘસડીને દોઝખમાં લઈ જશે !
આખિરતના એ દૃશ્યની કલ્પનાથી મારા દિલને ભારે આઘાત અને આંચકો લાગ્યો જેના કારણે મારું દિલ રડી પડયું અને આંખોમાંથી આંસુઓ વહી નીકળ્યા !"

ઉપરોકત ચાર બનાવો આપ (રહમતુલ્લાહિ અલયહ)ની આજિઝી, નેસ્તી, દીદે કુસૂર અને પોતાની કોઈ પણ ઈબાદતને રબના લાયક ગણતા ન હોવા તરફ સ્પષ્ટ સંકેત કરે છે જે આપ (રહમતુલ્લાહિ અલયહ) કમાલાતે નુબુવ્વતથી મુશર્રફ હોવા તરફ પણ ઈશારો કરે છે.

## આપ(રહ.) 'હકીકતે કુર્આન'ના મકામથી મુશર્રફ હતા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને અલ્લાહ તઆલાએ 'હકીકતે કુર્આન'ના

મકામથી પણ મુશર્રફ ફરમાવ્યા હતા. આ વાતને સમજવા માટે પ્રથમ 'હકીકતે કુર્આન'ના મકામ વિશે માહિતી હોવી જરૂરી છે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ 'દાઈરાએ હકીકતે કુર્આન' શીર્ષકથી એક અલગ પ્રકરણ 'મેઅયારુસ્સુલૂક' કિતાબમાં લખેલું છે તેમાંથી કેટલાક અંશો અહીં ઉતારું છું.

આપ (રહ.) લખે છે કે :-

બંદએ ખાસ જ્યારે આ મકામ 'હકીકતે કુર્આન'થી મુશર્રફ થાય છેઅને કલામે કદીમથી તેમજએના અનવારથી અને અસરારથી તેમજ બરકાતથી ફાયદો પ્રાપ્ત કરે છેત્યારે કુર્આને પાકના પ્રત્યેક અક્ષરને ઉછાળા મારતા અસીમ સમુદ્ર સમાન પામે છે.

અલ્લાહ તઆલા આ બંદએ ખાસથી પણ કલામ ફરમાવે છે કે જે કલામની હકીકતને, માહિય્યતને અને કયઝાનને તે જ જાણે છે. બીજો એનાથી પરિચિત થતો નથી.

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે :-

"અલ્લાહ તઆલાએ મારાથી એવો કલામ ફરમાવ્યો કે એને ન કોઈ કાને સાંભળ્યો અને ન કોઈ આંખે જોયો."

હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.) ફરમાવે છે :-

"આરિફે અકમલથી અલ્લાહ તઆલા એવો કલામ ફરમાવે છે કે તે કલામ ફરી પાછો બીજાથી નથી ફરમાવતો."

મઝકૂર સમજૂતીથી આ વાત સુસ્પષ્ટ થઈ ગઈ. નહિ તો અંબિયા અલયહિસ્સલાતો વસ્સલામ અને અન્ય આરિફોના મરતબામાં ઊણપ ઉત્પન્ન થતી હતી.

વહી નાઝીલ થતી વેળા ખાતીમુન્નબીય્યીન સલ્અમ પર 'સકાલત'ની જેહાલત માલૂમ પડતી હતી એનો નમૂનો પણ અકસી તૌર પર આ બંદએ ખાસ પર ગુઝરે છે. ❶

'સકાલત'ની સમજૂતી હઝરત સૂફી સય્યદ આબિદમિયાં નકશબંદી (રહમતુલ્લાહિ અલયહ) પોતાની મશહૂર કિતાબ 'અનવારુલ આરિફીન'માં આ પ્રમાણે આપે છે:-

શરૂઆતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર કુર્આન શરીફ નાઝીલ થવાના સમયે ખૂબ બોજ અને કષ્ટ પડતો હતો. જ્યારે વહીનું નાઝીલ થવું શરૂ થતું ત્યારે પ્રથમ ઘંટડીના અવાજની જેમ એક તેઝ અવાજ આપને સંભળાતો. પછી એ અવાજમાં હર્ફ અને કલિમા ઝાહિર થવા માંડતા હતા.....

તે વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દિમાગમાં અપાર ગરમી પયદા થઈ જતી અને આપની મુબારક પેશાની પર પસીનો થઈને આપ બેહોશ થઈ જતા હતા.....

બદનના તમામ અવયવો ઢીલા થઈ જતા હતા અને કલામે ઈલાહીની અઝમતના કારણે તે વખતે આપનું વજન એટલું (ભારે) થઈ જતું હતું કે અગર આપ નુઝૂલે વહીના સમયે કોઈ જાનવર પર સવાર હોય તો પડી જતું હતું.

ઉમ્મુલ મોમિનીન હઝરત આઈશા સિદ્દિકા રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે કે,

ઠંડીની ઋતુમાં જ્યારે સખત ઠંડી હોય છે ત્યારે જો વહી આવતી તો સખત ઠંડી છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની

---

❶ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૩૦૮, ૩૧૦ ઉર્દૂ પા. ૧૫૪

મુબારક પેશાનીથી પસીનો વહી નીકળતો હતો અને જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નુઝૂલે વહીના સમયે ઊંટ અથવા ઘોડા અથવા બીજા કોઈ જાનવર પર સવાર થયેલા હોય તો તે જાનવર પડી જતું હતું. પરંતુ આપની એક ખાસ ઊંટણી કે જેનું નામ 'અદબા' અને 'કિસ્વા' હતું તે પડતી ન હતી પરંતુ નુઝૂલે વહીના વખતે પોતાના પગ વાંકા વાળીને જમીન સાથે ટેકવી દેતી હતી. અને જો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નુઝૂલે વહીના વખતે કોઈની રાન (જાંઘ)ને ટેકો લગાવીને (સૂતેલા) હોય તો તે રાનના તૂટી જવાનો ભય લાગતો હતો અને તે સમયે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મુબારક ચહેરો સુર્ખ (રાતો) થઈ જતો હતો અને હાંફ ચઢવા લાગતી હતી, અહીં સુધી કે દૂરથી એનો અવાજ માલૂમ પડતો હતો.❶

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'દાઈરાએ હકીકતે કુર્આન'માં આગળ લખે છે કે :-

આ બંદએ ખાસનો સીનો કલામે રબ્બાનીની સમજના માટે અતિ વિશાળ થઈ જાય છે તેમજ હુરૂફે મુકત્તઆત : 'અલીફ', 'લામ', 'મીમ' અને 'તાહા' તથા 'યાસીન' વગેરેના અસરાર (ભેદ)થી પોતાની લિયાકત પ્રમાણે વાકેફ થાય છે. વળી સૂરએ 'અલમ નશરહ' અને સૂરએ 'ઈકરાઅ'ના ફયઝાનથી મુશર્રફ થાય છે.

ઝવકે ઈં મય ન શનાસી બ ખુદા તા ન ચશી.

(ખુદાની કસમ ! તું આ શરાબની લહેજતથી ત્યાં સુધી વાકેફ થઈ શકશે નહિ જ્યાં સુધી તું એને ચાખશે નહિ !)❷

---

❶ 'અનવારુલ આરિફીન' : પા. ૧૬૨

❷ 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૩૧૦ ઉર્દૂ પા. ૧૫૪

'દુર્રે લાસાની', ભાગ-૩, પત્ર-૯૨ માં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ લખે છે :-

કેટલાક અવલિયા અલ્લાહે ફરમાવ્યું છે કે,

"અમે અલ્લાહનો કલામ સાંભળ્યો છે!
અમે (અલ્લાહ તઆલાથી) હમકલામ પણ થયા છે!"❶

આ વાત હઝરત ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ અન્હુ અને હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની રહમતુલ્લાહિ અલયહથી સાબિત છે.

પરંતુ કલામે હક તઆલા બેચૂં છે. અને એને સાંભળવું પણ બેચૂં છે. ચૂં ને બેચૂંની તરફ રસ્તો નથી એટલે કલામે હક સાંભળવો; આ (ભૌતિક) કાનને સાંભળવાનું કામ નથી; બલ્કે રૂહાની કાનનું કામ છે કારણકે તેમાં બેચૂનિયત છે.

કલામે હક ઈલ્કાના તૌર પર છે. એમાં હુરૂફ, કલિમાત અને અવાજ નથી. એ તે કાન છે જેણે રોઝે અઝલમાં (રૂહોએ) :-

"અલસ્તો બે રબ્બિકુમ"

(શું હું તમારો પરવરદિગાર નથી ?)

સાંભળ્યું અને એના જવાબમાં અર્ઝ કર્યું કે :-

---

❶ અર્થાત્ હઝરત મૂસા અલયહિસ્સલામની જેમ અલ્લાહ તઆલા સાથે વાત કરી છે. હઝરત મૂસા અલયહિસ્સલામનો લકબ 'કલિમુલ્લાહ' (અલ્લાહ તઆલા સાથે વાત કરનાર) છે.

"બલા શહીદ્ના"

(હાં, અમે શહાદત આપીએ છીએ.)❶

આ પત્રના અંતે 'આગાહી' શીર્ષકથી હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ) લખે છે કે :-

હઝરત શાહ ગુલામઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ) જેઓ હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહના ખલીફએ આ'ઝમ છે તેમણે પણ 'દુર્રુલ મઆરિફ' કિતાબમાં ફરમાવ્યું છે કે :-

"મેં બે વખત કલામે હક સાંભળ્યો છે પરંતુ તે કલામમાં ન હર્ફ છે, ન કલિમહ છે, ન અવાજ છે."

એક વખતે મેં (મકતુબાત શરીફનો) ખુલાસો લખનાર, હકીર (મુહમ્મદ હિદાયતઅલીએ) પણ કલામે હક તઆલા સાંભળ્યો છે. તેની કૈફિયત કોઈ પણ મિસાલથી બયાન કરી શકાતી નથી.❷

## અર્શે મુઅલ્લાથી અવાજ સંભળાતો હતો

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ અર્શે મુઅલ્લાથી પોતે અવાજસાંભળ્યો હોવાના ત્રણ બનાવો પોતાની કિતાબ 'કુતૂહુલ હર્મૈન'માં લખેલાં છે જે અહીં ઉતારું છું.

(૧)

### પોતાના પરવરદિગારની નેઅમતોનો ઝિક્ર કરો

---

❶ એની સમજૂતી હઝરત કપ્તાન સાહબ (રહ.)ના પરિચયમાં આવી ગઈ છે.

❷ 'દુર્રે લાસાની' : ગુજરાતી જિલ્દ-૩, પા.૩૩૪,૩૩૫ ઉર્દૂ જિલ્દ-૩, પા.૮૩

"મેં આ કિતાબ ('કુતૂહુલ હર્મૈન') પોતે નથી લખી, ન તે નેઅમતે ઈલાહીને કે જે મુજ ગુનેહગાર અને ખતાકાર પર થઈ, જાહેર કરવા ચાહી, પરંતુ ગયબથી વારંવાર તકાઝો થયો અને આ આયતે શરીફની સદા (અર્શે મુઅલ્લાથી) કાનોમાં આવી :

"વ અમ્મા બિ નિઅમતિ રબ્બિ-ક ફહદ્દિસ"❶

(અને પોતાના પરવરદિગારની નેઅમતોનો ઝિક્ર કરો.)

(સૂરએ 'ઝુહા' ૧૧)

(૨)

**મદદ કરે અલ્લાહ તારી, જબરદસ્ત મદદ**

(મારી હજ્જ કબૂલ થઈ હશે કે નહિ) એ જ ચિંતામાં રહ્યા કરતો હતો, કે એક દિવસે અર્શે મુઅલ્લાહથી આ અવાજ આવ્યો :-

"વ યન્સુ-ર-ક્લ્લાહુ નસ્રન અઝીઝા."

(અને મદદ કરે અલ્લાહ તારી, જબરદસ્ત મદદ.)

(સૂરએ 'ફત્હ' ૩)

આ ગયબી અવાજથી દિલને ઈત્મિનાન અને રાહત થઈ. અને એ ખયાલ થયો કે હક તઆલાએ પોતાના ફઝલો કરમથી અને પોતાના મકબૂલ બંદાઓનાં તુફયલમાં મારી હજ્જ કબૂલ ફરમાવી લીધી, અને કબૂલિય્યતની ઉમ્મીદથી દિલને કંઈક ઈત્મિનાન અને રાહત જેવી થઈ.

આ હાલત એવી હતી, કે ન એને અયન બેદારી (જાગ્રતાવસ્થા) કહી શકાય છે, ન અયન ખ્વાબ.❷

---

❶ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૪૭ ઉર્દૂ પા. ૨૧

❷ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૫૪ ઉર્દૂ પા. ૨૬

(૩)

## ખુશખબર આપે છે તેઓને પરવરદિગાર તેઓનો

'કુતૂહુલ હર્મૈન'માં આપે લખેલા એક ખ્વાબનો ભાવાર્થ આ પ્રમાણે છે :-

- આપ અને બીજા કેટલાક ખાસ લોકો મદીના મુનવ્વરહમાં રવઝએ અકદસ પર હાજર છે.
- રવઝએ પાક તરફથી, રવઝએ પાકના ગુસલનું પાણી લઈને એક બુઝુર્ગ તશરીફ લાવ્યા અને તેઓને આપ્યું. દરેકે આ પવિત્ર પાણી પોતાના માથા ઉપર નાખી દીધું.
- તે પછી તે બુઝુર્ગે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો 'ઉલૂસ' (ખાતા બચેલો ખોરાક) ખાવા માટે આપ્યો.
- તે પછી અર્શે મુઅલ્લાથી અવાજ આવ્યો :-

"યુબશ્શિરહુમ રબ્બુહુમ બિરહમતિમ મિન્હુ
વ રિદ્વાનિંવ વ જન્નતિ લહુમ ફીહા નઈમુમ મુકીમ."

(સૂરએ 'તવબહ' ૨૧)

**ભાવાર્થ :-**

ખુશખબર આપે છે તેઓને પરવરદિગાર તેઓનો,
પોતાના તરફથી મહેરબાનીની, અને રઝામંદીની
અને બાગોની કે જેમાં તેઓને આરામ છે હમેશાંનો.[1]

---

[1] 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૫૯, ૬૦ ઉર્દૂ પા. ૩૦, ૩૧

## સૂરએ 'તબારક'ની હકીકત જોઈ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) પોતાની કિતાબ 'અહસનુત્તકવીમ'માં લખે છે કે :-

મને પૂરો યકીન છે કે દરેક ચીઝની સૂરત અલગ છે અને તેની હકીકત અલગ છે.

મેં એક દિવસે કુર્આને પાકની તિલાવત કરતી વખતે તફસીરમાં એ જોયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો છે કે,

> "જેકોઈ સૂરએ તબારક દરરોજ પઢશે તો એ સૂરહ શરીફ એ પઢનારની બખ્શીશના માટે અલ્લાહ તઆલાથી ઈસરાર (આગ્રહ) કરશે."

મેં એ જ વખતે ઈરાદો કર્યો કે ઈન્શાઅલ્લાહ (હું સૂરએ તબારક) દરરોજ પઢીશ. તો એ જ રાત્રે મેં ખ્વાબમાં જોયું કે :-

- રબ્બુલ આલમીન ઈન્સાફના તખ્ત પર તશરીફ રાખે છે.
- હું ગુનેહગાર બંદાની હેસિયતથી સામે ઊભો છું.
- મારી સામે એક ખૂબસૂરત અરબ અરબી લિબાસ પહેરી મારી બખ્શીશના માટે રબ્બુલ આલમીનથી ઈસરાર (આગ્રહ) કરે છે.

તે વખતે એ માલૂમ પડ્યું કે એ સૂરએ 'તબારક'ની હકીકત છે.[1]

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૧૬૧,૧૬૨ ઉર્દૂ પા. ૧૧૧

# દાઈરાએ હકીકતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

પ્રથમ આ મકામની સમજૂતી મેળવી લઈએ.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ 'મેઅયારુસ્સુલૂક'માં આ મકામ વિશે એક અલગ પ્રકરણ લખેલું છે જેમાંથી કેટલાંક અંશો અહીં ઉતારું છું.

આપ (રહ.) લખે છે કે :-

આ મકામને 'હકીકતુલ હકાએક' અને 'હકીકતે મુહમ્મદી' અલયહિસ્સલાતો વસ્સલામ પણ કહે છે. યાને તમામ મખ્લૂકાતની હકીકત અને તઅલ્લુક આ મકામમાં, આ કમાલાતની સાથે છે; જેનો તઅલ્લુક હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જિસ્મે અતહર (પવિત્ર શરીર) સાથે છે.

- એ જિસ્મે પાક તે છે કે જે શબેમેઅરાજમાં રબની નિકટ અર્શે મુઅલ્લા પર પહોંચ્યું !
- એ નૂરાની જિસ્મ તે છે કે જેના કુર્બ (નઝદીકી) અને બુલંદીની તુલનામાં હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ 'સિદ્રતુલ મુન્તહા' મકામ પર થોભીને આ પ્રમાણે કહીને રહી ગયા :-

અગર યક સરે મુય બરતર પરમ

જો હું અહીંથી એક બાલ બરાબર પણ આગળ વધું તો,

ફરોગે તજલ્લી બે સૌઝદ પરમ.

(ઝાતે બહતની તજલ્લી મારી પાંખોને સળગાવી મૂકે !)

○ એ જિસ્મે લતીફ તે છે કે જેણે રબની નિકટ એટલા પ્રમાણમાં નઝદીકી મેળવી કે તેને આ ખિલ્અત મળ્યો :-

"ફકાન કાબ કવસયનિ અવઅદના"
"દના ફ-તદલ્લા"
"માઝાગલ બસરુ વ મા તગા."

(સૂરએ 'નજમ' ૯,૮,૧૭)

**ભાવાર્થ :-**

તો (બંને વચ્ચે) બે કમાનો જેટલું અંતર રહ્યું અથવા એથી પણ નજીક થયા અને પછી વધુ નજીક આવ્યા અને (તે જોવામાં નબીની) નજર આમ તેમ હટી પણ નહિ અને ન હદથી આગળ વધી.

○ એ જિસ્મે લતીફ તે છે કે જેનો પડછાયો પડતો ન હતો.

○ એ જિસ્મે મુતહહર તે છે કે જેના પર પ્રત્યેક ઝાડ અને પથ્થર સલામ અને દુરૂદ મોકલતાં હતાં.

○ એ જિસ્મે અલ્તાફ, એ જિસ્મે મુબારક તે છે કે જેના પર ખુદ ખુદા દુરૂદ મોકલે છે અને ફરમાવે છે કે :-

"ઈન્નલ્લા-હ વ મલાઈકતહૂ યુસલ્લૂ-ન અલન્નબી યા અય્યુહલ્લઝી-ન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા"

(સૂરએ 'અહઝાબ' ૫૬)

બેશક અલ્લાહ અને એના ફરિશ્તાઓ દુરૂદ મોકલે છે નબીએ કરીમ (અલયહિસ્સલાતુ વસ્સલામ) પર, હે મોમિનો ! તમે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ અને સલામ મોકલો ![1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા.૩૧૫ થી ૩૧૭ ઉર્દૂ પા.૧૫૭,૧૫૮

વળી આ મકામ હાસિલ કરનાર સાલિકની નિશાનીઓ દર્શાવતા આપ (રહ.) લખે છે કે :-

આ મકામ હાસિલ કરનાર પોતાને અને ખાતિમુન્નબીય્યીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જુએ છે કે :-

પોતે અને આપ (સલ.) (બંને) એક જ ઝરણાથી તૃપ્ત થાય છે;
પોતે અને આપ (સલ.) (બંને) હમ આગોશ, હમકિનાર છે;
પોતે અને આપ (સલ.) (બંને) એક જ બિસ્તર પર છે;
પોતે અને આપ (સલ.) (બંને) દૂધ-સાકરની જેમ છે!

વળી આ મકામ હાસિલ કરનારને હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે એટલા (વિપુલ) પ્રમાણમાં મુહબ્બત હોય છે કે ખુદાની મુહબ્બત પર પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત ગાલિબ આવી જાય છે!

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ જ્યારે આ મકામ 'હકીકતે મુહમ્મદી' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુશર્રફ થયા તો મસ્તીની હાલતમાં આ પ્રમાણે ફરમાવ્યા કરતા હતા કે :-

"અલ્લાહને દોસ્ત રાખું છું એટલા માટે કે તે રબ છે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો."

મતલબ કે આ મકામમાં ખુદાવંદી ઈન્આમ અને ઈકરામ એવાં હોય છે કે જેને લખવા માટે કલમ અસમર્થ છે. એને બયાન કરવાથી ઝબાન લાચાર છે બલ્કે કલ્પના અને ખ્યાલ પણ ત્યાં પહોંચી નથી શકતા.[1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' : ગુજરાતી પા. ૩૧૭ ઉર્દૂ પા.૧૫૮

હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહ નામના એક બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના ખાદિમ અને ખલીફા હતા.

મારા હઝરત સાહબ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહ ફરમાવતા હતા કે :-

દાદા સાહબ અલયહિર્રહમતે મુજ ખાદિમથી ફરમાવ્યું હતું કે,

"હે અબ્દુર્રહીમ !

એક દિવસે હું બાબા અબ્દુસ્સમદ ખાન સાહબના હુજરા પર ગયો અને મેં બારણું ખોલ્યું તો શું જોઉં છું કે :-

જે બિસ્તર પર બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ આરામ ફરમાવી રહ્યા છે તે જ બિસ્તર પર તેમની બાજુમાં જ હઝરત નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમ પણ આરામ ફરમાવી રહ્યા છે અને બાબા અબ્દુસ્સમદ ખાન સાહબનું શિર હઝરત નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમના દસ્તે મુબારક પર મૂકેલું છે !"

'હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મકામ હાસિલ કરનાર સાલિકની નિશાનીઓ ઉપર આવી ગઈ છે તેનાથી એ સાફ માલૂમ પડે છે કે હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહ આ મકામથી મુશર્રફ હતા.

સુબ્હાનલ્લાહ !

જેમના ખાદિમ અને ખલિફા 'હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અત્યંત ઉચ્ચ મકામના ફયઝાનથી મુશર્રફ હોય, તેમના મુરશિદે કામિલ, જેઓ આ મુબારક મંઝરને પોતાની જાહેરી

આંખો વડે જોતા હોય, તેમના તરક્કીએ દરજ્જાતનો અંદાઝો કોઈ શું લગાવી શકે !

આગાહ અઝ ખેસ્તન ચૂં નેસ્ત ચૂનીન ;
ચે ખબર દારદ અઝ ચૂનાનૌ ચૂનીન.

**ભાવાર્થ :** જેને ખુદ પોતાની હાલતની જ ખબર ન હોય ;
તે બીજાની હાલત શું જાણી શકે ?

## નૂરે હકીકતે મુહમ્મદી (સલ.) જોયું

'અહસનુત્તકવીમ'માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ તમામ મખ્લૂકની અસલ (મૂળ) છે અને સમગ્ર વિશ્વ (આપની) શાખા છે. મૂળથી શાખા અને શાખાથી મૂળ કદાપિ અલગ થઈ શકતાં નથી.

ઈર્શાદે હક તઆલા :-

"વમા અરસલના-કઈલ્લા રહમતલ્લીલ આલમીન"

**(સૂરએ 'અંબિયા' ૧૦૭)**

**ભાવાર્થ :** અને (હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !) અમે તમને જગત માટે રહમત બનાવી મોકલ્યા છે.

પ્રમાણે હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ તમામ આલમોના માટે રહમત છે.

કોઈનો તઅલ્લુક
નમાઝમાં હોય કે ગયર નમાઝમાં;

આ આલમ (દુનિયા)માં હોય કે પેલા આલમ (આખિરત)માં હોય;
જ્યાં પણ હોય,
તે રહમતુલ્લીલ આલમીનની રહમતથી ખાલી રહી નથી શકતો.

'મરામુલ ખવાસ' નામની કિતાબમાં હઝરત સય્યદ અહમદ કબીર રિફાઈ રહમતુલ્લાહિ અલયહ ફરમાવે છે કે,

"મેં જોયું કે, હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમના નૂરે, તમામ જહાનોને રોશની વડે ભરી દીધાં છે!"

મેં, આ કિતાબ ('અહસનુત્તકવીમ')ના લેખક, (મુહમ્મદ હિદાયતઅલી)એ પણ બે વખત એવું જ જોયું છે કે, તમામ જહાન હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નૂરથી કાએમ છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નૂર હરેક ચીઝમાં જારી અને સારી છે![1]

ઉપરની ઈબારતમાં દાદા હઝરત સાહબ (રહ.) એ જે બે પ્રસંગો તરફ ઈશારો કર્યો છે તે બંને પ્રસંગો 'અહસનુત્તકવીમ'માં અંતિમ પૃષ્ઠોમાં આપે લખેલાં છે જે અહીં ઉતારું છું.

(૧)

આપ (રહ.) લખે છે કે :-

જેવી રીતે સિફતે રબ પોતાના મરબૂબ (પાલ્યા) સાથે છે;
તેવી જ રીતે 'રહમતુલ્લીલ આલમીન' પણ મખ્લૂકની સાથે છે.
જેવી રીતે વાદળ સાથે પાણી અને પાણી સાથે વાદળ હોય છે;
(જેવી રીતે) વૃક્ષના મૂળ સાથે શાખાઓ અને શાખાઓ સાથે મૂળ હોય છે;

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૫૯ ઉર્દૂ પા. ૪૫

તેવી જ રીતે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝાત સાથે સિફતે રહમત છે; અને રહમતની મઈય્યત (સાન્નિધ્ય) મખ્લૂક સાથે છે તેમજ મખ્લૂકનો કિયામ (અસ્તિત્વ) હુઝૂર (સલ્લલ્લાહુ અલયિહ વ સલ્લમ)ની ઝાતે મુબારક સાથે છે.

આ વાતને હું હકકુલ યકીનની સાથે જાણું છું. શરઈ અને અકલી દલીલો ઉપરાંત હું આ બાબત પોતાના મુશાહિદા (અવલોકન)ના આધારે કહું છું.

મેં ખ્વાબમાં એ જોયું કે હું હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રોઝએ અકદસ પર હાજર છું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝાતે મુબારકથી એક લીલું નૂર નીકળી રહ્યું છે અને જેવી રીતે ખ્યાલે ઈન્સાન (માનવનો વિચાર અને કલ્પના) દરેક ચીઝની પાર નીકળી જાય છે અને કોઈ ચીઝ એ ખ્યાલની વચમાં આડ બની શકતી નથી અથવા જેવી રીતે ચિરાગની રોશની ચીમનીની પાર નીકળી જાય છે તેવી રીતે એ નૂર તમામ મખ્લૂકાતમાં, જમીનમાં અને આસમાનમાં, અર્શમાં અને ફર્શમાં દાખલ થઈને વહી રહ્યું છે!

વળી હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિના ખલીફએ આ'ઝમ હઝરત ગુલામઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહ પણ એ વખતે રોઝએ મુનવ્વર પર હાજર છે!

આપ (રહ.)એ મને ફરમાવ્યું કે,

"આ લીલું નૂર જે તમામ મખ્લૂકમાં વહી રહેલું જુએ છે, તે 'નૂરે હકીકતે મુહમ્મદી' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે. જ્યાં સુધી કોઈ શખ્સ આ નૂરથી મુશર્રફ નહિ થાય, ત્યાં સુધી તે શખ્સ કમાલ (પરિપૂર્ણતા) પર નથી પહોંચતો!"

(૨)

એક વખતે મેં ટ્રેઈનમાં બેઠાં બેઠાં દિલની આંખોથી જોયું કે પૂર્વ દિશા તરફ હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું લીલું નૂર છે અને પશ્ચિમ દિશા તરફ નૂરે હક સિફતે રહીમો કરીમ છે. અને આ બંને નૂરોના દરમિયાન તમામ મખ્લૂકાત છે. અને એ જાણ થઈ કે જો આ (બંને) અનવારે ખલ્કને ઘેરેલાં ન હોય તો તમામ મખ્લૂકાત તબાહ અને બરબાદ થઈ જાય !

આ હાલતને જોયાં પછી મારી જબાનથી આપોઆપ આ શેઅર નીકળ્યો :-

યા રબ ! તું કરીમી વ રસૂલે તું કરીમ ;
સદ શુક્રકે હસ્તીમ મિયાને દો કરીમ.

**ભાવાર્થ :** હે પરવરદિગાર !
તું પણ કરીમ છે અને તારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પણ કરીમ છે !
સેંકડો શુક્ર છે કે અમે બે કરીમોની વચ્ચે છીએ ![1]

## હુઝૂર (સલ.) અને બુઝુર્ગોની અરવાહ સાથે રૂહાની સંબંધ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહના કેટલાક તાલિબોએ અરજ કરી કે,

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૨૨૩,૨૨૪ ઉર્દૂ પા. ૧૫૫

"(હઝરત !) હવે સુલૂકમાં 'જાહલ' સિવાય કોઈ ઈલ્મ, ઈદરાક કે અહેસાસ (થતાં) નથી ! (એવું લાગે છે) જાણે ઈલ્મે બાતિનનો વુજૂદ જ નથી !"

હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે,

"સુલૂકના પગથિયાં પૂરા થાય છે ત્યારે તજલ્લીએ ઝાતમાં હયરત (વિસ્મય) અને જહાલતના સિવાય બીજું કંઈ મેહસૂસ થતું નથી. જો તમને મારી વાતનો યકીન ન આવે તો પીરાને ઈઝામમાંથી કોઈને પસંદ કરી લો જેથી તેઓ તસ્દીક ફરમાવી દે!"

તાલિબોએ અરજ કરી કે,

"એની તસ્દીકના માટે અમે હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મુકર્રર કરીએ છીએ કે જેથી કોઈ શંકા બાકી જ ન રહે."

હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે,

"સારું, તમે હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની રૂહે અકદસને ઈસાલે સવાબ કરીને મુખાતિબ થઈ જાઓ !"

તે જ વખતે તાલિબો ઈસાલે સવાબ કરીને, સૌ (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ મુખાતિબ થઈને) બેસી ગયા.

તે જ વખતે સૌએ જોયું કે હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને ઈર્શાદ ફરમાવ્યો કે,

"મિરઝા મઝહરે જાનેજાનાં સાચું કહે છે.
આ મકામમાં ઈદરાક (કે) અહેસાસ નથી.
હયરત (વિસ્મય) અને જાહલના સિવાય બીજું કંઈ
(આ મકામમાં) નસીબ નથી !"

**ફાઈદો :** હઝરત મિરઝા જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહનું તાલિબોથી એ ઈર્શાદ ફરમાવવું કે,

"પુરોગામી બુઝુર્ગોમાંથી મારા કલામની તસ્દીકના માટે અને પોતાના સંતોષના માટે તમે ચાહો તેને મખ્સૂસ કરી લો કે જેથી તેઓ તસ્દીક ફરમાવે !"

એનાથી સાફ જાહેર થાય છે કે :-

- હઝરત મિરઝા જાનેજાનાં રહમતુલ્લાહિ અલયહ અને એ પુરોગામી બુઝુર્ગો રહમતુલ્લાહિ અલયહિ અજમઈનના રૂહાની સંબંધો કેવા (ગાઢ) હતા !

- વળી એ બુઝુર્ગોની પવિત્ર રૂહોને પણ,
એનો ઈલ્મ હોવાની, અને
તશરીફ લાવવાની તેમજ
મિરઝા સાહબ (રહ.)ના કવલની તસ્દીક કરવાની
અલ્લાહ તઆલાએ કુવ્વત (શકિત) અતા ફરમાવી છે !

અને આ વાત માનવાને કાબિલ છે.
વધારે મૂંઝવણમાં પડવાની વાત નથી.
કારણકે હદીસ શરીફમાં સાફ ઈર્શાદ છે કે,

જ્યારે કબ્રસ્તાનમાં જાઓ ત્યારે કબરવાળાઓથી કહો :-

"અસ્સલામુ અલયકુમ યા અહલલ કુબૂરે યગ્ફિરુલ્લાહુ લના વ-લ કુમ વ અન્તુમ સલફના વ નહનુ બિલ્અસ્ર."

**ભાવાર્થ :** હે કબરવાળાઓ ! તમારા પર સલામ થાઓ !
અમને અને તમને અલ્લાહ બખ્શે !
તમે અમારાથી પહેલાં ચાલ્યા ગયા અને
અમે બાદમાં આવનાર છીએ.

મુસલમાનોની અને ખાસ કરીને ખાસાને ખુદાની અરવાહે તય્યિબાત (પવિત્ર રૂહો) હુઝૂર સરવરે કાએનાત અલયહિસ્સલાતો વલ બરકાતના ઈર્શાદ મુજબ 'આલા ઈલ્લીય્યીન'માં છે. વળી કબરમાં પણ એમની હાજરી સાબિત છે.

ઉપરાંત અવલિયાએ કિરામથી એમની કબરોથી ફયઝનું હાંસિલ થવું મોટા મોટા ઉલમા અને સુલ્હાથી સાબિત છે. તો હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ પોતાની ઉમ્મતના લોકોની દુઆ પર તશરીફ લાવે અને તેઓની તસ્કીન કરી આપે તો શી નવાઈ છે? હું એનું સ્પષ્ટીકરણ અને બીજી દલીલો પણ (આગળ) લખી ચૂકયો છું.[1]

હવે ખુદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહના રૂહાની સંબંધો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા પીરાને ઈઝામ રહમતુલ્લાહિ અલયહની પવિત્ર રૂહો સાથે કેટલા ગાઢ હતા તેના બે બનાવો અહીં નમૂના રૂપે રજૂ કરું છું.

(૧)

## હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આ મૌલવીને ઈલ્મે બાતિન નથી

---

[1] 'અહસનુત્તકવીમ' : ગુજરાતી પા. ૨૨૪ થી ૨૨૬ ઉર્દૂ પા. ૧૫૬,૧૫૭

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે જયપુરમાં એક મૌલવી વાઅઝ કરવા આવ્યા. તેણે સિલસિલએ તરીકતમાં લોકોને મુરીદ કરવા શરૂ કરી દીધા. મને એમાં શક થયો કે એ મૌલવી સાહબ ઈલ્મે બાતિન ધરાવે છે કે નહિ ?

ઈશા બાદ, હું હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ પર દુરૂદ શરીફ પઢી રહ્યો હતો ત્યારે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની તરફ ઝરા મુખાતિબ થઈને આ વાતની તસ્દીક ચાહી, કે મૌલવી સાહબને ઈલ્મે બાતિન છે કે નહિ ?

તો તે જ વખતે હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે,

"આ મૌલવીને ઈલ્મે બાતિન નથી !" ❶

(૨)

## હુઝૂર (સલ.)એ જિનને ધમકાવ્યા

એક વખતે (હું) સરહિંદ શરીફ ❷ માં હાજર હતો. કેટલાક જિને મને ઘણો જ પરેશાન કર્યો. હું હેરાન થઈને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ અને હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની તરફ મુખાતિબ થયો.

તે વખતે ઊંઘનું જોર પણ ભારે હતું અને પરેશાન પણ ઘણો હતો.

---

❶ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૬૪, ૬૫ ઉર્દૂ પા. ૩૬

❷ સરહિંદ શરીફ ભારતના પંજાબ રાજ્યમાં આવેલું શહેર છે જ્યાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) તથા આપ (રહ.)ના ખાનદાનના બીજા મહાન બુઝુર્ગોના મઝારે મુબારક છે.

મેં જોયું કે, હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ આગળ આગળ તશરીફ લાવી રહ્યા છે, અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહ કંઈક પાછળ છે.

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામે તે જિન્નને, જેઓ મને પરેશાન કરતા હતા ખૂબ જ સખ્તીની સાથે ધમકાવ્યા અને તેઓ મને છોડીને ભાગી ગયા.

એ પછી હું આરામથી સૂતેલો રહ્યો અને કોઈ જિન્ને ફરી પાછો મને સતાવ્યો નહિ.❶

જેમના મુખાતિબ થતાંની સાથે જ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.) જેવા મહાન બુઝુર્ગો તશરીફ લાવતા હોય તેમના રૂહાની સંબંધો કેવા ગાઢ હશે !



❶ 'કુતૂહુલ હર્મૈન' : ગુજરાતી પા. ૬૫ ઉર્દૂ પા. ૩૬, ૩૭

# રૂહાની ફયઝાન

## આફતાબે હિદાયત

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

**હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)નો બનાવ**

મહાન નકશબંદી બુઝુર્ગ હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ રહમતુલ્લાહિ અલયહ જયારે માત્ર ૧૪ (ચઉદ) વરસની ઉંમરના હતા ત્યારે એક દિવસ આપે પોતાના વાલિદ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની રહમતુલ્લાહિ અલયહની ખિદમતમાં અરજ કરી કે,

"હું પોતાને એક એવું નૂર નિકાળું છું કે તમામ આલમ (દુનિયા) એનાથી મુનવ્વર (રોશન) છે અને તે નૂર દુનિયાના દરેક કણ કણમાં પ્રસારિત છે જેમ કે સૂરજનું નૂર (રોશની) કે તેનાથી આખી દુનિયા રોશન છે."

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ ફરમાવ્યું કે,

"હે ફરઝંદ ! તમે પોતાના સમયના કુત્બ થશો. મારી આ વાતને યાદ રાખજો."

## દાદા હઝરત સાહબ (રહ.)નો બનાવ

દાદા હઝરત સાહબ (રહ.)ના જીવનનો એક બનાવ પણ લગભગ હૂબહૂ એવો જ છે જે નીચે પ્રમાણે છે :

'ફુતૂહુલ હર્મૈન' કિતાબમાં આપે લખ્યું છે કે :

"હાજી ઈસ્માઈલ સાહબ (ટેલર, સૂરતી)એ❶ મને એવું મકાન લઈ આપ્યું કે :–

તેની એક બાજુ હરમ શરીફમાં હતી અને
(તેની બીજી બાજુ) હરમ શરીફની બહાર (હતી.)
તે મકાનના નિવાસ દરમિયાન હર વખત
ખાનએ કા'બા આંખોના સામે રહેતો હતો.
મારી આંખો ખાનએ કા'બએ મુઅઝઝમાની
ઝિયારતથી હરેક વખતે મુશર્રફ રહેતી હતી; અને
કા'બએ મુઅઝઝમાનો તે ભાગ મારા સામે રહેતો હતો,
જેને હું જયપુરમાં વીસ વરસ પહેલાં ખ્વાબમાં જોઈ ચૂકયો હતો કે –

**હું કા'બએ મુહતરમનો પરદો પકડીને ઊભો છું.**
**તે વખતે મારો સીનો ચિરાયો અને**
**તેમાંથી સૂરજ નીકળ્યો,**
**જેણે ઊંચે ચઢીને ઘણી જમીનને રોશન કરી.''❷**

---

❶ હઝરતના સૂરત નિવાસી મુરીદો હાજી ઈસ્માઈલભાઈ ટેલર અને હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર હઝરતને પોતાની સાથે હજ માટે લઈ ગયા હતા. ❷ 'ફુતૂહુલ હર્મૈન' : ગુજ. પા. ૫૪, ઉર્દૂ પા. ૫૪

## આપ (રહ.)ના મુરીદો

ઉપરના બનાવમાં ગેબી સંકેત પ્રમાણે ખરેખર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના રૂહાની આફતાબની રોશની આખા વિશ્વમાં ફેલાઈ ગઈ.

સમગ્ર ભારત ઉપરાંત પાકિસ્તાન, આફ્રીકા, અરબસ્તાન વગેરે વિશ્વના અનેક દેશોમાં આપ (રહ.)થી હઝારો લોકોએ બયઅત થઈને રૂહાની ફયઝ હાસિલ કર્યો અને પોતાના સીનાઓને મુનવ્વર બનાવ્યા જેમાંથી આજે પણ કેટલાક હજુ હયાત છે.

## મુરીદોની બાતિની તર્બિયતની અનોખી રીત

મશાઈખમાં સામાન્ય પ્રણાલિકા એ છે કે તેઓ પોતાની ખાનકાહ બનાવે છે. બાતિની ફયઝ હાસિલ કરવાની ઈચ્છા ધરાવનાર સાલિકો અને તાલિબો નજીકથી કે દૂરથી, દેશથી કે વિદેશથી ત્યાં પોતે આવીને એ બુઝુર્ગની ખિદમતમાં કેટલોક સમય રહીને બાતિની તરબિયત હાસિલ કરે છે.

પરંતુ કેટલાક લોકોના સંજોગો એવા પણ હોય છે કે બાતિની ફયઝ પ્રાપ્ત કરવાની તિવ્ર ઈચ્છા હોવા છતાં અને એ માટેની પૂરતી હેસિયત અને કાબેલિયત હોવા છતાં ઘણા લોકો બુઝુર્ગોની ખાનકાહોમાં જઈને તેમની ખિદમતમાં રહીને ફયઝ હાસિલ કરી શકતા નથી. અને એક મહાન નેઅમતથી વંચિત રહે છે.

- કેટલાક ગરીબી અને નિર્ધનતાના કારણે પ્રવાસનો ખર્ચ અને પોતાની ગેરહાજરી દરમ્યાન પોતાના કુટુંબના ગુજરાનનો ખર્ચ ન હોવાથી ખાનકાહમાં પહોંચી શકતા નથી.
- કેટલાક બીમારી કે ઘડપણની કમજોરી અને અશકિતના કારણે પ્રવાસ કરી શકતા નથી.
- કેટલાક લોકો સામાજીક જવાબદારીઓના કારણે જઈ શકતા નથી.
- કેટલાક લોકો ધંધા અને વ્યવસાય તેમજ નોકરીમાંથી પુરતો સમય ફારિગ કરી શકતા ન હોવાના કારણે જઈ શકતા નથી.
- કેટલીક વખતે બધી સગવડો હોવા છતાં રાજકીય કાયદા-કાનૂનો, અંકુશો અને અવરોધોના કારણે પ્રવાસ કરી શકતા નથી.

ઉપરોકત અનેક કારણોને લીધે અનેક લોકો બાતિની ફયઝ અને તરબિયતથી વંચિત રહેતા હોવાના કારણે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ એક અનોખી રીત અપનાવી.

- આપ (રહ.)પોતે પ્રવાસનું કષ્ટ વેઠીને દરેક ગામમાં જતા.
- શકય ત્યાં સુધી દરેક ગામમાં આપ મસ્જિદમાં જ કિયામ ફરમાવતા.
- પોતાનો બિસ્તરો પણ પોતાની સાથે જ લઈ જતા.
- દરેક ગામમાં સંજોગો અને અનુકૂળતા પ્રમાણે રોકાતા. જેમકે, વલસાડમાં એક મહિનો કે દોઢ મહિનો રોકાતા હતા.
- રાતે બે-ત્રાણ વાગે અચૂક જાગી જતા. કુદરતી જરૂરિયાતથી ફારિગ થઈને, વુઝૂ કરીને, તહજ્જુદની નમાઝ અદા કરતા.
- તે પછી કિબ્લારૂખ બેસીને, મુરાકિબ (ધ્યાનગ્રસ્ત) થઈ અલ્લાહના ઝિક્રમાં મશગૂલ થઈ જતા.

- મુરીદો પણ એ સમયે મસ્જિદમાં હાજર થઈને આપ (રહ.)ની પાછળ કતાર બંધ મુરાકિબ થઈને અલ્લાહની યાદમાં મશગૂલ થઈ જતા.
- ઠેઠ ઈશરાકની નમાઝ સુધી આપ તાલિબો અને સાલિકો પર તવજ્જુહ ફરમાવતા. વચમાં માત્ર ફજરની નમાઝ માટે જ ઊઠતા હતા.
- એ જ પ્રમાણે સાંજે મગરિબની નમાઝ બાદ અને રાતે ઈશાની નમાઝ બાદ બાતિની તવજ્જુહ અને તરબિયત ફરમાવતા હતા.
- આ પ્રકારના મામૂલના કારણે લોકો ઘણી આસાનીથી બાતિની ફયઝ હાસિલ કરી શકતા હતા. તેઓ આખો દિવસ પોતાના નોકરી, ધંધા, વ્યવસાય, ખેતી, હુન્નર વગેરેમાં ધ્યાન આપી શકતા હતા. આખો દિવસ ફારિગ કરવાની જરૂરત ન પડતી. ઉપરાંત મોટા ભાગના મુરીદો ઝિક્ર-ફિક્રના આ મામૂલને આખી જિંદગી સુધી જાળવીને મહાન નેઅમતો હાસિલ કરતા હતા.
- રોજ રાતે ઈશાની નમાઝ બાદ, મસ્જિદમાં જ આપ (રહ.) વાઅઝ અને નસીહત ફરમાવતા હતા. આપ (રહ.)ના ઈર્શાદાત અને મલફૂઝાત બેહદ જામેઅ અને અસરકારક હતા. આપની તકરીર અત્યંત દિલનશીન, રૂહ પરવર અને ઈમાન અફરોઝ હતી. આપ (રહ.)ની નૂરાની નસીહતોથી ન જાણે કેટલાયે લોકોના જીવનમાં પરિવર્તન થઈ ગયું હશે.

## બેદીનોને દીન તરફ આકર્ષવાનો ઉપાય

બેદીનીના માહોલ અને ગેરકોમોના સહવાસ અને સંપર્કના કારણે ઘણાં મુસ્લિમો માત્ર દુનિયામાં મશગૂલ થઈ જાય છે.

મસ્જિદોથી, બુઝુર્ગોથી, ઉલમાથી એવા લોકો દૂર ભાગે છે. એટલે બુઝુર્ગો અને ઉલમાના ફયઝથી વંચિત રહે છે. એવા લોકોને આકર્ષવા માટે તઅવીઝાત આસાન ઉપાય છે. ઘણાં લોકો 'તઅવીઝ' મેળવવા માટે બુઝુર્ગો પાસે આવે છે અને બુઝુર્ગોની સોહબતના કારણે તેમના સમગ્ર જીવનમાં પલટો આવે છે.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ) પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં લખે છે કે :-

"તઅવીઝાતનો સંબંધ તસવ્વુફ સાથે નથી અને ન વિલાયતની નઝદીકી કે દૂરી સાથે એનો કોઈ વાસ્તો છે. પરંતુ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે :-

'ઉદઉ ઈલા સબીલી રબ્બિ-ક બિલહિક્મતિ
વલ મવઈઝતિલ હસનહ.'

(સૂરએ 'નહલ' આયત ૧૨૫)

**ભાવાર્થ :-**

હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
(લોકોને) તમે તમારા પરવરદિગારના માર્ગ (દીન) તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને બોલાવો !

એ ઈર્શાદ અનુસાર કેટલાક મુહક્કીકો (સંશોધકો)એ ખલ્કે ખુદા (લોકો)ને આ તઅવીઝાતના કારણે પોતાના તરફ આકર્ષિત કરવાનો ઝરીયો બનાવીને ખુદાની તરફ મુખાતિબ કર્યા છે. તઅવીઝાતમાં જે ઈબારત હોય છે અને કોષ્ટકના સ્વરૂપમાં (જે સંખ્યાઓ લખેલી) હોય છે તે પણ આયાતે

કુર્આને મજીદ અથવા અસ્માએ ઈલાહીના હોય છે.

તઅવીઝને અક્ષરોમાં લખવું તેમજ ગળામાં બાંધવું સુન્નત છે. જેને જોવું હોય તે હદીસની કિતાબ 'હીસને હસીન'માં જોઈ લે. એનો (ઉર્દૂ) અનુવાદ અને સમજૂતી નવાબ કુત્બુદ્દીન ખાન સાહબ મુહદ્દિસ દહેલ્વીએ કર્યો છે.''

('મેઅયારુસ્સુલૂક' ગુજરાતી પા.૪૯૪ ઉર્દૂ પા.૨૭૫)

'મેઅયારુસ્સુલૂક'માં હઝરતે અનેક તઅવીઝાત આપેલાં છેઅને પોતાના તરફથી દરેક મોમિનને ઈજાઝત પણ આપેલી છે પરંતુ એ શરતે કે હકની સાથે હોય.

હઝરત જેગામમાં તશરીફ લઈ જતાં ત્યાં આસપાસના ગામોના તેમજ સ્થાનિક લોકો પણ તઅવીઝ મેળવવા માટે હઝરત પાસે આવતા. હઝરત ખૂશીથી, કોઈ પણ મહેનતાણું લીધાં વગર, દરેકને તઅવીઝ લખી આપતા. આ રીતે અનેક લોકો આપના સંપર્કમાં આવ્યા અને આપની સોહબતથી પણ ફયઝયાબ થયા. અને અસંખ્ય લોકોનું જીવન પરિવર્તન થઈ ગયું.

દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફાઓનું બયાન તો ઈન્શાઅલ્લાહ આગળ આવશે. તેમની ઉચ્ચ શાન અને મરતબાનું તો પૂછવું જ શું ?! પરંતુ જેઓ ખલીફા ન હતા બલ્કે માત્ર મુરીદો હતા, તેઓ પણ કેવી ઉચ્ચ શાન ધરાવતા હતા તેનો ખ્યાલ આવે તે માટે નમૂનારૂપે માત્ર બે બુઝુર્ગોના હાલાત લખું છું.

## મુહતરમ જનાબ શમ્સુદ્દીન સાહબ સૂરતી (રહ.)

આપ સૂરતમાં સગરામપુરામાં રહેતા હતા. દાદા હઝરત સાહબ (રહ.)થી બયઅત થયા પછી ઈસ્તેકામતની સાથે સતત ઝિક્રમાં

મશગૂલ રહેતા હતા. અલ્લાહ તઆલાએ આપને એવી અમૂલ્ય નેઅમતથી નવાઝયા હતા કે ઈમામની પાછળ જમાઅતથી નમાઝ પઢતી વખતે ઈમામની કિરાઅતના અનવાર આપને દેખાતા હતા !

અલ્લાહુ અકબર !

જો મુહતરમ શમ્સુદ્દીનભાઈ (રહ.)ને અલ્લાહ તઆલાએ પોતાના કલામે પાકના અનવારના અવલોકનની નેઅમતથી નવાઝયા હોય તો તેમના શયખે કામિલને અલ્લાહ તઆલાએ કેવી કેવી નેઅમતો અને દરજ્જાઓથી નવાઝયા હશે તેની આપણાં જેવા અદના આદમીઓ કલ્પના પણ કરી શકતા નથી.

પરે હૈ અર્શે નિલીફ઼ામસે મંઝિલ મુસલમાંકી,
સિતારે જિસકી ગર્દે રાહ હો વહ કારવાંતૂ હૈ.

(ડો. મુહમ્મદ ઈકબાલ રહ.)

( શબ્દાર્થ : પરે = ઉપર, ઉચ્ચ, ગર્દ = ધૂળ, રાહ = રસ્તો )

## મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી (રહ.)

ગુજરાતમાં અને ખાસ કરીને વલસાડમાં દાદા હઝરત સાહબ (રહ.)ને સૌ પ્રથમ તેડી લાવનાર મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી (રહ.) હતા. મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર તે વખતે વલસાડના નવાબ સમાન ગણાતા હતા. તેઓ તન, મન, ધનથી દાદા હઝરત સાહબ (રહ.) પર ફીદા હતા.

મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

તે જમાનામાં એક કડિયાની એક દિવસની મજૂરી માત્ર બે આના (બાર નવા પૈસા) હતી ! આવા સોંઘવારીના જમાનામાં મુહતરમ

શેઠ ફકીરભાઈ મનીઆર, વલસાડી (રહ.)એ દાદા સાહબ (રહ.)ને આપના મુબારક વકફો (મસ્જિદો-મદ્રસાઓ) વગેરેના બાંધકામ માટે આશરે એંસી હજાર (૮૦,૦૦૦) રૂપિયા આપ્યા હોવાનો અંદાજ છે!

આજના હિસાબે એ રકમ કરોડો રૂપિયા થાય!

મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી એવો ઈશ્ક હતો કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક નામ સાંભળતા જ, જાણે પાણીના નળની ચકલી ખોલી દીધી હોય તેમ આંખોમાંથી આંસૂઓની ધારા વહેવા માંડતી હતી!

આપનો ઈન્તેકાલ દાદા હઝરત સાહબ (રહ.)ની હયાતીમાં જ થયો હતો.

આપનો મઝારે મુબારક વલસાડમાં મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં, દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફા હઝરત રઝા હુસયન સાહબ (રહ.)ના મઝારે મુબારક નજીક છે.

આપના મઝારે મુબારકના સિરાણે દાદા હઝરત સાહબ (રહ.)એ પોતે એક આરસની તખ્તી મૂકાવેલી છે. તેના પર નીચે પ્રમાણે ઉર્દૂ-અરબી લિપિમાં લખાણ કોતરેલું છે જે આજે ૭૪ (ચુમ્મોતેર) વરસ પછી પણ સ્પષ્ટ વાંચી શકાય છે.

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.
લા તકનતૂ મિર્રહમતિલ્લાહ.
ઈન્નલ્લાહ ગફુરૂર્રહીમ.
ઈન્નહૂ હોવલ ગફુરૂર્રહીમ.
જનાબ શેઠ ફકીર મુહમ્મદ સાહબ ઈસ્માઈલ

બલસાડી (મનીઆર)ને
૧૦, શવ્વાલ, ૧૩૪૯ હિજરી,
મુતાબિક
૧૨, માર્ચ, ૧૯૩૦ ઈસ્વી
યવમે ચહારશમ્બા (બુધ)કો
રહલત (વફાત)કી થી.
ખુદા બખ્શે બહોતસી ખૂબિયાંથી મરનેવાલેમેં.

બુઝુર્ગોની ખિદમત અને ઈશ્કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કારણે ઈન્તેકાલ બાદ આપને કેટલો ઊંચો મરતબો મળેલો છે તે વિશે મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

"દાદા સાહબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ) અલયહિર્રહમતે એક દિવસે ખ્વાબમાં જોયું કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ અનવરની પાસે એક અતિ ખૂબસૂરત, નકશીકામ કરેલો મઝાર છે ! અને તેની પાસે હઝરત મિરઝાં જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહના ખલીફા હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી (રહ.) ઊભા છે."

હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી (રહ.)એ દાદા સાહબ (રહ.)ને પૂછ્યુ કે,

'તમને ખબર છે કે આ મઝાર કોનો છે?'

દાદા સાહબ અલયહિર્રહમતે ફરમાવ્યું કે,

'હઝરત ! આપ જ ફરમાવો કે આ મઝાર કોનો છે?'

હઝરત ગુલામઅલી શાહ સાહબ દહેલ્વી (રહ.)એ ફરમાવ્યું કે,

'આ મઝાર શેઠ ફકીરભાઈ વલસાડીનો છે!'

વળી આપે આગળ ફરમાવ્યું કે,

'અલ્લાહ તઆલાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ કુદરત (શકિત) આપેલી છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ચાહે ત્યાંથી પોતાના ચાહકોને પોતાની પાસે બોલાવી લે છે!'



સુબ્હાનલ્લાહ! હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ જેમને ઈન્તેકાલ બાદ પોતાની પાસે બોલાવી લીધા હોય તેમના મરતબાનો અંદાઝ આપણે શું લગાવી શકીએ ?

સંજોગવશાત મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.) પોતાની હયાતીમાં હજ્જની સઆદત હાસિલ કરી શકયા ન હતા. પરંતુ વફાત બાદ આપની રૂહાની હજ્જનો અદભુત બનાવ જાણવા જેવો છે. મજકૂર બનાવ આ લખનારને મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ના ઘરવાળાઓ પાસે જાણવા મળેલો છે.

આપ (રહ.)ના ઘરવાળાઓનું બયાન છે કે :-

મુહતરમ શેઠ ફકીરભાઈના ઈન્તેકાલના કેટલાક વરસ બાદ એક તદ્દન અજાણ્યો શખ્સ, પોતાના પાસે કાગળ ઉપર લખેલા સરનામાના આધારે ઘર શોધતો અમારે ત્યાં આવ્યો.

આવીને તેણે પૂછ્યું કે,

'શેઠ ફકીરભાઈ છે? મારે તેમને મળવું છે.'

ઘરવાળાઓએ જવાબ આપ્યો કે,

'તેઓનો ઈન્તેકાલ થયાને તો ઘણો લાંબો સમય થઈ ગયો છે.'

જવાબ સાંભળીને આવનાર શખ્સ ખૂબ નવાઈ પામ્યો.

તેણે કહ્યું કે,

'આ વરસે હું હજ્જ અદા કરવા માટે ગયો હતો. ત્યાં શેઠ ફકીરભાઈ સાથે મારી મુલાકાત અને ઓળખાણ થઈ હતી. તેમણે પોતે જ પોતાનું આ સરનામું મને લખાવ્યું હતું એટલે તેમને મળવા માટે હું આવ્યો છું.'

આવનાર શખ્સની ચકાસણી કરવા માટે ઘરવાળાઓએ પૂછ્યું,

'જો હજ્જમાં શેઠ ફકીરભાઈ સાથે તમારી મુલાકાત થઈ હોય તો તેમના હુલિયહ, નાક-નકશા, મુખાકૃતિ, દેખાવ વગેરેનું વર્ણન કરો!'

એના જવાબમાં આવનાર શખ્સે જે વર્ણન કર્યું તે હૂબહૂ શેઠ ફકીરભાઈ મનીઆરનું જ હતું. જરા પણ તફાવત ન હતો!

આ અજીબ બનાવથી સૌ ખૂબ અચરજ પામ્યા!



મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ને પોતાની હયાતીમાં તો હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)થી તથા આપના તમામ કામો અને કિતાબોથી બેહદ મુહબ્બત અને ચાહત હતી તેમજ આપના પર તન, મન, ધનથી ફીદા હતા. પરંતુ

આપના ઈન્તેકાલને કેટલાયે વરસો વિતી ગયા હોવા છતાં હજુ આજે પણ રૂહાની રીતે દાદા હઝરતની તમામ ચીઝોથી કેટલો લગાવ છે તેના પુરાવા રૂપે એક પ્રસંગ અત્રે નોંધનીય છે.

તરીકતની ગાઈડ સમાન દાદા હઝરત સાહબ (રહ.)ની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'નો ગુજરાતી અનુવાદ સૌથી પ્રથમ ઈ.સ. ૧૯૭૬માં પ્રગટ થયો ત્યારે વલસાડના મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ના મહોલ્લાના એક વિશ્વાસુ વડીલ મુહતરમ જનાબ અબ્દુલહમીદખાન પઠાણ સાહબે એક ખ્વાબ જોયો હતો. એ ખ્વાબની વિગતો ખુદ ખ્વાબ જોનારે પોતે આ લખનારને રૂબરૂ જણાવી હતી જેનો ટૂંકસાર નીચે પ્રમાણે છે:-

મુહતરમ જનાબ અબ્દુલહમીદખાન પઠાણ સાહબે ખ્વાબમાં મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર સાહબ (રહ.)ને જોયા. મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર સાહબનો ઈન્તેકાલ ઈ.સ. ૧૯૩૦માં થયો હતો એટલે ઈ.સ. ૧૯૭૬માં ખ્વાબ જોતી વેળા આપના ઈન્તેકાલને ૪૬ (છેંતાલીસ) વરસ (લગભગ અરધી સદી)નો લાંબો સમય વિતી ગયો હતો. ખ્વાબ જોનારે મુહતરમ શેઠ ફકીરભાઈને એ વખતે સૌથી પ્રથમ વાર જ ખ્વાબમાં જોયા હતા.

મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર પોતાના અસલ નવાબી ઠાઠમાઠમાં હતા અને ખૂબ ખૂશ જણાતા હતા. તેઓ 'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદકના ઘરે તેની મુલાકાતના માટે મોટા ઘાંચીવાડ તશરીફ લાવ્યા હતા અને મુલાકાત બાદ ચાલતા પોતાના ઘર મોટા તાઈવાડ તરફ જઈ રહ્યા હતા. ખ્વાબ જોનાર પોતે ખ્વાબમાં પોતાના ઘરથી મોટા ઘાંચીવાડ તરફ આવી રહ્યા હતા. રસ્તામાં બંનેની મુલાકાત થઈ ત્યારે મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર

(રહ.) ખ્વાબ જોનારને અત્યંત આનંદમાં ગળે વળગી ગયા અને ફરમાવ્યું કે,

"અબ્દુલહમીદ !
('મેઅયારુસ્સુલૂક'નો ગુજરાતી અનુવાદ પ્રગટ થવાથી)
આજે હું અત્યંત ખૂશ છું !
તું પણ કંઈ લખ !"

ખ્વાબ જોનારે જવાબમાં કહ્યું કે,

"કાકા ! મને તો કંઈ લખતાં આવડતું નથી !"

(ખ્વાબ જોનાર શખ્સ મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ને તેમની હયાતીમાં 'કાકા' શબ્દથી સંબોધન કરતા હતા એટલે ખ્વાબમાં પણ એ જ શબ્દો નીકળ્યા.)

મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)એ ફરમાવ્યું,

"અબ્દુલહમીદ ! જેવું આવડે તેવું પણ કંઈક લખ !"

તે પછી ખ્વાબ જોનારની આંખ ઉઘડી ગઈ.

આ ખ્વાબમાંથી નીચેની કેટલીક વાતો ફલીત થાય છે :-

(૧) દુનિયામાં પોતાના સગાં-સંબંધીઓ, સ્નેહીઓ, ઓળખીતાઓ, જેકામો કરે છેતેની કેટલીક માહિતી ઈન્તેકાલ કરી ગયેલાં લોકોની રૂહોને, ઈન્તેકાલ બાદ પણ મળતી રહે છે અને તેના કારણે તેમને ખૂશી કે રંજ પણ થાય છે.

(૨) પોતાના શયખની કિતાબના ગુજરાતી અનુવાદના કારણે, ઈન્તેકાલના ૪૬ (છેંતાલીસ) વરસ બાદ પણ મુહતરમ

શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ની રૂહને જે બેહદ ખૂશી થઈ તે આપની પોતાના શયખ પ્રત્યેની ગાઢ મુહબ્બત અને ચાહતની નિશાની છે.

(૩) મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ની બરકત અને દુઆના કારણે જ અલ્લાહ તઆલાએ મારા જેવા એક સામાન્ય શખ્સને 'મેઅયારુસ્સુલૂક'ના ગુજરાતી અનુવાદનો શરફ અતા ફરમાવ્યો હોવાની પૂરી શકયતા અને સંભાવના છે.



દાદા હઝરત સાહબ (રહ.)ની ખિલાફત જેમને મળેલી નથી તેવા મુહતરમ શમ્સુદ્દીન સાહબ (રહ.) અને મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર સાહબ (રહ.) જેવા મુરીદો પણ જો આટલી બુલંદ શાનવાળા હોય તો જેમને હઝરતની ખિલાફતનો શર્ફ હાસિલ થયો હતો તેવા હઝરતના મહાન ખલીફાઓની શાનનો તો કોઈ શું અંદાજો લગાવી શકે ?!

હવે હઝરતના ખલીફાઓ પૈકી કેટલાક બુઝુર્ગોના હાલાત ટૂંકમાં લખવામાં આવે છે.

1

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ

(નવ્વરલ્લાહુ મરકદહુ)

આપ (રહ.) હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના પૌત્ર, ખલીફા અને જાનશીન હતા. આપના હાલાત વિસ્તારથી ઈન્શાઅલ્લાહ અલગ ગ્રંથમાં લખવામાં આવશે એટલે અહીં આપ (રહ.)નો નામોલ્લેખ પૂરતો થશે.

**2**

# હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ
## (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) જયપુર ઈલાકાના શયખાવાટીના રહેવાશી હતા. આપ સાહબે કશ્ફ અને સાહબે દિલ બુઝુર્ગ હતા. પ્રત્યેક પળે ઝિક્ર-ફિક્રમાં મશગૂલ રહેતા હતા અને દુનિયાની વાતો ભાગ્યે જ કરતા હતા. ઘણા મુત્તકી અને આબિદ-ઝાહિદ હતા.

આપ (રહ.) 'ફયઝાને મુહમ્મદી (સલ.)'ના અતિ ઉચ્ચ મકામના ફયઝાનથી મુશર્રફ હતા. મારા હઝરત સાહબ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

દાદા સાહબ અલયહિર્રહમતે મુજ ખાદિમથી ફરમાવ્યું હતું કે,

"હે અબ્દુર્રહીમ !

એક દિવસ હું બાબા અબ્દુસ્સમદ ખાન સાહબના હુજરા પર ગયો અને મેં બારણું ખોલ્યું તો શું જોઉં છું કે :-

જે બિસ્તર પર બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ આરામ ફરમાવી રહ્યા છે તે જ બિસ્તર પર તેમની બાજુમાં જ હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલીમ પણ આરામ ફરમાવી રહ્યા છે અને બાબા અબ્દુસ્સમદ ખાન સાહબનું શિર હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલીમના દસ્તે મુબારક પર મૂકેલું છે !"

'હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મકામનો ફૈઝ હાસિલ કરનાર સાલિકની નિશાનીઓની વિગતો આગળ આવી

ગઈ છે તેનાથી એ સાફ માલૂમ પડે છે કે હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહ.) પણ આ મકામના ફૈઝાનથી મુશર્રફ હતા.

સુબ્હાનલ્લાહ !

જે બુઝુર્ગ 'હકીકતે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અત્યંત ઉચ્ચ મકામના ફૈઝાનથી મુશર્રફ હોય તેમના તરક્કીએ દરજ્જાતનો અંદાઝો કોઈ શું લગાવી શકે ?!

આગાહ અઝ ખેસ્તન ચૂં નેસ્ત ચૂનીન
ચે ખબર દારદ અઝ ચૂનાનો ચૂનીન !

જેને ખુદ પોતાની હાલતની જ ખબર ન હોય;
તે બીજાની હાલત શું જાણી શકે !

આપનો ઈન્તેકાલ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની હયાતીમાં જ રિયાસતે અલવરમાં થયો હતો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

❸

## હઝરત પીરજી નિઝામુદીન સાહબ (રહમતુલ્લાહિ અલયહ)

આપ નરહડ શરીફના રહેવાશી હતા. નરહડ શરીફ શયખાવાટી નજીક આવેલું છે.

આપ (રહ.) ઊંચી કક્ષાના બુઝુર્ગ હતા. પ્રત્યેક પળે મુરાકિબ રહેતા હતા. આપની કમર ઝુકી ગઈ હતી અને આપ (રહ.) ઝુકીને લાકડીથી ટેકો લઈને ચાલતા હતા.

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

દાદા સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"પીરજી નિઝામુદ્દીન સાહબની કમર વાંકી વળી ગઈ છે પરંતુ દિલ સીધું થઈ ગયું છે!"

આપ (રહ.) દૂધ વગરની ચા પીવાના ખાસ શોખીન હતા. રાતે જાગવામાં ચા આપને સહારો આપતી હતી. રાતે ભાગ્યે જ એક-બે કલાક સૂતા હતા.

આપની બાતિની નિસ્બત ખૂબ જ બળવાન હતી.

આપ સાહબે કશ્ફો કરામત બુઝુર્ગ હતા પરંતુ કરામતને જાહેર કરવું આપ પસંદ ફરમાવતા ન હતા.

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)થી સાંભળેલો એક બનાવ આ પ્રમાણે છે :-

એક દિવસે હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.) મસ્જિદમાં ઝિક્ર-ફિક્રમાં બેઠેલા હતા ત્યાં એક ફકીર આવ્યો. તેને પોતાની કરામત જાહેર કરવાનું મન થયું. તેણે પોતાના બાતિની તસર્રુફ (પ્રભાવ)થી મસ્જિદની ઘડિયાળને ચાલતી બંધ કરી દીધી.

હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.) કશ્ફથી જાણી ગયા કે આ પરાક્રમ આ ફકીરનું છે. તેઓ સખ્ત નારાઝ થયા અને પોતાના બાતિની તસર્રુફ વડે પેલા ફકીરની બાતિની નિસ્બતને ખેંચી લીધી. ફકીર નિસ્બત વિહિન થઈ ગયો. તે પણ સમજી ગયો કે તેની નિસ્બત પીરજી નિઝામુદ્દીન સાહબે જ ખેંચી લીધી છે.

તેણે હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)ની માફી માંગી અને ખૂબ કાલાવાલા કર્યા ત્યારે, ભવિષ્યમાં પોતાની કરામતો આ પ્રમાણે જાહેર કરતા ન કરવાની શરતે તેની બાતિની નિસ્બત પરત કરી !



આપ (રહ.)ને હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત જાગતામાં જાહેરી આંખોથી થતી હતી.

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)થી સાંભળેલા એક બનાવનો ભાવાર્થ આ પ્રમાણે છે :-

એક દિવસે પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)ને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જાગતામાં જાહેરી આંખોથી ઝિયારત થઈ. થોડા સમય પછી જ્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ જવા લાગ્યા ત્યારે હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)એ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક પગો પકડી લીધાં અને વળગી પડયા.

તે પછી આપ (રહ.)એ અરજ કરી કે,

> "યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
>
> જ્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા પીરો મુરશિદના ફરઝંદ (મૌલાના અબ્દુર્રહીમ) પર કરમ ફરમાવવાનો વાયદો ન ફરમાવશો ત્યાં સુધી હું કદમે મુબારક છોડીશ નહીં."

અને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ પ્રમાણે વાયદો ફરમાવ્યો ત્યારે આપે કદમે મુબારક છોડયા.

અલ્લાહો અકબર !

જે બુઝુર્ગને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીદાર જાહેરી આંખો વડે, જાગતામાં થતાં હોય,

જે બુઝુર્ગની ગુઝારીશને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂશીથી કબૂલ ફરમાવતા હોય,

જે બુઝુર્ગને પોતાના પીરો મુરશિદથી જ નહિ બલ્કે તેમના કુટુંબીજનોથી પણ આટલી ગાઢ મુહબ્બત હોય,

તેમના દરજ્જાઓની તરક્કીનો બીજો કોઈ શું અંદાઝો લગાવી શકે !

આપનો ઈન્તેકાલ દાદા હઝરત સાહબ (રહ.)ની હયાતીમાં જ નરહડ શરીફમાં થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.



**4**

## હઝરત અલહાજ હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતી (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) સૂરતના વતની હતા. સૂરતમાં મૌલવી મુહમ્મદ હુસયન સાહબ (રહ.) પાસે આપે તા'લીમ મેળવી હતી. તા'લીમ હાસિલ કર્યા બાદ આપ (રહ.) સૂરતમાં સલાબતપુરાની તાડવાલી મસ્જિદમાં ઈમામત કરતા હતા.

આપ (રહ.)નું પઢવાનું ઘણું ઉમદા હતું એટલે રમઝાન શરીફમાં તરાવીહ પઢાવવા માટે આપને ખાસ વલસાડ બોલાવવામાં આવતા હતા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)

ત્યારે વલસાડ તશરીફ લાવતા રહેતા હતા એટલે આપ (રહ.) તેમની સાથે સંપર્કમાં આવ્યા. દાદા હઝરત સાહબ (રહ.)ની શરીઅત અને સુન્નતની પાબંદી, તકવો અને પરહેઝગારી, ઉચ્ચ અખ્લાક અને સાદગી વગેરેથી પ્રભાવિત થયા અને આપ (રહ.)થી બયઅત થયા. આપે પોતાના પીરો મુરશિદની હિદાયતો પર ચુસ્ત અમલ કરીને ઉચ્ચ મકામો હાસિલ કર્યા અને ખિલાફતથી મુશર્રફ થયા.

સૂરતની હિદાયત મસ્જિદમાં લોકોની વિશાળ હાજરીમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતાના દસ્તે મુબારક વડે મુહતરમ મૌલવી સાહબ (રહ.)ની દસ્તારબંદી કરી હતી અને તે પછી હાજરજનોને સંબોધીને ફરમાવ્યું હતું કે,

"મૌલવી સાહબને પણ મારી જેમ જ સમજજો !"

મુહતરમ મૌલવી સાહબ (રહ.) દાદા હઝરત સાહબ (રહ.)ને સૌ પ્રથમ સૂરત લઈ ગયા. તે પછી ત્યાં આપના સિલસિલાનો ફેલાવો થયો.

શરૂઆતમાં સૂરતમાં દાદા હઝરત સાહબ (રહ.)નો ઉતારો હરરાયની મસ્જિદમાં રહેતો હતો. તે પછી સગરામપુરા, મૌલવી સ્ટ્રીટમાં જોગટાવાડની મસ્જિદમાં ઉતરવા લાગ્યા. એ મસ્જિદનું નામ હવે 'હિદાયત મસ્જિદ' રાખવામાં આવ્યું છે.

મારા હઝરત સાહબ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) અને હઝરત મૌલાના શાહ સૈયદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.) પણ એ જ મસ્જિદમાં ઉતરતા હતા. હવે આપના સાહબઝાદા અને જાનશીન હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) પણ એ જ મસ્જિદમાં મુકામ કરે છે.

સૂરતના નિવાસ દરમિયાન હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) મૌલવી સાહબ (રહ.)ના જ મહેમાન રહેતા હતા. બીજાએ હઝરત સાહબ (રહ.)ની દાવત રાખવી હોય તો પ્રથમ મૌલવી સાહબ (રહ.)ની સંમતિ મેળવવામાં આવતી હતી.

મૌલવી સાહબ (રહ.)નો સ્વભાવ ખૂબ જ સીધો-સાદો અને વિનમ્ર હતો. દાદા હઝરત સાહબ (રહ.) એક કર્ઝદારના જામીન રહ્યા હતા. કર્ઝદારે કર્ઝ નહિ ચૂકવતા કોર્ટમાં કેસ થયો હતો જેમાં જામીન તરીકે દાદા હઝરત સાહબ (રહ.)ને પણ બે મહિનાની જેલની સજા થઈ હતી. આપને પોતાના પીરો મુરશિદથી એવી ગાઢ મુહબ્બત હતી કે દાદા હઝરત સાહબ (રહ.)ને જેલની સજા થયાના સમાચાર સાંભળીને આપ ખૂબ રડયા હતા અને પોતાની પાસે રોકડ નાણાં ન હોવાથી પોતાની બીવી સાહિબાના ઘરેણાં વેચીને, પીરો મુરશિદનું કર્ઝ ચૂકવવા માટે નાણાં મોકલ્યા હતા.

હકીકતમાં આપ (રહ.) ફનાફીશ્શયખ હતા.

આપ (રહ.)ના ત્રણ પુત્રો પૈકી જનાબ હાફિઝ ગુલામ મુહ્યુદીન સાહબ તા'લીમ મેળવવા માટે અઢી વરસ જયપુરમાં રહ્યા હતા. તે પછી 'નદવતુલ ઉલમા' લખનવમાં દાખલ થયા હતા. તે વખતે મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) પણ લખનૌમાં દારુલ ઉલૂમ ફિરંગી મહલમાં તા'લીમ હાસિલ કરતા હતા. મતલબ કે બંને હઝરાત સમકાલીન અને સમવયસ્ક હતા.

ખિલાફત મળ્યાના લગભગ દસ વરસ બાદ, પોતાના પીરો મુરશિદ (રહ.)ની હયાતીમાં જ, ૨૦, શવ્વાલ, ૧૩૬૪ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૯૪૫ માં, જુમ્આના મુબારક દિવસે આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપ (રહ.)નો મઝારે મુબારક સૂરતમાં, સગરામપુરાની હિદાયત મસ્જિદના સહનમાં, આપ (રહ.)ના ઉસ્તાદ મૌલવી મુહમ્મદ હુસયન સાહબ (રહ.)ના મઝારની લગોલગ છે.

આપ (રહ.)ના મઝારે મુબારકના સિરહાને, આરસની તખ્તી ઉપર, નીચે પ્રમાણે તારીખનો કત્આ લખેલો છે:-

બીસ શવ્વાલકો ખુદાકે ઘર,
રૂહ જુમ્આકે દિન હુઈ મકબૂલ;
હિજરી તેરાસો ઔર ચૌસઠ મેં,
ચલ દિયે મૌલવી ગુલામ રસૂલ.

5

## હઝરત રઝા હુસયન સાહબ દહેલ્વી (રહ.)

આપ (રહ.)નું મૂળ વતન દિલ્હી હતું. વલસાડની જામેઅ મસ્જિદમાં આપ પેશઈમામ હતા. આપનો મોટા ભાગનો સમય મુરાકબા અને ઈસ્તિગરાકમાં ગુઝરતો હતો. સ્વભાવે ખૂબ વિનમ્ર હતા. રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તેમજ પોતાના પીરો મુરશિદથી બેહદ ઈશ્ક હતો.

મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.) આપની ઘણી ખિદમત કરતા હતા. મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆરના ઈન્તેકાલના માત્ર ચાર જ મહિના પછી આપનો પણ પોતાના પીરો મુરશિદની હયાતીમાં જ ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક વલસાડમાં મોટા તાઈવાડના કબ્રસ્તાનમાં મુહતરમ શેઠ ફકીરભાઈ મનીઆર (રહ.)ના મઝારે મુબારકની નજીક છે. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ આરસની તખ્તી ઉપર લખાણ કોતરાવીને આપ (રહ.)ના મઝારે મુબારકના સિરહાને લગાડેલું છે. આરસની તખ્તીના મજકૂર લખાણમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ હઝરત રઝા હુસયન સાહબ (રહ.)ની તમામ ખૂબીઓને બખૂબી સમાવી લીધી છે.

મજકૂર લખાણ નીચે પ્રમાણે છે:-

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

ઈન્નહૂ હોવલ ગફુર્રહીમ

રઝા હુસયન થે તાલિબે રઝાએ ખુદા વ રસૂલ*,
સખી થે, નેક થે, આબિદ થે ઔર ફિદાએ રસૂલ*.

મુદામ ઝાકિરો શાગિલ ખામોશ રેહતે થે,
મુહિબ્બે ખુદા થે, મુહિબ્બે અવલિયા, મુહિબ્બે રસૂલ*.

(* સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

જનાબ રઝાહુસયન સાહબ
હનફી, નકશબંદી, મુજદ્દિદી, દહેલ્વી (રહ.)
પેશઈમામે જામેઅ મસ્જિદ બલસારને
૧૪, સફર, ૧૩૫૦ હિજરી,
યવમે ચહાર શંબાકો વફાત પાઈ.

(જુલાઈ, ૧૯૩૦માં બુધવારના દિવસે વફાત થઈ)

## 6

## હઝરત માસૂમઅલી શાહ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) ફરિશ્તા સૂરતની સાથે ફરિશ્તા સીરત પણ હતા. આપ (રહ.) પોતાનો મોટા ભાગનો સમય યાદે ઈલાહીમાં ગુઝારતા હતા. આપ (રહ.) પોતાના પીરો મુરશિદનો એટલો અદબ અને એહતિરામ કરતા હતા કે જો તેમની સાથે ચાલતા હોય તો પોતાના કદમ પોતાના પીરો મુરશિદના પગલાંની નિશાની પર ન પડી જાય તેની ખાસ કાળજી અને ચીવટ રાખતા હતા.

જયપુરના મહારાજાના ઝરદોઝી (ઝરીભરત)ના કારખાનાના આપ મુખ્ય નિરીક્ષક હતા. એ આપ (રહ.)નું ખાનદાની કામ હતું.

આપ (રહ.)નો ઈન્તેકાલ પણ જયપુરમાં પોતાના પીરો મુરશિદની હયાતીમાં જ થયો હતો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપ (રહ.)નો મઝારે મુબારક હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)ના મઝારે મુબારકના કમ્પાઉન્ડની બહાર, જમણી તરફ, ઘાટ દરવાજા બહાર, શાહજીના કબ્રસ્તાનમાં, જયપુરમાં છે.

## 7

## હઝરત હકીમ સય્યિદ મહમૂદઅલી સાહબ દહેલ્વી (રહમતુલ્લાહિ અલયહ)

જયપુરથી દૂર સાંગાનેરના થાણા પર આપ (રહ.)ના વાલિદ

સાહબ થાણેદાર હતા. એ સ્થાન જયપુરથી ૬ (છ) માઈલ, આશરે ૧૦ (દસ) કિલોમીટર દૂર છે.

હઝરત સય્યદ મહમૂદઅલી સાહબ (રહ.)ના મુજાહદહની એ સ્થિતિ હતી કે આપ (રહ.) મગરિબથી પહેલાં પોતાના પીરો મુરશિદની ખિદમતમાં હાજર થઈ જતા અને આખી-આખી રાત મુરાકબહ કરીને, ફજરની નમાઝ બાદ સાંગાનેર ચાલ્યા જતા. આ તરીકો આપ (રહ.)નો કેટલાયે વરસો સુધી ચાલુ રહ્યો.

આપ (રહ.) જિસ્માની બીમારીઓના હકીમ પણ હતા અને સાથે જરૂહાની બીમારીઓના પણ હકીમ હતા. આપ (રહ.) હકીમ અજમલખાન સાહબના સુહબત યાફતહ હતા. હિન્દુસ્તાની દવાખાનાની ખ્યાતી, તરક્કી અને સંચાલનમાં આપ (રહ.)નો પણ ફાળો હતો. આપ (રહ.)નું દવાખાનું પણ દિલ્હીમાં હતું. અસંખ્ય લોકોએ આપથી ઝાહિરી અને બાતિની ફયઝ હાસિલ કર્યો.

દિલ્હીમાં જ્યાં સુધી રહ્યા ત્યાં સુધી હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ના મઝારે મુબારક પર દરરોજ અચૂક હાજર થવાનો આપનો નિયમ હતો.

હિન્દુસ્તાનના વિભાજન બાદ આપ (રહ.) હિજરત કરીને કરાંચી તશરીફ લઈ ગયા. દર બીજા, ત્રીજા વરસે આપ (રહ.) પોતાના પીરો મુરશિદના મઝાર પર હાજરી આપવા માટે પાકિસ્તાનથી ભારત આવતા હતા અને જ્યાં સુધી જયપુરમાં રહેતા ત્યાં સુધી આપનો મોટા ભાગનો સમય પીરો મુરશિદના મઝાર પર જ પસાર થતો હતો.

હઝરત હકીમ સાહબ (રહ.)ને માત્ર પોતાના પીરો મુરશિદ (રહ.)થી જ બેહદ મુહબ્બત ન હતી બલ્કે પોતાના પીરો મુરશિદના

ખાનદાનવાળાઓ અને મુરીદો તેમજ ખલીફાઓથી પણ બેહદ મુહબ્બત હતી.

જનાબ હમીદુલ્લાહ સોહરાબી સાહબ લખે છે કે :-

"ઈસ્વીસન ૧૯૫૯માં જ્યારે આ બંને બુઝુર્ગો [હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) અને હઝરત મૌલાના સય્યદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)] કરાંચી તશરીફ લાવનાર હતા ત્યારે બંદાએ જોયું કે કિબ્લા સય્યદ મહમૂદઅલી શાહ સાહબ (રહ.) પોતાના (મકાનના) પગથિયાંઓની દિવાલોમાં ઉમદા પ્રકારનું અત્તર પોતાના હાથ વડે લગાડી રહ્યા છે!"

નાચીઝે આગળ વધીને આ કામ પોતે કરવાની વિનંતી કરી તો આપે આ કહીને મના કરી દીધું કે,

"જાણો છો, કોણ તશરીફ લાવી રહ્યા છે?"

પછી પોતે જ ફરમાવ્યું કે,

"મારા પીરો મુરશિદના શહઝાદા (પૌત્ર) મૌલાના અબ્દુર્રહીમ શાહ અને મારા પીરો મુરશિદના જાંનિસાર મૌલાના સય્યદ મુહમ્મદ સોહરાબઅલી શાહ તશરીફ લાવી રહ્યા છે!"

('ચશ્મએ હિદાયત' પાનું ૫૧)

૧૫, રમઝાનુલ મુબારક, ૧૩૮૭ હિજ્રીસનમાં, સોમવારની રાતે આપનો ઈન્તેકાલ થયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક કરાંચી (પાકિસ્તાન)માં છે.

**8**

## હઝરત ગિયાસુદ્દીન સાહબ ઝુનઝૂની (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)થી બયઅત હતા. પરંતુ રૂહાની તરબિયત મોટા ભાગે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ ફરમાવી હતી અને આપે જ આપને બયઅત કરવાની ઈજાઝત પણ આપી હતી.

**9**

## હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ ફૈઝાબાદી બાદમાં સુરતી (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.)નો જન્મ હિજરીસન ૧૩૨૩માં થયો હતો. આપ (રહ.) ઉત્તર પ્રદેશ (યુ.પી.)ના ફૈઝાબાદ શહેરના મૂળ વતની હતા. વરસોથી સૂરત આવીને વસી ગયા હતા અને સૂરતને જ પોતાનું વતન બનાવી લીધું હતું.

સૂરતની ઉર્દૂ શાળામાં મુનશી (ઉર્દૂના શિક્ષક) તરીકે વરસો સુધી શિક્ષણ કાર્ય કર્યું હતું. સૂરતમાં આપના કેટલાક વિદ્યાર્થીઓ હજુ પણ હયાત છે.

સૂરતમાં આપ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સંપર્કમાં આવ્યા. ઈસ્તિખારહ બાદ ગેબી ઈશારા મુજબ આપ દાદા હઝરત સાહબ (રહ.)થી બયઅત થયા.

આપ ખૂબ જ મુત્તકી અને પરહેઝગાર હતા. બયઅત થયા

બાદ આપ સતત ઝિક્ર, અઝકાર અને મુરાકબામાં મશગૂલ રહેતા હતા. સૂરત વાસીઓના જણાવવા પ્રમાણે આપ (રહ.) અકસર હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ના મઝારે મુબારક પર હાજર થઈને કલાકો સુધી મુરાકિબ થઈ બેસી રહેતા હતા.

આવી સખત રિયાઝતો અને મુજાહદહ તેમજ પીરો મુરશિદની નઝરે કરમથી આપ (રહ.) ઉચ્ચ બાતિની તરકકીઓથી મુશર્રફ થયા અને હઝરત સાહબ (રહ.)ની ખિલાફત હાસિલ કરવાને ભાગ્યશાળી થયા.

આપ (રહ.)થીં સિલસિલાનો ફેલાવો ઘણો થયો છે. ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ ઉપરાંત ભારતના અન્ય પ્રદેશોમાંથી પણ અસંખ્ય લોકો આપથી બયઅત થયા અને બાતિની ફયઝ હાસિલ કર્યો.

આપ અમલિયાતમાં પણ ખૂબ મશહૂર હતા. નજીકના જ નહિ બલ્કે દૂર દૂર સ્થળના લોકો પણ ઈલાજ કરાવવા માટે આપને લઈ જતા હતા.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની સાથે અને તે પછી હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની સાથે પણ ગુજરાતના પ્રવાસમાં આપ હંમેશા સાથે રહેતા હતા પરંતુ જિંદગીના છેલ્લા કેટલાક વરસોમાં આપ (રહ.) ગંભીર બીમાર અને પથારીવસ રહેવાના કારણે સાથે રહી શકતા ન હતા. આપને બે-ત્રણ મોટા ઓપરેશન પણ કરાવવા પડયા હતા.

'જવહરે નમાઝ' નામની એક સુંદર કિતાબ પણ આપે લખી હતી. ગુજરાતના લોકોને એનો લાભ પહોંચે તે માટે મઝકૂર કિતાબને આપે ઉર્દૂ ભાષા અને ગુજરાતી લિપિમાં છપાવી હતી. મઝકૂર કિતાબ ૧૩૯૭ હિજરીસન મુતાબિક ૧૯૭૭ ઈસ્વીસનમાં પ્રગટ થઈ હતી.

૩, મુહર્રમ ૧૪૧૦ હિજરીસન
મુતાબિક
૬, ઓગષ્ટ, ૧૯૮૯ ઈસ્વીસનના
રવિવારે રાત્રે ૧.૩૦ કલાકે આપનો ઈન્તેકાલ થયો હતો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

આપનો મઝારે મુબારક સૂરતમાં, નાનપુરામાં, ખલીફા મહોલ્લાની મસ્જિદના કમ્પાઉન્ડમાં દાખલ થતાં ડાબી તરફ આવેલો છે.

હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ (રહ.)એ, પોતાના શયખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લિખિત 'શજરએ તય્યિબા'માં છેલ્લે નીચે પ્રમાણે ત્રણ (૩) શે'ર પોતાના ઉમેરેલા છે.

દે હિદાયત અય ખુદા ! હમકો બ હક્કે મુરશિદી,
બખ્શ હર મોમિનકો ઉસ નૂરે હુદા કે વાસ્તે.

હમકો દે તવફીક રાહે હકપે હમ હો ગામઝન,
તેરે સારે અંબિયા વ અવલિયા કે વાસ્તે.

અર્ઝે 'બયતુલ્લાહ' હો મક્બૂલ અય રબ્બે ગફૂર !
શાફએ મેહશર મુહમ્મદ મુસ્તફા (સલ.)કે વાસ્તે.

10

## હઝરત રહમત ખાન સાહબ (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહ.) થી બયઅત થયા હતા પરંતુ રૂહાની તરબિયત ખાસ તૌર પર હઝરત

મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ કરી હતી. અને આપે જ તેમને બયઅત કરવાની ઈજાઝત અતા ફરમાવી હતી.

હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આપ (રહ.) પર ખાસ નઝરે કરમ હતી. આપ (રહ.)ને જાગતામાં જાહેરી આંખોથી હબીબેપાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થયા કરતી હતી.

આખી આખી રાત જાગીને યાદે ઈલાહીમાં ઝાકિરો શાગિલ રહેતા હતા. હઝરત સાહબ પર શયદા હતા. હઝરતના ઈન્તેકાલ બાદ રાત દિવસ આપના મઝાર પર મુરાકિબ રહેતા હતા અને હઝરતની જુદાઈના રંજોગમના કારણે થોડા અરસા પછી આપનો પણ ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

11

## હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) મૂળ પંજાબ રાજ્યના અમૃતસરના વતની હતા. આપ ધનાઢ્ય, શ્રીમંત કુટુંબના નબીરા હતા. બે ભાઈઓમાં આપ નાના હતા. યુવાનીમાં ક્રિકેટના ભારે શોખીન હતા. એ વિષે ઘરમાંથી કોઈએ ઠપકો આપતાં આપને ઘણું લાગી આવ્યું અને ઘર છોડીને ચાલ્યા ગયા.

પ્રથમ આપ રંગૂન ગયા. ત્યાં થોડો સમય રહ્યા પરંતુ મન લાગ્યું નહિ. ફરી પાછા ભારત આવ્યા અને અજમેર શરીફ ગયા. અજમેર શરીફમાં આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની તારીફ સાંભળી એટલે આપ જયપુર આવ્યા. પ્રથમ

મુલાકાતમાં જ હઝરતથી ઘણાં પ્રભાવિત થયા અને બયઅત થઈને આપની ખિદમતમાં રહેવા લાગ્યા.

અમૃતસરમાં આપના ઘરવાળાઓને જાણ થઈ કે અબ્દુર્રહીમ જયપુરમાં છે. તેઓ આપને લેવા માટે જયપુર આવ્યા. આપને સાથે લઈ જવા માટે ઘણાં સમજાવ્યા પરંતુ આપ પોતાના પીરો મુરશિદની સુહબત છોડવા માટે કોઈ પણ ભોગે રાજી ન થયા. ઘરવાળાઓ નિરાશ થઈને અમૃતસર પાછા ચાલ્યા ગયા.

આપ જયપુરમાં પોતાના પીરો મુરશિદની ખિદમતમાં લગભગ ૧૬ (સોળ) વરસ રહ્યા. હઝરતે આપની સંપૂર્ણ બાતિની તરબિયત ફરમાવી. આપ પણ પોતાના મુર્શિદે કામિલની સૂચનાઓ પર અમલ કરવામાં જરાયે કચાશ રાખતા ન હતા. સતત ખુદાની યાદમાં લીન અને તલ્લીન રહેતા હતા. આપને ઉચ્ચ મરતબાઓ હાસિલ થવા બાદ હઝરતે આપને પોતાની ખિલાફતથી નવાઝયા.

તે પછી હઝરત આપને સૂરત લાવ્યા અને અહીં રહીને લોકોની તર્બિયત કરવાનો આદેશ આપ્યો. આપ ઘણાં લાંબા સમય સુધી સૂરતમાં રહ્યા. ઘણાં લોકોએ આપથી બાતિની ફયઝ હાસિલ કર્યો.

તે પછી ઈસ્વીસન ૧૯૪૭ કે ૧૯૪૮માં હઝરત આપને નંદરબાર (મહારાષ્ટ્ર) લઈ ગયા અને ત્યાં રહીને લોકોની તરબિયત કરવાનો આદેશ આપ્યો. આપ તો ફનાફીશશયખ હતા. શયખના દરેક હુકમ સામે માથું ઝુકાવી દેતા હતા.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)નો ઈસ્વીસન ૧૯૫૧ માં ઈન્તેકાલ થઈ ગયો તે બાદ પણ, શયખની ગેરહાજરીમાં પણ, પોતાના જીવનના અંત સુધી, પોતાના શયખના હુકમ પ્રમાણે નંદરબારમાં જ રહીને લોકોને રૂહાની ફયઝાનથી ફયઝયાબ

કરતા રહ્યા. હઝારો લોકોએ આપથી ફયઝ હાસિલ કર્યો.

ઈસ્વીસન ૧૯૬૩ ના માર્ચ મહિનામાં આપ વલસાડ તશરીફ લાવ્યા હતા અને લગભગ એક અઠવાડિયું અહીં રોકાયા હતા ત્યારે આ લખનાર નાચીઝ નાકારહને પણ આપની સુહબતનો તથા આપના આરિફાનહ બયાન સાંભળવાનો મોકો મળ્યો હતો. આપના બયાનોની આ નાચીઝે કરેલી નોંધ પણ હજુ મોજૂદ છે.

દીન અને તસવ્વુફની કિતાબો વાંચવાનો અને વસાવવાનો આપને ભારે શોખ હતો. આપની પાસે કિંમતી કિતાબોનો મોટો સંગ્રહ હતો. વાંચન ઉપરાંત આપને લેખનનો પણ શોખ હતો. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સાહબઝાદા માનનીય પ્રોફેસર મૌલાના અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ ત્યારે ઉર્દૂમાં 'હિદાયત' નામનું સાપ્તાહિક પ્રગટ કરતા હતા તેમાં હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના કેટલાક લેખો પ્રગટ થયા હતા.

રમઝાન શરીફની ૧૭ (સત્તર)મી તારીખે, 'જંગે બદ્ર'ના મુબારક દિવસે, હિજરીસન ૧૩૯૦ મુતાબિક ઈસ્વીસન ૧૯૭૦માં નંદરબારમાં જ આપનો ઈન્તેકાલ થયો અને ત્યાં જ દફન થયા.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હજુ આજે પણ આપ (રહ.)ના અનેક મુરીદો નંદરબારમાં હયાત છે જેમાંથી કેટલાકની સાથે આ નાચીઝ લખનારની મુલાકાત અવારનવાર થતી રહે છે.

હઝરત સૂફી સાહબ (રહ.)એ નંદરબારમાં જ નિકાહ પણ કર્યા હતા. પરંતુ બીવી સાથે મનમેળ ન થવાના કારણે આપનો ગૃહસંસાર વધારે નિભ્યો ન હતો એટલે આપની અવલાદ કોઈ નથી.

12

## જનાબ મૌલવી શરીફ હસન સાહબ કાનપૂરી (રહમતુલ્લાહિ અલયહ)

આપ (રહ.) ઘણા ઝાહિદ, દીનદાર અને સુન્નતોના પાબંદ હતા. આપ ખૂબ જ સ્પષ્ટ વકતા હતા. નકશબંદી સિલસિલાનો ફેલાવો આપ (રહ.)થી પણ સારો થયો છે. અનેક લોકોએ આપથી બાતિની ફયઝ હાસિલ કર્યો.

આપનો મઝારે મુબારક કાનપૂર (યુ.પી.)માં છે.

13

## હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહમતુલ્લાહિ અલયહ)

આપ મોજે ભરોટિયા, તાલુકા ડોમરીયાગંજ, જિલ્લા બસ્તી (ઉત્તર પ્રદેશ)ના વતની હતા. ભરોટિયાનું હવે નવું નામ સિદ્ધાર્થનગર છે. ખૂબ ઊંડાણમાં આવેલું ગામ છે.

આપ ખૂબ જ ઉચ્ચ, નેક અને સંસ્કારી સય્યદ ખાનદાનના નબીરા હતા. જિન્નાત પણ આપના ખાનદાનની ઈજ્જત અને આદર કરતા હતા. આપે પોતે પોતાના બાળપણનો એક બનાવ આ નાચીઝ લેખકને કહ્યો હતો જેનો સારાંશ આ પ્રમાણે છે:-

હઝરતના બાળપણમાં આપના ગામમાં એક શખ્સને જિન્ન પ્રવેશ્યો હતો. જિન્ન ખૂબ જલાલી અને તોફાની હતો. અનેક ઈલાજો

અને અમલિયાત કરવા છતાં જતો ન હતો. તે શખ્સને ગામના પાદરે દોરડા વડે ઝાડ સાથે બાંધી રાખતા હતા.

એક દિવસે રમતા રમતા હઝરત તે તરફ જઈ પહોંચ્યા. સંજોગવશાત તે વખતે ત્યાં બીજું કોઈ હાજર ન હતું. એટલે બાળસહજ વૃત્તિથી આપને ટીખળ કરવાનું મન થયું. આપે પગમાંથી પગરખું કાઢીને પેલા શખ્સને માર્યું !

આ બદતમીઝીથી જિન્ન જલાલ અને ગુસ્સામાં આવી ગયો. તેણે ગુસ્સાના આવેશમાં એટલું ભારે જોર કર્યું કે દોરડું તૂટી ગયું. બંધનમુકત થતાં જ પેલો શખ્સ વીજળીવેગે હઝરતની સામે દોડીને ઊભો થઈ ગયો.

જિન્ને ગુસ્સામાં કહ્યું,

"બચ્ચા ! તું બુઝુર્ગોના ખાનદાનમાંથી છે એટલે જવા દઉં છું નહિંતર તારા કૃત્યની મજા અત્યારે જ તને ચખાડી દેત !"

તેણે વળી આગળ કહ્યું કે,

"તારા ઉચ્ચ ખાનદાનના સન્માન ખાતર આ શખ્સને છોડીને હું અત્યારે જ ચાલ્યો જાઉં છું !"

અને જતી વેળા તેણે કહ્યું,

"અસ્સલામુ અલયકુમ !"

અને તરત પેલો શખ્સ સારો થઈ ગયો !

## તા'લીમ અને ઈલ્મી ખિદમતો

- આપે પ્રાથમિક તા'લીમ પોતાના ગામમાં જ મેળવી અને તે પછી ઉચ્ચ દીની તા'લીમ મેળવવા માટે જામિઉલ ઉલૂમ

પટકાપૂર (કાનપૂર)માં દાખલ થયા. ત્યાં જ ઉચ્ચ દીની તા'લીમ મેળવીને આલિમ અને મુફતી થયા.

- ☐ ફારિગ થયા બાદ ત્યાં જ મુદર્રિસ તરીકે સેવા સ્વીકારી. લગભગ પાંચ વરસ સુધી ત્યાં શિક્ષણકાર્ય કર્યું.
- ☐ તે પછી ત્યાંના દારુલ ઈફતા (ફતાવા વિભાગ)માં અગિયાર વરસ સુધી ફતાવા લેખનની ખિદમત આપી.

## આરિફ બિલ્લાહ હઝરત કારી સય્યિદ સિદ્દીક અહમદ બાંદવી સાહબ (રહ.) આપના શાગિર્દ હતા

મશહૂર આરિફબિલ્લાહ હઝરત કારી સય્યિદ સિદ્દીક અહમદ સાહબ બાંદવી (રહ.)એ પણ વિદ્યાર્થી તરીકે હઝરત મૌલાના મુફતી સય્યદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)થી તા'લીમ હાસિલ કરી હતી. અને એટલે જ હઝરત મૌલાના સાહબ (રહ.)ના અતિ ઉચ્ચ અખ્લાકોનું પ્રતિબિંબ હઝરત કારી સાહબ (દા.બ.)ના જીવનમાં પણ જોવા મળે છે.

દેવબંદ (યુ.પી.)થી હઝરત મૌલાના મુહમ્મદ સાલિમ સાહબ કાસિમી (દા.બ.)ની સરપરસ્તીમાં અને હઝરત મૌલાના અન્ઝરશાહ કશ્મીરી (દા.બ.)ની નિગરાનીમાં ઉર્દૂ ભાષામાં 'નિદાએ દારુલ ઉલૂમ' નામથી એક પખવાડિક પ્રગટ થાય છે. મજકૂર સામયિકના ૧, ઓકટોબર, ૧૯૯૭ મુતાબિક ૨૮, જુમાદિયુસ્સાની, ૧૪૧૮ના અંકમાં 'આરિફબિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ સિદ્દીક અહમદ સાહબ બાંદવી રહ.' શીર્ષકથી એક લેખ પ્રગટ થયો છે. એના લેખક મૌલાના મુહમ્મદ નાસિરુદ્દીન મઝાહિરી લખીમપુરી સાહબ છે.

તેઓ લખે છે કે :-

"ઈબ્તિદાઈ અરબી વ ફારસી પળ્હાનેકે બાદ કારી (સય્યિદ સિદ્દીક અહમદ) સાહબકો કાનપુર ભેજ દિયા ગયા. આપને મદ્રસા જામિઉલ ઉલૂમ ઔર મદ્રસા તકમીલુલ ઉલૂમમેં તા'લીમ હાસિલ કી. ઔર :-

- હઝરત મૌ. અલ્લામા મુફતી સઈદ અહમદ લખનવી (રહ.)
- હઝરત મૌલાના મુફતી સદરુદ્દીન (રહ.)
- હઝરત મૌલાના કમાલુદ્દીન સાહબ, ઔર
- હઝરત મૌલાના સૈયદ (મુહમ્મદ) સોહરાબઅલી (સાહબ) નકશબંદી, ખલીફએ હઝરત (મૌલાના) શાહ હિદાયતઅલી (સાહબ) નકશબંદી, જયપુરી (રહ.) વગયરહસે ખૂબ ખૂબ ઈસ્તિફાદહ કિયા."

જ્યારે આ બુઝુર્ગોની સાદગી, બેતકલ્લુફી, વિનમ્રતા, સ્વસ્થતા, અને ખાકસારીનો ઉલ્લેખ થાય છે ત્યારે અનાયાસે કુર્આને પાકની આ આયત જબાન પર જારી થઈ જાય છે :-

"વ ઈબાદુર્રહમાનિલ્લઝી-ન યમ્શૂ-ન અલલ્અર્દિ હવ્ના."

(સૂરએ 'ફુરકાન' આયત : ૬૩)

[અને રહમાનના (ખાસ) બંદા તે છે
જેઓ ધરતી પર હળવા પગલે ચાલે છે.]

હળવા પગલે ચાલવાનો મતલબ આ છે કે તેમના દરેક કામમાં નમનતાઈ અને આજિઝી હોય છે, અને તેની અસર તેમના ચાલવામાં પણ જાહેર થાય છે.

## મુરશિદે કામિલની તલાશ

હવે આપને મુરશિદે કામિલ મેળવવાની ઝંખના જાગી. આપ

(રહ.)એ પોતે આ નાચીઝ લેખકને ફરમાવ્યું હતું કે આપે અનેક બુઝુર્ગો અને મશાઈખની મુલાકાત કરી પરંતુ કયાંય આપનું મન બેસતું ન હતું.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના અસંખ્ય મુરીદો અને અકીદતમંદો કાનપુરમાં હતા અને આજે પણ છે એટલે હઝરત વારંવાર કાનપુર તશરીફ લાવતા રહેતા હતા. હઝરત મૌલાના સાહબ (રહ.)એ પણ હઝરતની મુલાકાત કરી. પ્રથમ મુલાકાતમાં જ આપ પ્રભાવિત થયા પરંતુ આપ આલિમ અને મુફતી હતા. એકદમ હાથમાં હાથ આપી દેવા તૈયાર ન હતા. વારંવાર હઝરતની મુલાકાત કરીને બારીક નિરિક્ષણ કર્યા બાદ આપે હઝરતથી પોતાને બયઅત કરવાની દરખ્વાસ્ત કરી. હઝરતે વાતને ટાળી દીધી. થોડા વખત પછી પાછી દરખ્વાસ્ત કરી. હઝરતે વાતને પાછી ટાળી દીધી.

હઝરત મૌલાના સાહબ (રહ.)એ આ નાચીઝને ફરમાવ્યું હતું કે, હઝરતે મારી દરખ્વાસ્તને અનેક વખત ટાળી દીધી. અને જવાબમાં ખાસ આ વાકય ફરમાવતા :-

"તમે આલિમો થાળીમાંના વેંગણ જેવા છો !"

અર્થાત થાળીમાંના વેંગણની જેમ આમથી તેમ ગબડયા કરો છો. સ્થિરતા અને મકકમતા તેમજ અડગતા રાહે તરીકતના માટે અતિ જરૂરી છે.

હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.)નો મશહૂર શે'ર છે :-

બર અહલેઈસ્તેકામત ફયઝ નાઝિલ મી શવદ 'મઝહર',
નમી દાની તજલ્લી ગિર્દ કોહે તૂર મી ગર્દદ ?

**ભાવાર્થ :** જેઓ ઈસ્તેકામત, અડગતા, સ્થિરતા, મકકમતા અને દઢતાવાળા છે તેમના પર જ ફયઝ નાઝિલ થાય છે. અલ્લાહ તઆલાએ

પોતાની તજલ્લીના દીદાર હઝરત મૂસા અલયહિસ્સલામને 'તૂર' (પહાડ) પર કરાવ્યા હતા એ તમે જાણતા નથી ?

હઝરત મૌલાના સાહબ (રહ.) પણ પોતાના નિર્ણયમાં અડગ હતા.

હઝરત શેખ સા'દી શીરાઝી (રહ.)ના આ શે'ર પર આપ (રહ.) અમલ કરતા રહ્યા :-

તૂ ખ્વાહી આસ્તીં અફશાં
વ ખ્વાહી દામન અંદર કશ,
મગસ હરગિઝ ન ખ્વાહદ રફત
અઝ દુક્કાને હલવાઈ !

**ભાવાર્થ :-**

માંખીને ગમે એટલી હાંકવામાં આવે તો પણ હલવાઈની દુકાનથી હટતી નથી તેમ તને ગમે એટલો ધકકો મારવામાં આવે તો પણ અલ્લાહવાળાનો દામન છોડીશ નહિ !

આપ નિરાશ થવા વગર વારંવાર બયઅત કરવા માટે હઝરતથી દરખ્વાસ્ત કરતાં જ રહ્યા. હઝરત પણ માત્ર આપને ચકાસવા માંગતા હતા. એટલે આપની મકકમતા જોઈને આપને બયઅત કરી લીધા.

હઝરત મૌલાના સાહબ (રહ.)એ સતત અઢાર વરસ સુધી દુનિયા તર્ક કરીને, સંસારથી અલિપ્ત રહીને રિયાઝત કરી અને સુલૂકના સોપાન તય કર્યા. આપ આખી-આખી રાત જાગીને ઈબાદત કરનારા, બિલકુલ મૌન રહેનારા, મુસ્તજાબુદઅવાત (જેમની દુઆ બારગાહે ઈલાહીમાં અચૂક કબૂલ થાય) તેવા બુઝુર્ગ હતા.[1]

---

[1] 'હિદાયત' ઉર્દૂ માસિક, જિ. ૩, અંક ૧, પા. ૫૯, કોલમ ૨

## આપ (રહમતુલ્લાહિ અલયહ)ની બુલંદ શાન

'શમ્એ હિદાયત'માં લખ્યું છે કે :-

શરૂઆતના ઝમાનામાં આપ (હઝરત મૌલાના સાહબ રહ.)એ મોટા મોટા મુનાઝરહ ગૈરકોમો સાથે કર્યા અને ઘણા કામિયાબ રહ્યા. એ જ પ્રમાણે ગેરમુકલ્લિદ હઝરાત અને વહાબી સાહિબો સાથે પણ મોટા મોટા મહત્ત્વના મસાઈલ પર આપે મુબાહસહ (વાદવિવાદ) કર્યા છે અને તેમને અલ્લાહના ફઝલથી હાર આપી છે.

આપ પહેલી વખત જ્યારે જયપુર તશરીફ લાવ્યા અને પોતાના પીરો મુરશિદના મકાન પર ઉતારો કર્યો ત્યારે હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાની અવલાદમાં સૌથી વધારે મુહબ્બત અઝીઝ અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'થી કરતા હતા એટલે આપે અઝીઝ મવસૂફથી ઈર્શાદ ફરમાવ્યો કે,

> "જે બુઝુર્ગ મહેમાનખાનામાં તશરીફ ફરમાવેલ છે તેમનું નામ મૌલવી સોહરાબઅલી સાહબ છે, તેઓ 'ફના-ઓ-બકા'થી મુશર્રફ છે અને મોટા સાહબે દિલ બુઝુર્ગ છે. તમે તેમની ખિદમતમાં હાજર થઈને તેમનાથી દુઆની દરખ્વાસ્ત કરો!"

અઝીઝ મૌલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' જ્યારે મહેમાનખાનામાં જનાબ મૌલવી સોહરાબઅલી સાહબની ખિદમતમાં હાજર થયા ત્યારે આપ મુસલ્લા પર મુરાકિબ થઈને બેઠેલા હતા. જેવો તેમણે કદમ કમરામાં મૂકયો કે તેમની સલામનો જવાબ આપીને તેમનાથી મુસાફહ કરવાના બદલે ગળેવળગી ગયા અને એનાથી પહેલા કે તેઓ દુઆના માટે અર્ઝ કરે, આપ પોતે જ

ફરમાવવા લાગ્યા કે,

"હઝરત ! હું તો આ દરનો ભિખારી છું. ! આપ હઝરત સાહબથી પોતાના માટે પણ દુઆના માટે કહો અને મારી પણ સિફારિશ કરો !"

આ સાંભળીને અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' આપના કશ્ફ પર નવાઈ પામ્યા અને થોડો સમય આપની પાસે બેસીને પાછા ઘરે આવ્યા અને કિબ્લા બુઝુર્ગવારથી આ બનાવ કહી સંભળાવ્યો તો આપે મુસ્કુરાઈને કહ્યું કે,

"મૌલવી સોહરાબઅલી સાહબની શાન એના કરતાંયે કયાંય ઉચ્ચ છે, જેની તમે કલ્પના પણ નથી કરી શકતા. તમે ફરી પાછા તેમનાથી પોતાના માટે દુઆની દરખ્વાસ્ત કરો ! એ ખુદાના ખાસ બંદા છે, એવી હસ્તીઓ આ ઝમાનામાં કમયાબ (વિરલ) છે."

આપ ઘણાં હસમુખ, દુબળા-પાતળા શરીરવાળા બુઝુર્ગ છે. ઘઉંવર્ણા અને મધ્યમસરની દાઢી, સફેદ મલમલ કે લઠ્ઠાની ટોપી, સીધા સાદા અચકન અને પાજામો આપનો હંમેશાનો લિબાસ હતો.

ઘણા ફૈઝવંત, કશ્ફવાળા બુઝુર્ગ છે. બોલવાની શૈલી ઘણી નરમ અને ઘણાં વિનમ્ર સ્વભાવના છે. આપ ઝિક્ર-ફિક્રમાં મશ્ગૂલ રહે છે. અને મોટા ભાગે નઝર નીચી જ રાખે છે. આપના વ્યક્તિત્ત્વમાં એક ખાસ આકર્ષણ અને ખેંચાણ છે અને આપની મુહબ્બતમાં એક ખાસ કેફિયત અને દિલ પર એક ખાસ પ્રભાવ પાથરે છે.[1]

---

[1] 'શમ્એ હિદાયત' પા. ૨૩૮, નોંધ : 'શમ્એ હિદાયત' કિતાબ ઈ.સ. ૧૯૬૧માં લખાઈ હતી ત્યારે આપ હયાત હતા એટલે વાકયો વર્તમાનકાળમાં છે.

## ખિલાફત અને બાતિની ફયઝાન

હઝરત મૌલાના સાહબ (રહ.) આ નાચીઝથી ખૂબ જ મુહબ્બત ફરમાવતા હતા. મુલાકાત વખતે મોટા ભાગે આપ બંને હાથો પહોળા કરીને મને બાથમાં લઈ લેતા હતા અને વહાલપૂર્વક ખૂબ જોરથી ભીંસતા હતા. હું જાણે મારા પ્રેમાળ દાદા સાહેબને મળતો હોઉં એવો આભાસ મને થતો. આપની અનહદ મુહબ્બતના કારણે, બેતકલ્લુફીથી હું આપને ઘણાં પ્રશ્નો પૂછ્તો રહેતો અને આપ મને હંમેશા મારા દરેક પ્રશ્નનો સંતોષકારક જવાબ આપતા રહેતા.

એક વખતે મેં આપને ખિલાફત મળવાનો પ્રસંગ પૂછ્યો.

આપ (રહમતુલ્લાહિ અલયહ)એ ફરમાવ્યું કે,

"એક દિવસે મેં ખ્વાબ જોયો. હું ઊંટ પર સવાર હતો. મારી પાછળ બીજો એક માણસ બેઠેલો હતો અને હું ઊંટને હાંકતો હતો ! મેં આ ખ્વાબ હઝરત સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ને એક પત્રમાં લખ્યો. એના જવાબમાં હઝરતનો જે પત્ર આવ્યો તેમાં મને બયઅત કરવાની ઈજાઝત આપી હતી."

હઝરત સાહબ (રહ.)એ અન્ય બાબતો ઉપરાંત લખ્યું હતું કે :

"તમે લોકોને ખુદાનું નામ બતાવ્યા કરો !"
(અર્થાત લોકોને બયઅત કરતા રહો.)

ઉપરની વાતથી કોઈ સાહબ એવી ગેરસમજ ન કરે કે માત્ર ખ્વાબના આધારે હઝરતે ખિલાફત આપી હતી. ખ્વાબના કારણે ઉચ્ચ મકામોની કલ્પના અને શ્રદ્ધા કરવાના તો ખુદ હઝરત પોતે પણ વિરોધી હતા. ખ્વાબ તો માત્ર એક નિમિત્ત, બહાનું હતું.

આપ (રહ.) પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં પોતે લખે છે કે :-

- થોડાંક ખ્વાબ કે કશ્ફ યા અનવારે લતાએફ નઝર આવવાથી તાલિબને કમાલ હાસિલ થવાનો યકીન ન કરો! તેમજતા'રીફ ન કરો !
- ઓછામાં ઓછું 'સુલ્તાનુલ અઝકાર' હાસિલ થઈ ન જાય અને ગયબથી ઈજાઝતે તરીકહ થઈ ન જાય ત્યાં સુધી ઈજાઝત (ખિલાફત) ન આપો.
- ઈજાઝત આપવામાં ઉતાવળ ન કરો.
- જો તાલિબ જાહેરમાં સુન્નતોનો પાબંદ હોય,
  બાતિનમાં 'વિલાયતે સુગરા' તેમજ 'સુલ્તાનુલ અઝકાર' એને હાસિલ હોય,
  સુહબત પણ ઘણાં (લાંબા) સમય સુધી રહી હોય, અને શરીઅત તેમજ તરીકતના મુઆમલાતમાં એને અડગતા પ્રાપ્ત થયેલાં હોય,
  (તો જ ઈજાઝત આપો !)[1]

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)તો આ બાબતના ચુસ્ત આગ્રહી હતા કે તાલિબમાં બાતિની કમાલાત અને ઈલ્મે શરીઅત બંને પૂરતા પ્રમાણમાં હોય તોજ ખિલાફત આપવી. હઝરતના સુરતના એક મુરીદ, જેઓ અલ્હમ્દુલિલ્લાહ હજુ આજેપણ હયાત છે, ખૂબ જ મુત્તકી, પરહેઝગાર, ઝાકિર-શાગિલ, ઉચ્ચ બાતિની કમાલાત ધરાવનારા બુઝુર્ગ છે. મારા પીરો મુરશિદ

---

[1] 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પા. ૩૩૫, ઉર્દૂ પા. ૧૬૮

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ એમના વિષે ફરમાવ્યું હતું કે, હઝરત દાદા સાહબ (રહ.) એમને ખિલાફત આપવા માટે વિચારતા હતા પરંતુ શરીઅતનો ઈલ્મ પૂરતા પ્રમાણમાં ન હોવાના કારણે ખિલાફત આપી ન હતી.[1]

આવા ચુસ્ત અને કડક ધારા-ધોરણો તેમજ કસોટીઓમાંથી પાર થઈને હઝરતની ખિલાફતનો શર્ફ હાસિલ કરનાર બુઝુર્ગોની બુલંદ શાનનો અંદાઝો આપણે શું લગાવી શકીએ ?!

હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.) થી નકશબંદી સિલસિલાનો ફેલાવો ઘણા મોટા પ્રમાણમાં થયો છે. સમગ્ર ભારતમાં અને વિદેશમાં પણ આપથી હઝારો લોકોએ બાતિની ફયઝ હાસિલ કર્યો. આપના અસંખ્ય મુરીદો આજે પણ હયાત છે.

દાદા હઝરત સાહબ (રહ.)ની હયાતીમાં સફરમાં આપ હંમેશા હઝરતની સાથે રહેતા હતા. ઈ.સ. ૧૯૫૧ માં હઝરતના ઈન્તેકાલ બાદ સૌ પ્રથમ આપ એકલા હરસોલ (ગુજરાત)ના દવરા પર તશરીફ લઈ ગયા. હઝરત સાથે ન હોવાના કારણે આપનું મન ખૂબ જ મુંઝવણ અનુભવતું હતું. પરંતુ પહેલા જ દિવસે સવારે ઈશરાકની નમાઝ પઢીને આપે સલામ ફેરવી ત્યારે દાદા હઝરત સાહબ (રહ.)ને આપે પોતાની પાસે બેઠેલા જોયા. આ જોઈને આપની તમામ મુંઝવણો દૂર થઈ ગઈ.

દાદા હઝરત સાહબ (રહ.)થી આપ કેટલા કરીબ હતા અને

---

[1] આ કિતાબના લેખન વખતે ઈ.સ. ૧૯૯૭ માં મજકૂર બુઝુર્ગ હયાત હતા. હવે આ કિતાબના પ્રકાશન વખતે ઈ.સ. ૨૦૦૪ માં હયાત નથી.

દાદા હઝરત સાહબ (રહ.)ની આપ પર કેટલી નઝરે કરમ હતી તેનો આનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે !

## શજરએ તય્યિબહ

આપે પોતાના પીરો મુરશિદ (રહ.)ના શજરએ તય્યબામાં અંતમાં નીચે પ્રમાણે શે'ર ઉમેર્યા હતા.

વક્તે મુર્દન યા ખુદા જારી રહે કલિમહ તેરા,
સય્યદી હઝરત અલી શૈરે ખુદા કે વાસ્તે.

મંઝિલે દુશ્વાર હૈ રાહે હિદાયત કર નસીબ,
મુરશિદે શમ્એ 'હિદાયત' રહનુમા કે વાસ્તે.

ઈશ્કે મુરશિદ દિલમેં દે ઔર ઈસમેં સોઝો દર્દ દે !
યા ખુદા 'સોહરાબ' કો ખયરુલવરા કે વાસ્તે.

## ફનાઈય્યત

કોઈ શાઈરે કેટલું સરસ કહ્યું છે :-

મિટા દે અપની હસ્તીકો અગર કુછ મરતબા ચાહે,
કે દાના ખાકમેં મિલકર ગુલેગુલઝાર હોતા હૈ.

હઝરત મૌલાના સાહબ (રહ.)ની ઝાતે ગિરામી આ શે'રનો હૂબહૂ નમૂનો હતો.

જાહેરી ઈલ્મની રૂએ આપ પ્રખર આલિમ અને મુફતી હતા તેમજ બાતિની ઈલ્મની રૂએ આપ મહાન આરિફ બિલ્લાહ હતા છતાં આપે પોતાની હસ્તીને એવી મિટાવી દીધી હતી અને એવી ફનાઈય્યત હાસિલ કરી હતી કે આપના મહાન મરતબાનો અંદાઝો કોઈ ભાગ્યે જ લગાવી શકે !

પોતાનો બુલંદ મરતબો કોઈ રીતે જાહેર ન થઈ જાય એની આપ ખાસ તકેદારી રાખતા હતા. વાઅઝમાં અને વાતચીતમાં ઈરાદાપૂર્વક ભાષા એવી સીધી, સાદી, ગામડાંના લોકો જેવી વાપરતા કે આપ પ્રખર આલિમ અને આરિફ હોવાનો કોઈને અણસાર પણ ન આવે !

વાઅઝમાં આપ આ શે'ર અચૂક ફરમાવતા હતા :-

વોહી ઝિન્દા રહે જો મર ગયે યાદે ઈલાહીમેં,
હયાતે જાવિદાં આબે બકા અલ્લાહ હી અલ્લાહ હૈ.

કહેવત મશહૂર છે કે :-

'ઈબાદતથી જન્નત મળે છે, પરંતુ ખિદમતથી ખુદા મળે છે!'

આપ (રહ.)એ પણ મખ્દૂમ નહીં બલ્કે ખાદિમ બનવાનું પસંદ ફરમાવ્યું હતું. પોતાના પીરો મુરશિદની હયાતીમાં આપે ૧૮ (અઢાર) વરસ ખિદમત કરી હતી અને પીરો મુરશિદના ઈન્તેકાલ બાદ આપના વહાલા પૌત્ર અને જાનશીન ખલીફા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની ખિદમત આપે પોતાના જીવનના અંત સુધી લગભગ ૩૩ (તેંત્રીસ) વરસ સુધી કરી.

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) આપથી ઉંમરમાં ઘણા નાના હતા અને પીરભાઈ હતા છતાં પોતાના પીરો મુરશિદ હોય તેવું જ વર્તન આપની સાથે કરતા હતા.
- હઝરત મૌલાના સાહબ (રહ.) આપને હંમેશા 'હઝરત !' શબ્દથી જ સંબોધન કરતા.
- હઝરતની હાજરીમાં હઝરતની ઈજાઝત વગર નકશ (તાવીઝ)

પણ લખતા ન હતા. જો કોઈ આપ (રહ.)થી નકશ લખી આપવાની ગુઝારીશ કરતું તો આપ હઝરતની તરફ આંગળી ચિંધીને ફરમાવતા :

'પહેલાં ત્યાંથી ઈજાઝત લઈને આવો !'

- જ્યપુરમાં હોય કે સફરમાં હોય, હર જગાએ હઝરતની સાથે રહેતા.
- પોતાના ગામ ભરોટિયા ભાગ્યે જ થોડાંક દિવસો જઈને પાછા હઝરતની ખિદમતમાં હાજર થઈ જતા.
- હઝરત સાહબ (રહ.) પણ આપ (રહ.)નો ઘણો એહતિરામ (આદર) ફરમાવતા હતા. આપની દરેક જરૂરતોનો ખૂબ જ ખયાલ રાખતા હતા.
- દરેક મહત્ત્વના કામ વિશે બંને બુઝુર્ગો આપસમાં સલાહ-મશ્વેરો કરીને નિર્ણય લેતાં હતા.

હઝરત મૌલાના સાહબ (રહ.)ની ખિદમતની ઉત્કત ભાવના પ્રગટ કરતો એક બનાવ અત્રે નોંધનીય છે.

એક વખતે બંને બુઝુર્ગો વલસાડ તશરીફ લાવ્યા હતા. હઝરતના અત્યારના ખલીફા અને જાનશીન ફરઝંદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) પણ સાથે તશરીફ લાવ્યા હતા. આપ તે વખતે દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌમાં પઢતા હતા.

દાદા હઝરત સાહબ (રહ.)ના ઝમાનાથી આપનો વલસાડમાં ઉતારો મોટા તાઈવાડની ઉમર ફળિયા મસ્જિદમાં રહે છે. મસ્જિદના માળ ઉપર એક છેડે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) કેટલાક અઝીઝો સાથે વાતમાં પરોવાયેલા હતા.

બીજા છેડે હઝરત મૌલાના સાહબ (રહ.), હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) અને આ નાચીઝ વાત કરતા હતા. વાતચીત દરમ્યાન હઝરત મૌલાના સાહબ (રહ.)એ હઝરતના સાહબઝાદહ સાહબ (દા.બ.)ને 'હાફિઝ સાહબ !' શબ્દોથી સંબોધન કર્યું.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.)એ ફરમાવ્યું,

"આપ પણ હાફિઝ છો ને ?"

હઝરત મૌલાના સાહબ (રહ.)એ હસતાં હસતાં ફરમાવ્યું,

"હાં, હું પણ હાફિઝ છું પરંતુ કુલ્હુવલ્લાહુ શરીફનો હાફિઝ ! ત્રણ વખત કુલ્હુવલ્લાહુ શરીફ પઢું એટલે કુર્આન શરીફ ખત્મ !"

તે પછી થોડી વાર થોભીને આપે આગળ ફરમાવ્યું કે,

"હાફિઝ સાહબ !

મેં આપના દાદા સાહબ (રહ.)ની ખિદમત કરી છે. અત્યારે આપના વાલિદ સાહબની ખિદમત કરું છું, અને ઈન્શાઅલ્લાહ હું ભવિષ્યમાં આપની ખિદમત પણ કરીશ !"

આ એક નાનકડા વાર્તાલાપમાંથી હઝરત મૌલાના સાહબ (રહ.)ની કેટલીયે સુંદર સિફાત જાહેર થાય છે.

- પોતાના કરતાં ઉંમર અને ઈલ્મમાં ઘણાં નાના હોય તેવા સાથે પણ આપ અત્યંત એહતિરામથી વાતો કરતા હતા.
- આપ (રહ.) હસમુખા, વિનોદી અને રમૂજી સ્વભાવના હતા.

- પોતાના પીરો મુરશિદના વંશજોની પેઢી-દર-પેઢી ખિદમત કરતા રહેવાની આપને તમન્ના હતી.
- આ વાર્તાલાપમાંથી આપનો કશ્ફ પણ જાહેર થાય છે. હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) ત્યારે તરુણ વયના એક તાલિબે ઈલ્મ હોવા છતાં આપ જ ભવિષ્યમાં હઝરતના જાનશીન થનાર છે એ વાતની હઝરત મૌલાના સાહબ (રહ.)ને વરસો પહેલાં કશ્ફથી જાણ થઈ ગઈ હતી !

## ફનાઈય્યતનો એક બીજો બનાવ

બંને બુઝુર્ગો વલસાડ તશરીફ લાવ્યા હતા. મોટા ઘાંચીવાડમાં કેટલાક અઝીઝોની મુલાકાત કરીને ઉમર ફળિયા મસ્જિદ તરફ ચાલતા જઈ રહ્યા હતા. બંને બુઝુર્ગો આગળ ચાલતા હતા અને બે ખાદિમો બંને બુઝુર્ગોથી થોડું અંતર રાખીને અદબના કારણે પાછળ ચાલતા હતા.

ચાલતાં ચાલતાં હઝરત મૌલાના સાહબ (રહ.)ને અચાનક કોઈ વિચાર સ્ફૂર્યો. આપે પોતાની ચાલવાની ગતિ ધીમી કરી અને પાછળ ચાલતા બંને ખાદિમોની સાથે થઈ ગયા અને બંનેની વચમાં ચાલવા લાગ્યા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) પોતાની અસલ રફતાર પ્રમાણે જ આગળ ચાલતા હતા.

બંને ખાદિમોની વચ્ચે ચાલતાં ચાલતાં હઝરત મૌલાના સાહબ (રહ.)એ પોતાનો જમણો હાથ જમણી તરફ ચાલતા ખાદિમના ખભા ઉપર મૂકયો અને ડાબો હાથ ડાબી તરફ ચાલતા ખાદિમના ખભા ઉપર મૂકયો. તે પછી આપ (રહ.) અચાનક બંને ખાદિમોના ખભાનો ટેકો લઈ, પોતાના પગોને ઊંચકી લઈને, લટકી ગયા !

અને હસીને ફરમાવ્યું,

"આપ બંને મને આ જ રીતે ઊંચકી લે જો !"

બંને ખાદિમો આપનો ઈશારો સમજી ગયા.

બંનેએ ખૂબ જ વિનમ્રતાથી કહ્યું કે,

"હઝરત ! અમે તો આપનો દામન પકડીને આપની પાછળ પાછળ ઈન્શાઅલ્લાહ આવીશું !"

અને હઝરત મૌલાના સાહબ (રહ.) હસતાં, હસતાં પાછાં પોતાની ચાલવાની ગતિ તેજ કરીને આગળ એકલા ચાલતા હઝરત સાહબ (રહ.)ની સાથે થઈ ગયા !

જાહેરી અને બાતિની બંને પ્રકારના અતિ ઉચ્ચ દરજાઓ અને મકામાત તેમજ બુલંદશાન ધરાવનાર બુઝુર્ગ પોતાના અદના ખાદિમોથી આવી દરખ્વાસ્ત કરે એ ખરેખર, આપની ફનાઈય્યત, આજિઝી, ઈન્કેસારી અને નમનતાઈની ચરમસીમા છે !

## પયદાઈશી વલી

હઝરત મૌલાના સાહબ (રહ.)ના એક મુરીદ અને અઝીઝ મુહતરમ હમીદુલ્લાહ સોહરાબી સાહબ પાકિસ્તાનમાં કરાંચીમાં રહે છે. આપે 'ચશ્મએ હિદાયત' નામની કિતાબ ઉર્દૂમાં લખેલી છે.

મજકૂર કિતાબમાં પાના ૪૯ ઉપર આપે લખ્યું છે કે :-

"હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના ખલીફા મુહતરમ સય્યિદ (હકીમ મહમૂદઅલી શાહ) સાહબ (રહ.) અકસર મારા પીરો મુરશિદની તા'રીફમાં કહ્યા કરતા હતા કે :

મૌલાના મુહમ્મદ સોહરાબઅલી શાહ પયદાઈશી વલીએ કામિલ અને અકમલ છે.

સય્યદ સાહબ આ વાત પોતાના પીરો મુરશિદના હવાલાથી પણ ફરમાવ્યા કરતા હતા.''❶

એ જ કિતાબના પાના ૫૧ ઉપર લખ્યું છે કે :-

મૌલાના અબ્દુર્રહીમ શાહ અને મારા પીરો મુરશિદ હઝરત મૌલાના સય્યદ મુહમ્મદ સોહરાબઅલી શાહ સાહબ પોતાના પીરો મુરશિદ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહ.)ના ઈન્તેકાલ બાદ સાથે-સાથે રહે છે. જ્યાં પણ જવાનું થાય ત્યાં સાથે જાય છે. ઈસવીસન ૧૯૫૯ માં જ્યારે આ બંને બુઝુર્ગો કરાંચી તશરીફ લાવ્યા હતા ત્યારે બંદાએ (મેં) જોયું કે કિબ્લા સય્યદ મહમૂદઅલી શાહ સાહબ (રહ.) પોતાની સીડીની દીવાલમાં ઉમદા કિસમનું અત્તર પોતાના હાથથી લગાડી રહ્યાં છે! નાચીઝે (મેં) આગળ વધીને આ કામ પોતે કરવાની પેશકશ કરી તો આપે આ કહીને મના કરી દીધું કે,

''જાણો છો કોણ તશરીફ લાવી રહ્યા છે?!''

પછી આપે પોતે જ ફરમાવ્યું કે,

''મારા પીરો મુરશિદના શહઝાદા મૌલાના અબ્દુર્રહીમ શાહ અને મારા પીરો મુરશિદના જાંનિસાર મૌલાના સય્યદ મુહમ્મદ સોહરાબઅલી શાહ તશરીફ લાવી રહ્યા છે.''❷

---

❶ 'ચશ્મએ હિદાયત' પા. ૪૯

❷ 'ચશ્મએ હિદાયત' પા. ૫૧

## હજ્જે બયતુલ્લાહ શરીફ

હિજરીસન ૧૩૭૯ મુતાબિક ઈસવીસન ૧૯૬૦ માં આપ (રહ.) હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) સંગાથે હજ્જે બયતુલ્લાહ શરીફના માટે તશરીફ લઈ ગયા હતા અને તે પછી આપ એકલા પણ તશરીફ લઈ ગયા હતા. આમ આપ (રહ.)ને એક કરતાં વધુ હજની સઆદત હાસિલ થઈ હતી અને દરબારે ખુદા તથા દરબારે હબીબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી બેશુમાર બરકતો અને ફયઝ હાસિલ કરવાના અનેક અમૂલ્ય અવસરો મળ્યા હતા.

## દર્સગાહની સ્થાપના

હઝરત મૌલાના સાહબ (રહ.) એક પ્રખર આલિમ અને મુફતી હતા. વરસો સુધી આપે દર્સ-તદરીસ અને ફતાવા નવીસીની ખિદમત અંજામ આપી હતી એટલે આપના ઈલ્મી ફયઝાનથી આપનું પોતાનું વતન મેહરૂમ કઈ રીતે રહી શકે !

આપે પોતાના વતન ભરોટીયામાં જે હવે 'સિદ્ધાર્થ નગર' નામથી ઓળખાય છે, ત્યાં 'શમ્સુલ ઉલૂમ' નામની એક દર્સગાહની સ્થાપના કરી હતી. પોતાના જીવનના અંત સુધી આપ એનું સંચાલન કરતા રહ્યા.

હાલમાં આપના જાનશીન નવાસા અને પ્રખર આલિમ હઝરત મૌલવી સય્યદ ખુરશીદ અહમદ સાહબ નદવી (દા.બ.) મજકૂર દર્સગાહનું સંચાલન કરે છે.

## માંદગી અને ઈન્તેકાલ

ઈસ્વીસન ૧૯૮૪ ના માર્ચ મહિનામાં આપ સખ્ત બીમાર પડયા. કાનપુરમાં હોસ્પીટલમાં આપને દાખલ કરવામાં આવ્યા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) પણ હોસ્પીટલમાં આપની ખિદમતમાં સતત હાજર રહેતા હતા. ઈલાજ અને ઉપચાર કરવામાં કોઈ કમી રાખવામાં આવી ન હતી.

એક દિવસે આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ને ફરમાવ્યું કે,

> ''મને હઝરત સાહબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ) જયપુર બોલાવે છે!''

એના બીજા જ દિવસે જુમેરાત તારીખ ૨૫, જમાદિલ આખર, હિજરીસન ૧૪૦૪ મુતાબિક ૨૯, માર્ચ, ૧૯૮૪ ના રોજ મળસ્કે ચાર વાગે, તહજ્જુદના સમયે, કાનપુરમાં આપનો ઈન્તેકાલ થયો. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના પીરો મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ (રહ.)નો ઈન્તેકાલ પણ ૨૫, જમાદિલ આખરના દિવસે થયો હતો એ નોંધનીય છે.

ખરેખર, આપે પોતાના આ પ્રિય શે'રને, પોતાના જીવનમાં ઉતારીને તેના પર અમલ કરીને બતાવ્યો :-

'વોહી ઝિન્દા રહે જો મર ગયે યાદે ઈલાહીમેં,<br>
હયાતે જાવીદાં આબે બકા, અલ્લાહ હી અલ્લાહ હૈ.'

## મઝારે મુબારક

આપના જિસ્મે મુબારકને કાનપુરથી જયપુર લાવવામાં આવ્યો અને ૨૬, જમાદિલ આખર, હિજરીસન ૧૪૦૪ મુતાબિક ૩૦, માર્ચ, ૧૯૮૪ ના જુમ્આના દિવસે જુમ્આની નમાઝથી પહેલાં આપને આપના પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના મઝારે મુબારકની પાસે દફન કરવામાં આવ્યા.

## જાનશીન

હઝરત મૌલાના સાહબ (રહ.)ની અવલાદમાં માત્ર એક સાહબઝાદી મુહતરમા સય્યદહ સાલિહા ખાતૂન છે. એમના સાહબઝાદહ અર્થાત હઝરત મૌલાના સાહબ (રહ.)ના નવાસા હઝરત મૌલાના સય્યદ ખુરશીદ અહમદ સાહબ નદવી (દા.બ.) હાલમાં આપ (રહ.)ના જાનશીનં છે. હઝરત મૌલાના સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ પોતે આપની દસ્તારબંદી કરી હતી.

હઝરત મૌલાના સય્યદ ખુરશીદ અહમદ સાહબ (દા.બ.) હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના જાનશીન સાહબઝાદા હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) તેમજ હઝરત મૌલાના મુહમ્મદ ઝિયાઉર્રહીમ સાહબ (દા.બ.)ની સાથે લખનૌમાં નદવતુલ ઉલમામાં પઢતા હતા એટલું જ નહિ પરંતુ હોસ્ટેલમાં એક જ કમરામાં રહેતા હતા.

નદવતુલ ઉલમાથી ફારિગ થયા બાદ આપે કેટલાક વરસ જામિઆ હિદાયત, જયપુરમાં મુદર્રિસ તરીકે ખિદમત આપી હતી. હાલમાં આપ ભરોટીયા (સિદ્ધાર્થ નગર)માં પોતાના મુહતરમ નાના સાહબે સ્થાપેલા ‘શમ્સુલ ઉલૂમ’ દર્સગાહનું સંચાલન કરે છે.

**14**

## હઝરત હકીમ પીર ગુલામ હુસૈન સાહબ રાવલપિંડીવાલા (રહમતુલ્લાહિ અલયહ)

'શમ્એ હિદાયત'માં લખ્યું છે કે :-

એનાથી વધારે હઝરત પીર ગુલામ હુસૈન સાહબની કયફિયત અને હાલત બીજી શું બયાન કરી શકે છે,

> 'આપનું ઝાહિર ઝેવરે શરીઅતથી આરાસ્તા (શણગારેલું) અને બાતિન (અંતર) અનવાર અને તજલ્લિયાતે ઈલાહીથી મુનવ્વર અને રોશન છે.'

હઝરત કિબ્લા મુકતદાઈ વ મવલાઈ (રહ.) હકના બીજા તાલિબોની સામે મવસૂફની ઝાતને નમૂનારૂપે બયાન ફરમાવ્યા કરતા હતા અને શયખ બશીર અહમદ સાહબ બશીર ગુજરાતીના શબ્દોમાં હઝરત કિબ્લા (રહ.)એ એ દિવસે આલમે સરખૂશીમાં ફરમાવ્યું કે :

> ''હું હશરના દિવસે હકીમ સાહબને બારગાહે ઈઝદીમાં એક હદિયહ (ભેટ)ના રૂપે પેશ કરીશ.''

('શમ્એ હિદાયત' પાનું ૨૩૯)

આપ (રહ.)થી સિલસિલાનો ફેલાવો ઘણો થયો છે.



હઝરત અલહાજ મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) ઈસ્વીસનની ઓગણીસમી સદીના અંતમાં પોતાના વતન રામપૂર (યુ.પી.)થી જયપુર (રાજસ્થાન) તશરીફ લાવ્યા અથવા ખુદાઈ આદેશ અનુસાર સરઝમીને જયપુર પર ઈસ્લામની તબ્લીગ તથા ફરઝંદાને ઈસ્લામની રેહનુમાઈના અને ખિદમતના માટે મોકલવામાં આવ્યા.

આપ (રહ.)એ પોતાના તબ્લીગી મિશનની શરૂઆત ખુદાના ઘરથી કરી.

**1**

## મસ્જિદે હેઝુમફરોશાંનું નવનિર્માણ

જયપુરમાં અજમેરી દરવાજાની બહાર, જિગર હાઉસની બાજુમાં, એક નાની સરખી અર્ધકાચી-અર્ધપાકી મસ્જિદ હતી. આપે એને શહીદ કરીને એનું નવનિર્માણ કરીને, વિશાળ, શાનદાર મસ્જિદમાં પરિવર્તન કરવાનો ઈરાદો ફરમાવ્યો.

મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ પોતાની એક તકરીરમાં ફરમાવ્યું હતું કે :-

(હઝરત દાદા સાહબ રહ.)ના ઈરાદાઓની કુબૂલિય્યત આ અમ્રથી પણ માલૂમ થાય છે કે માત્ર અલ્લાહ રબ્બુલ ઈઝઝતની રઝા અને ખૂશનૂદીના પેશે નઝર જ્યારે મદ્રસએ તા'લીમુલ ઈસ્લામ, મસ્જિદે હેઝુમફરોશાં અને એની વકફ જાએદાદને હઝરતે બાંધવાનો ઈરાદો ફરમાવ્યો ત્યારે આપની પાસે એક નવો પૈસો પણ ન હતો ! અને આટલા મોટા મહાન કામનો અલ્લાહના ભરોસે ઈરાદો કરી ચૂકયા હતા. મકકમ નિર્ધાર કરી ચૂકયા હતા.

મસ્જિદે હેઝુમફરોશાં, જયપુરના બાંધકામ વખતે હઝરત કિબ્લા અલયહિર્રહમહ કડીયાઓ અને મજૂરોની સાથે મળીને (પોતે પણ) કામ કરતા હતા. આપની દાઢી મુબારક, આપનો ચહેરએ મુબારક અને આપના શિર મુબારક પર ધૂળ-માટી પડેલાં હતા ! અને (માટી, ગારો વગેરે ભરવાના) ટગારા (ના પતરાંથી) આપનું દામન (પાલવ) પણ ફાટી ગયું હતું !

એ જ સમયે નવાબ ફય્યાઝઅલી ખાન સાહબનું ત્યાંથી પસાર થવાનું થયું. તેમાણે જોયું કે, કોઈ મોટું મહાન કામ થવા જઈ રહ્યું છે. પાયાઓ ખોદવામાં આવી રહ્યા છે!

નવાબ સાહબ ફરમાવવા લાગ્યા,

"આ કોણ સાહબ મસ્જિદ બનાવી રહ્યા છે ?!"

તે વખતે હાજર તમામ લોકોએ નવાબ સાહબથી કહ્યું કે,

"હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ મસ્જિદ બનાવી રહ્યા છે."

નવાબ સાહબે અત્યંત ઉત્સાહ ભાંગી નાંખે તેવા અંદાઝમાં અને લઘુતાગ્રંથી (એહસાસે કમતરી) પેદા કરે તેવા શબ્દોમાં હઝરત કિબ્લા અલયહિર્રહમહથી ફરમાવ્યું કે,

"તમે મસ્જિદ બનાવશો ?!
અરે ! તમારી હાલત અસ્તવ્યસ્ત છે!
દામન ફાટેલું છે!
ચહેરા પર ધૂળ બાઝેલી છે!
આવી હાલતમાં આટલું મોટું ભવ્ય કામ તમે કરશો ?!"

હઝરત દાદા સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"નવાબ સાહબની આ વાત અને આ વાકયોની મારા દિલ પર એવી અસર થઈ કે શું અમીરો અને રઈસો જ કોઈ મોટું કામ કરી શકે છે?! શું ગરીબો અને મિસ્કીનોને એનો હક નથી ?!"

વળી આગળ ફરમાવ્યું કે,

"મને ઘણો સદમો થયો. પરંતુ તે જ રાતે મેં ખ્વાબમાં જોયો કે એક સહાબી (રદિયલ્લાહુ અન્હુ) તશરીફ લાવ્યા અને ફરમાવવા લાગ્યા કે,

"દુનિયાદારોના કહેવાને બૂરું ન માનવું જોઈએ. નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની મુબારક ઈચ્છા છે કે મસ્જિદ બનીને રહેશે.

અને તે પછી પેલા સહાબી (રદિ.)એ મારો હાથ પકડીને એક સૂકાં કૂવાની પાસે મને ખડો કરી દીધો.

પછી મને પૂછ્યું કે,

'શું જુએ છે? એમાં પાણી છે?'

મેં કહ્યું કે,

'એમાં તો પાણી જરા પણ નથી. બિલ્કુલ સૂકો કૂવો છે!'

તો આપે એક કાંકરો તેમાં નાખ્યો.

કાંકરો તેમાં નાખતાં જ ફૂવારાની જેમ પાણી નીકળવા માંડ્યું!

તો સહાબી (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે,

'જે સર્વશકિતમાન (અલ્લાહ) સૂકા કૂવામાંથી પાણી આપી શકે છે તે જ સર્વશકિતમાન તમારા આ મહાન કામના માટે, તમારી મસ્જિદના બાંધકામ માટે અસામાન્ય રીતે નાણાંનો વરસાદ વરસાવશે. પૈસા તમને ઘણા આપશે. અને મસ્જિદ બનીને રહેશે. નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમની (એ મસ્જિદ બને એવી) ઈચ્છા છે જેથી દુનિયાદારોના કહેવાનું બૂરું નહિ માનશો.''

આપે ફરમાવ્યું કે,

"જ્યારે હું જાગ્યો ત્યારે ખ્વાબમાં મેં જે કંઈ જોયું હતું તેના કારણે મારો બધો રંજ અને ગમ દૂર થઈ ગયો. અને જે ભારેપણું અને મન પર એક બોજ હતો તેમાં હળવાશ મેહસૂસ કરવા લાગ્યો.''❶

દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાની કિતાબ 'કુતૂહુલ હર્મૈન'માં પણ એનો ઉલ્લેખ કરેલો છે જે અહીં નકલ કરું છું.

---

❶ 'હિદાયત' ઉર્દૂ માસિક જિ. ૩, અંક ૨+૩, ડિસે. જાન્યુ. ૧૯૯૪-૯૫, પાનું ૨૭, ૨૮ 'જામિઆકી કહાની બાનીએ જામિઆકી ઝબાની'

## 'ચિંતા ન કરો !' સહાબા (રદિ.)નું આશ્વાસન

આપ (રહ.) લખે છે કે :-

અજમેરી દરવાઝાના બહારની મસ્જિદ અને મકાનો તથા મદ્રસો અને હિદાયત મસ્જિદ માત્ર ફઝલે ખુદા અને સય્યદના મુહમ્મદ મુસ્તફા અલયહિસ્સલાતો વસ્સલામની નિગાહે કરમથી બન્યા છે. એને હું ખૂબ જાણું છું. કારણકે મેં જ્યારે અજમેરી દરવાઝાના બહારની મસ્જિદનું કામ શરૂ કર્યું અને ખર્ચની સખત જરૂરત પડી અને હું પરેશાન થયો, તો હઝરાતે સહાબા (રદિ.)ને જોયા કે તશરીફ લાવ્યા અને ફરમાવવા લાગ્યા કે,

> "ચિંતા ન કરો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મરઝીએ મુબારક છે. મસ્જિદ ઈન્શાઅલ્લાહ જલ્દીથી બની જશે !"

ઊંઘમાંથી આંખ ખૂલી. ઈત્મીનાન થયો. અને તે જ દિવસથી હરેક તરફથી એટલા પ્રમાણમાં ખુદાએ રૂપિયા મોકલ્યા, કે એક વરસના બદલે મસ્જિદનું જરૂરી કામ ત્રણ મહિનામાં પૂરું થઈ ગયું ![1]

## હુઝૂર (સલ.) અને સહાબા (રદિ.)ને મસ્જિદનું કામ કરતા જોયા !

આપ (રહ.) લખે છે કે :

જયપુરમાં અજમેરી દરવાઝાની બહાર મેં ખુદાના ફઝલથી એક મસ્જિદ બંધાવી છે. તેને લગભગ ચાલીસ વરસનો ઝમાનો વીતી ગયો છે.

---

[1] 'કુનૂઝુલ હર્મૈન' ગુજરાતી પા. ૭૭, ૪૦ ઉર્દૂ પા. ૪૭

તે મસ્જિદનું બાંધકામ ચાલુ હતું.

અંદરથી છતનું કામ ચાલુ હતું.

રમઝાન શરીફમાં તરાવીહ થઈ રહી હતી.

મને તરાવીહમાં ઊભા ઊભા ગુનૂદગી આવી ગઈ.

તે વખતે મેં જોયું કે :-

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને કેટલાક સહાબા (રદિ.) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે મસ્જિદનું કામ પોતાના દસ્તે મુબારક વડે કરી રહ્યાં છે![1]

## 'મસ્જિદ કેટલી ઊંચી છે?'

આપ (રહ.) લખે છે કે :-

એ જ મસ્જિદ જ્યારે તૈયાર થઈ ગઈ તો એક દિવસે હું ત્યાં દુરૂદ શરીફ પઢતો હતો.

એ જ હાલતમાં મારા પર ગુનૂદગી તારી થઈ ગઈ.

મેં જોયું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને મારાથી ઈર્શાદ ફરમાવ્યો,

'મસ્જિદ કેટલી ઊંચી છે?'

મેં અર્ઝ કરી,

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૩૮, ૭૫ ઉર્દૂ પા. ૪૬

'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
મસ્જિદ બાવીસ ફૂટ ઊંચી છે.'

પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા.[1]

## 'જન્નતમાં જવાની ટિકિટ પણ અહીં જ મળે છે!'

થોડાં જ દિવસામાં જ્યારે મસ્જિદ બનીને તૈયાર થઈ ગઈ ત્યારે નવાબ ફય્યાઝઅલી ખાં, જેઓ નવાબ વાજિદઅલીખાં સાહબને ત્યાં આવતા-જતા રહેતા હતા, તેઓ (મસ્જિદ આગળથી) પસાર થયા. તેઓ જયપુરની રિયાસતના મદારુલમુહામ (મુખ્ય પ્રધાન) હતા. રાજા માનસિંઘનો જમાનો હતો.

કહેવા લાગ્યા :

"મસ્જિદ શું બનાવી દીધી છે જાણે (રેલ્વેનું) પ્લેટફોર્મ બનાવી દીધું છે!"

મસ્જિદમાં મોટા મોટા દરવાઝાઓ હતા અને એ પહેલી મસ્જિદ હતી જે જયપુર રિયાસતમાં બની હતી. મોટા મોટા ભવ્ય દરવાઝાઓને જોઈને નવાબ સાહબે ઉપરોકત શબ્દો કહ્યા.

હઝરત શાહ સાહબ ઘણા દિલેર, હિંમતવાન અને બહાદુર હતા. આપે નવાબ સાહબને તરત જ (મોઢા પર જ) સંભળાવી દીધું કે,

"નવાબ સાહબ ! જન્નતમાં જવાની ટિકિટ પણ અહીં જ મળે છે!"

રેલ્વે પ્લેટફોર્મ ઉપમાના કારણે જન્નતમાં જવાની ટિકિટનો ઉલ્લેખ કરીને આપે એક આશ્ચર્યકારક નવી વાત ફરમાવી.

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પાનું ૩૯, ૭૫ ઉર્દૂ પાનું ૪૬

નવાબ ફય્યાઝઅલી ખાં શરમિંદા થઈ ગયા. ગરદન ઝુકાવીને નવાબ વાજિદઅલી ખાં સાહબના ઘરમાં દાખલ થઈ ગયા અને વાજિદઅલી ખાં સાહબથી અરજ કરવા લાગ્યા કે,

"આજે મૌલાના મારાથી નારાઝ થઈ ગયા. મારે માફી માંગવી જોઈએ."

વાજિદઅલી ખાં સાહબે ફરમાવ્યું કે,

"ના, એવી કોઈ વાત નથી.
મૌલાના સાહબ કોઈનાથી નારાઝ નથી થતા.
તેમના દિલમાં કોઈ કપટ નથી.
હું તમને યકીન અપાઉં છું."

ફય્યાઝઅલી ખાં સાહબે કહ્યું કે,

"ના ! હું તો મૌલાનાથી માફી માંગવા ચાહું છું."

બીજા કોઈ વખતે બેઠક થઈ અને (નવાબ સાહબે) આ વિચાર (માફી માંગવાનો) જાહેર કર્યો તો દાદા હઝરત સાહબે જ ફરમાવ્યું કે,

"અમીરો અને રઈસો એવું સમજે છે કે આવી મોટી મોટી ભવ્ય, મસ્જિદો અને મદ્રસાઓ બનાવવાના કામો માત્ર અમીરો અને રઈસો જ કરે છે કે કરી શકે છે ! ગરીબો અને મિસ્કિનોનો હક નથી ! પરંતુ અલ્લાહ જલ્લ શાનહૂ જેને ચાહે તેને તવફીક અતા ફરમાવી દે અને જેનાથી ચાહે કામ લે !"[1]

---

[1] 'હિદાયત' ઉર્દૂ માસિક જિ. ૩, અંક ૨+૩, ડિસે. જાન્યુ. ૧૯૯૪-૯૫ પા. ૨૮, ૨૯ 'જામિઆકી કહાની બાનીએ જામિઆકી ઝબાની'

**2**

## મદ્રસા તા'લીમુલ ઈસ્લામની સ્થાપના

ઈસ્વીસન ૧૯૩૦ માં મસ્જિદે હેઝુમફરોશાંની સાથે સંલગ્ન 'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ'ના નામથી એક દર્સગાહની દાદા હઝરત સાહબ (રહ.)એ સ્થાપના કરી.

આપના સાહબઝાદા અલ્લામા પ્રોફેસર અબ્દુલહય 'ફાઈઝ' સાહબ (દા.બ.)એ લખ્યું છે કે :-

'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ'ના ઉદ્ઘાટનની સાથે આપે દીની અને મઝહબી તા'લીમના માટે હિંદના ચોતરફથી કાબિલતરીન ઉલમા અને ફાઝિલ તરીન ઉસ્તાદોની ખિદમતો મેળવવા પર ખાસ ધ્યાન આપ્યું. આ આપની સુંદર કોશિશોનું પરિણામ હતું કે વિવિધ ઉલમાએ કિરામ આપની દા'વત પર મદ્રસા તા'લીમુલ ઈસ્લામની ઈલ્મી સરપરસ્તી અને તા'લીમી ફર્ઝોને અંજામ આપવા માટે એક પછી બીજા તશરીફ લાવતા રહ્યા. અને તે ઉલમાએ કિરામના ઈલ્મી ફયઝાનની બદવલત મદ્રસા તા'લીમુલ ઈસ્લામ ઝડપથી તરક્કીની મંઝિલો પાર કરતો રહ્યો. અહીં સુધી કે આ ઈલ્મી ઈદારહ દારુલ ઉલૂમના ઉચ્ચ સ્થાન સુધી જઈ પહોંચ્યો.

મદ્રસા તા'લીમુલ ઈસ્લામના ફયઝાનથી ન માત્ર જયપુર બલ્કે હિંદની ફરતેના સેંકડો તાલિબો ફયઝ અને ફાયદો મેળવતા રહ્યા.

- કેટલાયે તાલિબો દર્સે નિઝામીમાં ફારિગુત્તહસીલ થઈને નીકળ્યા.
- કેટલાયે તાલિબો પંજાબ અને ઈલાહાબાદ યુનિવર્સિટિઓની

ઉલૂમે મશ્રિકિય્યહ (અરબી, ફારસી, ઉર્દૂ)ની પરીક્ષાઓમાં ઉચ્ચ ગુણવત્તાની સાથે સફળતા મેળવીને નીકળ્યા જેમાં :-

- મૌલવી,
- મૌલવી આલિમ,
- મૌલવી ફાઝિલ,
- મુનશી,
- મુનશી આલિમ,
- મુનશી ફાઝિલ,
- ફાઝિલે અદબ,
- ફાઝિલે દીનિયાત, અને
- કામિલ

...વગેરેમાં કામિયાબ થયા બાદ ઘણા તાલિબોએ અર્વાચીન-આધુનિક શિક્ષણની પરીક્ષાઓ :-

- બી. એ. અને
- એમ. એ.

પણ પાસ કરી !

અને પોતાની ઈલ્મી સલાહિયતના કારણે વિવિધ દરજ્જાઓ અને હોદ્દાઓ મેળવ્યા.

મદ્રસા તા'લીમુલ ઈસ્લામનો ફયઝ મેળવનાર તાલિબો (વિદ્યાર્થીઓ) સૂરજ અને ચાંદ બનીને અનવારે ઈલ્મીથી હિન્દુસ્તાનના સમગ્ર પ્રદેશને મુનવ્વર કરતા રહ્યા. અને આ મદ્રસાના ફારિગુત્તહસીલ તાલિબોએ મઝહબી અને મિલ્લી ઉપરાંત તા'લીમી ક્ષેત્રમાં દરેક સ્થળે એવી અઝીમુશ્શાન ખિદમતો અંજામ આપી કે તેમની ભવ્ય ખિદમતો અને ઉચ્ચ સલાહિયતો પર આજે ન માત્ર

આ સંસ્થાને અને ન માત્ર જયપુરના મુસલમાનોને બલ્કે સમગ્ર રાજસ્થાનના મુસલમાનોને ગર્વ છે.❶

❸

## રાજસ્થાનના અન્ય પ્રદેશોમાં પણ મદ્રસા ચાલુ કર્યા

દાદા હઝરત સાહબ (રહ.)ના સાહબઝાદા હઝરત હકીમ મુહમ્મદ શવકતઅલી ખાન સાહબ (રહ.) 'શમ્એ હિદાયત'માં લખે છે કે :-

રિયાસતે જયપુરમાં દૂસહ, સવાઈ માધોપૂર, ગંગાપૂર, હન્દૂન, સાંગાનેર, માલપૂરહ, બીરાહટહ, બાંદીકૂઈ, ફીલરહ, સાંભરમાં પણ મદ્રસાઓ ખોલવામાં આવ્યા. જેની દેખભાલના માટે પોતે જાતે તશરીફ લઈ જતા હતા અને વાર્ષિક પરીક્ષાઓમાં :

- શેઠ ફકીરમુહમ્મદ સાહબ બલસારી,
- રઝા હુસયન સાહબ બલસારી,
- ડોકટર ફત્હ મુહમ્મદ સાહબ જયપુરી,
- ડોકટર મુહમ્મદ જાન સાહબ જયપુરી

...વગેરે આપની સંગાથે પરીક્ષાઓ લેતા અને આપ ઈનામો પણ વહેંચતા હતા.

તા'લીમના માટે બીજા ઉલમા દિલ્હી, કાનપૂર, બદાયૂં...વગેરેથી બોલાવવામાં આવતા હતા.

તાલિબોને ઈન્આમ, તોહફા આપતા.

❶ 'મજૂઝહ ઈમારતે જામિઆ હિદાયત, જયપુર' (PROPOSED BUILDING JAME-A-HIDAYAT, JAIPUR) પાનું ૨, ૩

સૂરત, વલસાડ, દિલ્હી, બદાયૂં અને બીજા દૂર દૂરના સ્થળોએથી તાલિબો ઈલ્મ મેળવવા માટે આવ્યા કરતા હતા. અને તેમના રહેવા-જમવાની બેહતરીન વ્યવસ્થા કરવામાં આવતી હતી.

4

## દીનના પ્રચાર માટે ગામે ગામ મુબલ્લિગો મોકલતા

આપને જ્યારે એ જાણ થઈ કે જયપુરના ઈલાકાના ગામડાંઓમાં રહેતાં મુસલમાનો મઝહબથી અજાણ છે તો આપે બે (૨) મુબલ્લિગો (પ્રચારકો) આ હેતુથી નિમ્યા કે જયપુર રિયાસતમાં પૂર્વ અને પશ્ચિમ વિભાગમાં દરેકે દરેક કસ્બા અને ગામડામાં જઈને નમાઝ, રોઝહ અને શરીઅતના અહકામના મસાઈલની તા'લીમ આપતા રહે.

એ મુબલ્લિગોને પ્રોગ્રામ પોતે જ બનાવીને આપતા હતા. અને તેમનો બધો ખર્ચ પોતે ભોગવતા હતા. અને તે મુબલ્લિગોને ખાસ સૂચના હતી કે ખાવાનું અથવા (ગાડી) ભાડું કે કોઈ પણ પ્રકારનું નઝરાણું કોઈ જગાએથી સ્વીકારે નહિ. જેની તપાસ દવરહના વખતે પોતે જ કરતા રહેતા હતા.

એ જ પ્રમાણે અમદાવાદ, સૂરત, વલસાડ, નંદરબાર અને બીજા શહેરો અને સ્થળોએ મુરીદો મારફતે મસ્જિદોના બાંધકામો અને મદ્રસાઓની સ્થાપનાની પણ કાળજી રાખતા હતા. દરેક સ્થળે મરામતને લાયક મસ્જિદોની મરામત અને બાંધકામના માટે સ્થાનિક લોકોને તૈયાર કરીને અને બીજા સ્થળોએ પોતાના મુરીદોથી એના બાંધકામ, વિસ્તરણ અને મરામતમાં મદદ કરવા માટે કોશિશ કરતા રહેતા.[1]

---

[1] 'શમ્એ હિદાયત' પા. ૧૯૩, ૧૯૪

5

## મસ્જિદ અને મદ્રસાની આવક તથા હોસ્ટેલ માટે બે માળની ભવ્ય ઈમારત બનાવી !

મદ્રસા તા'લીમુલ ઈસ્લામની દિન-પ્રતિ-દિન ઈલ્મી તરક્કી અને ખ્યાતિના કારણે દૂર દૂરના સ્થળેથી તાલિબો (વિદ્યાર્થીઓ) ઈલ્મ હાસિલ કરવા માટે જયપુર આવવા લાગ્યા. બહારના તાલિબોના સતત આગમનના કારણે દાદા હઝરત સાહબ (રહ.)ને ખ્યાલ આવ્યો કે આ બહારના તાલિબોના રહેવાના માટે ભાડેનું મકાન લઈને હંગામી વ્યવસ્થા કરવાના બદલે એક અલગ 'દારુલ ઈકામહ' - વિદ્યાર્થી હોસ્ટેલ બનાવી દુકાનો ભાડે આપવામાં આવે તો તેની આવકના કારણે મસ્જિદ અને મદ્રસાના નિભાવના માટે ચંદા ઉપર આધાર રાખવાની જરૂરત ન રહે.

આપની આ ખ્વાહિશ અને આરઝૂ ખુલૂસ, લિલ્લાહિય્યત, ઈસ્લામી હમદર્દી અને દીની ખિદમતની ભાવના પર આધારિત હતી એટલે ફઝલે રબ્બાની અને તાઈદે ઈઝદી (અલ્લાહની મદદ) પર ભરોસો કરીને આપે રિયાસતે જયપુર (સરકાર) પાસે મિરઝા ઈસ્માઈલ રોડ પર જમીનનો એક વિશાળ પ્લોટ ખરીદી લીધો.

નીચે શોપિંગ સેન્ટર અને ઉપર બે માળની વિદ્યાર્થી હોસ્ટેલનો વિશાળ અને ભવ્ય તેમજ લાખો રૂપિયાના અંદાજીત ખર્ચનો પ્લાન તૈયાર કરાવી અલ્લાહના ભરોસે પાયો નાંખી કામ શરૂ કરી દીધું.

### ફરિશ્તાઓ પણ બાંધકામ કરતા હતા !

આ બનાવ અગાઉ જુદા સંદર્ભમાં આવી ગયો છે છતાં અહીં પાછો લખું છું.

જ્યારે આ બે માળની ઈમારતનું કામ ચાલુ હતું ત્યારે મુનશી ઈનાયતુલ્લાહ પોતાના રહેવાના માટે મકાન બનાવતા હતા.

એક દિવસે તેઓ ફરમાવવા લાગ્યા કે,

"હઝરત મૌલાના ! આ વાત મારી સમજમાં નથી આવતી કે આપને ત્યાં મઝદૂરની એક જોડી (કામ કરે છે) અથવા એક મઝદૂર અને એક કારીગર (કડિયો) કામ કરે છે અથવા બે મઝદૂર અને બે કારીગર કામ કરે છે!

મારે ત્યાં બે, ત્રણ કે ચાર જોડી મઝદૂર કામ કરે છે!

છતાં પરિણામ એ આવે છે કે આપને ત્યાં કામ વધારે થાય છે અને મારે ત્યાં ઓછું થાય છે!

આ વાત મારી સમજમાં નથી આવતી !"

ઈદૂમિયાં જેઓ મિસ્ત્રી (બાંધકામના નિષ્ણાત) હતા તેઓ હઝરતના બાંધકામોમાં સહાયક હતા. તેઓ પણ હઝરતની સાથે હતા.

હઝરત સાહબે (મુનશી ઈનાયતુલ્લાહ)થી ફરમાવ્યું કે,

"હાં, આપની વાત સાચી છે!"

મુનશી સાહબ ખામોશ થઈ ગયા.

થોડે દૂર ગયા પછી હઝરત ફરમાવવા લાગ્યા,

"ઈદૂમિયાં ! તમે જોયું મુનશીજી તમને શું ફરમાવી રહ્યા હતા ?"

તેમણે કહ્યું,

"હાં, હઝરતજી! આ વાત સમજમાં નથી આવતી!"

હઝરતે ફરમાવ્યું કે,

"ઈદૂમિયાં! તેઓ સાચું કહેતા હતા!

હું મારી આંખોથી જોઉં છું કે જે કામ કડિયાઓ અધૂરું છોડી જાય છે તેને ફરિશ્તાઓ પરિપૂર્ણ કરી લે છે!" ❶

સુબ્હાનલ્લાહ!

જે કામમાં ફરિશ્તાઓ ભાગ લેતા હોય તે કામ ઝડપથી કેમ ન થાય?

## હુઝૂર (સલ.) તશરીફ લાવ્યા!

'કુતૂહુલ હર્મૈન'માં દાદા હઝરત સાહબ (રહ.) પોતે લખે છે કે,

મેં અલ્લાહ તઆલાના ફઝલથી, 'મદ્રસએ તા'લીમુલ ઈસ્લામ' હિજરીસન ૧૩૩૦ માં આ મસ્જિદ (મસ્જિદે હેઝુમફરોશાં)માં ચાલુ કર્યો છે, તેના ખર્ચ (નિભાવ)ના માટે એક બે માળનું મકાન, અજમેરી દરવાજાની બહાર બંધાવ્યું છે.

એ મકાનના ભાડાની આવકથી મદ્રસો ચાલી રહ્યો છે.

એ મકાન તૈયાર થયું ત્યારે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે મકાનની છત પર તશરીફ ફરમાવેલ છે. ❷

---

❶ 'જામિઆકી કહાની બાનીએ જામિઆકી ઝબાની'
'હિદાયત' ઉર્દૂ માસિક જિ. ૩, અંક ૨+૩, પા. ૨૯

❷ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પાનું ૩૯, ૭૬ ઉર્દૂ પાનું ૪૭

## સંકટોનો સામનો

કેટલાક સ્વાર્થી અને દુનિયાના લાલચુ લોકો વકફની મિલ્કતોને હડપ કરી જતા પણ અચકાતા નથી. એટલું જ નહિ બલ્કે પોતાનો સ્વાર્થ સાંધવા માટે મોટી બુઝુર્ગ હસ્તીઓ પર કીચડ ઉડાડવાની કોશિશ કરતા પણ શરમાતા નથી.

દાદા હઝરત સાહબ (રહ.)ને પણ આવી ગંદી મનોવૃત્તિવાળા લોકોનો સામનો કરવો પડયો. કોર્ટ કચેરીઓમાં પણ જવું પડયું અને જાહેર જનતાને સાચી હકીકતથી વાકેફ કરવા માટે એક વિસ્તૃત પોસ્ટર (ભીંતપત્ર) પણ પ્રગટ કરવું પડયું. મજકૂર 'જાહેર ખુલાસો' ઐતિહાસિક અને દસ્તાવેજી મહત્ત્વ ધરાવે છે અને એમાંથી અનેક મહત્ત્વની વાતો જાણવા મળે છે એટલે મૂળ ઉર્દૂ ભાષા અને ગુજરાતી લિપિમાં એને અહીં નકલ કરવું જરૂરી જાણાય છે.

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

### ગલત ફહમીયોંકા ઈઝાલહ [1]

'જાઅલ્ હક્કુ વ-ઝ-હ ક્લ્ બાતિલ.
ઈન્નલ બાતિલ કા-ન ઝહૂકા.' [2]

બિરાદરાને ઈસ્લામ !

ચંદ રોઝસે જયપુરમેં બા'ઝ ઈસ્લામી ઈદારોં [3] ઔર ઉનકે

---

[1] ગેરસમજોનું નિવારણ

[2] સૂરએ 'બની ઈસ્રાઈલ' આયત ૮૧
ભાવાર્થ : સત્ય (દીન) આવ્યું અને અસત્ય (કુફ્ર) નીકળી નાઠું !
બેશક, અસત્ય તો એમ જ નીકળી નાસનાર છે.

[3] સંસ્થાઓ

કારપરવાઝોં❶કે મુતઅલ્લિક મુસલમાનોંમેં ગલત પ્રોપેગન્ડેકી વજાહસે ઈન્તિશારે રાઈ રૂનુમા હુવા કે જો કવમી ખિદમત કરનેવાલોં ઔર ઈસ્લામ ઔર મુસલમાનોંસે હમદર્દી રખનેવાલોંકે લિએ નિહાયત અફસોસનાક હે.

અગર ઠંડે દિલસે ગૌર કિયા જાએ તો મઅલૂમ હો જાએગા કે ઈસકા અસલી સબબ વહી કવમી જહાલત ઔર બેઈલ્મી હે જો જબીને ઈસ્લામ પર એક બદનુમા દાગ હે. ચુનાંચે ઈસકે નતાએજકે તવર પર હસદ, કીનહ, ખૂદગરઝી, ઔર મુનાફકત ભી બહોત ઝોર શોરસે કુછ દિનોંસે કારફરમા હે.

જ્યપુરકી વાહિદ ઈસ્લામી દર્સગાહ 'મદ્રસએ તા'લીમુલ ઈસ્લામ' ઔર મેરી ઝાતકે મુતઅલ્લિક ભી બા'ઝ ઈનાયત ફરમા સરગર્મ અમલ નઝર આતે હૈં. ઔર ઐસા મા'લૂમ હોતા હે કે ઈસ્લામ ઔર મુસલમાનોંકા દર્દ અબ તો તન્હા ઈન્હી કો હી હે ! ઔર બકિયહ કવમી ખાદિમ ખુસૂસન મૈં નિહાયત ગદ્દાર ઔર ખાઈને કવમ હૈં ! ઔર ન સિર્ફ ઈસી કદર હે બલ્કે યેહ બયાન કિયા જાતા હે કે મૈં મદ્રસાકી દૂકાનાતે મવકૂફહ કો અપની મિલ્કિય્યત બતાતા હૂં ! ઔર ઈસી કિસમકી દીગર ખુરાફત મશહૂર કરતે ફિરતે હૈં !

'લઅનતુલ્લાહિ અલલ કાઝિબીન'❷

નઝર બર આં ઝુરૂરી મા'લૂમ હોતા કે અબ હકીકત પરસે પરદહ ઉઠાયા જાયે ઔર હકાએક વ વાકિઆતકો આમ મુસલમાનોંકે ઈલ્મમેં લાયા જાયે તા કે ઈસ બદઝનીસે બચેં જો શરઅન ગુનાહ હે ઔર ઈસકા મઆલેકા મુસલમાનોંકે લિએ દુન્યા વ આખિરત કી રુસ્વાઈ હે વ બસ.

---

❶ કાર્યકર્તાઓ

❷ સૂરએ 'આલે ઈમ્રાન' આયત ૬૦
ભાવાર્થ : જેઓ જૂઠા છેતેઓ પર અલ્લાહની લઅનત કરીએ.

'યા અય્યુહલ્લઝી-ન આમનુજ્તનિબૂ ક્સીરમ મિનઝઝન્નિ ઈન્ની બઅ્દઝ્ઝન્નિ ઈસ્મુંવ વલા તજસ્સસૂ વલા યગતબ્ બઅ્દુકુમ બઅ્દા.'❶

વાકેઆ યેહ હે કે મદ્રસેકા એક મકાન લબે સડક જો અર્સેહ સે મદ્રસે કે કબ્ઝેમેં હે ઔર માલે વકફ સે ઈસકી તા'મીર હૂઈ હે, ઈસકો નાઈબ ફવજદાર એહસાન અલીખાં સાહબને અદાલતે સબ જજીમેં અપને વાલિદ હાજી મુહમ્મદ અલી ખાં સાહબકા બનાયા હુવા ઔર અપના મમ્લૂકહ હોના બયાન કિયા થા ! જિસકી તાઈદમેં બા'ઝ હેઝુમ ફરોશ,❷ માલે વકફ કે ખિલાફ અદાલતમેં શહાદત દે આએ !

(કાબિલે લિહાઝ યેહ અમ્ર હે કે હાજી મુહમ્મદઅલી ખાં સાહબકા ઈન્તેકાલ ૧૨, સિતમ્બર, ૧૯૧૨ ઈસ્વીસન મેં હુવા હે ઔર યેહ મકાન મદ્રસા તા'લીમુલ ઈસ્લામકી ઈમારતકે સાથ ૧૯૧૬ ઈસ્વીસન કે બાદમેં તા'મીર હુવા હે.)

જબ મુઝકો ઈસકા ઈલ્મ હુવા તો મૈંને ઉનકો એક નોટીસ કે ઝરીયહ મુત્તલેઅ કિયા કે યેહ મકાન માલે વકફ સે બના હે ઔર મદ્રસા કે કબ્ઝામે હે. લેકિન નાઈબ ફવજદાર સાહબને નોટીસ લેનેસે ઈન્કાર કર દિયા. મજબૂરન ૧૨, જૂન, ૧૯૩૩ ઈસ્વીસનકો મકાને મઝકૂર કે મુતઅલ્લિક સબ જજીમેં ઈસ્તિકફાર હકકી નાલિશ મૈંને બહેશિયતે મુતવલ્લી વ મુહતમિમે વકફ દાઈર કર દી.

---

❶ સૂરએ 'હુજોરાત' આયત ૧૨
ભાવાર્થ : હે ઈમાનવાળાઓ ! ઘણી ખરી ધારણાઓથી દૂર રહો, કેમ કે કેટલીક ધારણાઓ પાપ હોય છે, અને કોઈ (ના એબ)ની જાસૂસી ન કરો, અને એક બીજાની ગીબત (નિંદા) ન કરો.

❷ હેઝુમફરોશ = જલાવ લાકડાં વેચનાર

ઈસકે બાદ ૧૩-૧૪, જૂન, ૧૯૩૩ ઈસ્વીસનસે બીરૂને અજમેરી દરવાઝા કે બાઝ હેઝુમ ફરોશોં મેં એક ગયર આઈની ઈઝિતરાબ રૂનુમા હુવા જિસકી ગરઝ યેહ મા'લૂમ હૂવા કે વોહ દુકાનાતે મવકૂફહ પર ગયર આઈની તૌરસે કબ્ઝા કરના ચાહતે હૈં ઔર ઈસ જાએદાદે મવકૂફહકો બિલા શિરકતે તમામ મુસલમાને જયપુર ખાલિસ અપની જાએદાદ બનાના ચાહતે હૈં.

ચુનાંચેહ દુકાનાતે મદ્રસાકે કિરાયહદારોંસે કહા ગયા કે કિરાયહ હમકો દો ઔર મુહતમિમ મદ્રસા કો મત દેના, ઔર ઈસી કે સાથ કબ્ઝા કરનેકે લિએ બઅઝ કારવાઈયાં શુરૂઅ કરદીં. ચૂંકે યેહ કારવાઈયાં ખિલાફે કાનૂન થીં ઔર ઉનકી તેહમેં પોશીદહ તૌરસે ઝિમ્મહદાર શખ્સિયતેં કામ કર રહી થીં ઈસ લિએ ઝુરૂરત પેશ આઈ કે ઉનકે ખિલાફ ભી બહેશિયતે મુતવલ્લી વ મુહતમિમ અદાલતી કારવાઈ કી જાએ. ઈસી બિના પર બઅઝ હેઝુમ ફરોશોં કે ખિલાફ ભી અદાલતમેં ચારહજૂઈ શુરૂઅ કર દી ગઈ.

ચૂંકે યેહ શવરિશ મહઝ હસદ, નફસાનિયત ઔર ઝાતી અગરાઝ કી બિના પર હે ઈસ લિએ ઝુરૂરત મેહસૂસ હૂઈ કે મૈં મુસલમાનાને જયપુર કો અપની હયશિયત ઔર મદ્રસા કે મુતઅલ્લિક મજમલન મુત્તલેઅ ઔર બાખબર કર દૂં તાકે મુસલમાન કિસી ગલત ફહમી મેં મુબ્તલા ન હોં ઔર ઈન હસ્તિયોંકો અચ્છી તરહ ખૂબ સમઝ લે જો સિર્ફ જાહાલત વ હસદ કી વજાહસે ઈસ કવમી અમાનત કો અપને ઝાતી અગરાઝ વ મકાસિદ પર કુરબાન કરના ચાહતી હૈં !

મૈંને ઈસ મદ્રસા તા'લીમુલ ઈસ્લામ ઔર દુકાનાતે મદ્રસાકી ઈમારત તનહા બિલા શિરકતે ગયર બનાઈ હે. ઔર ઈસ કવમી કામકો સિર્ફ ખુદા પર ભરોસા કરકે શુરૂઅ કિયા જિસકે બેહતરીન નતાઈજ

આજમુસલમાનોંકે સામને હૈં. ચુનાંચે ખુદાકા શુક્ર હે કે પચાસ (૫૦) સે ઝાઈદ તલ્બા મુખ્તલિફ યૂનિવર્સિટીયોંસે કામિયાબ હો કર બર સરે કાર હો ગએ.

ઈન હર દો ઈમારાતકે લિએ મૈંને મુસલમાનોં સે ચંદા કિયા જિસમેં ઝાઈદતર ઈમ્દાદ બલસાર, બમ્બઈ, અફરીકા, વગયરહ કે ઉન મુસલમાનોંકી હે જો મુઝ સે ઈરાદતમંદી રખતે હૈં. મુસલમાનાને જયપુરકા ભી કદરે ઈમ્દાદ મેં શાએઅ હોગી. ઔર ઈસ સે હી બિત્તફસીલ યેહ મા'લૂમ હોગા કે કિસ કદર ઈમ્દાદ જયપુરકે મુસલમાનોંકી હે ઔર કિસ કદર બીરૂની મુસલમાનોંકી. ઔર નીઝ મદ્રસા કી તમામ ઈલ્મી તરક્કી ઔર નઝમ વ નસ્ક મા'લૂમ હો જાએગા. (મુસલમાન મુન્તઝિર રહેં)

ચૂંકે યેહ હર દો ઈમારતે મવકૂફહ હૈં, ઈસસે તમામ મુસલમાનોંકા મફાદ વાબસ્તા હે ઈસ લિએ કિસી શખ્સે વાહિદ યા કવમ કો કિસી ક઼િસમકા મખ્સૂસ હક નહીં. ક્યૂંકે માલે મવકૂફહ શરઅન કિસીકી મિલ્કિય્યત નહીં હોતા. ઈસી વજહસે મૈંને ઈમારત પર પથ્થર ભી નસબ કરા દિએ હૈં કિ :-

"યેહ ઈમારત વકફ હે."

ઔર કાનૂની તરીકહસે ભી અદાલતોંમેં સાફ તૌરસે વાઝેહ કર દિયા હે.

મદ્રસાકી માલી હાલત યેહ હે કે :-

- ઈસ વકત કિરાયએ દુકાનાત વ મકાનાત ૧૧૩ (એકસો તેરહ) રૂપિયે હે.
- ઔર મુસ્તકિલ ચંદા માહાનહ તકરીબન ૧૫ (પંદરહ) રૂપિયે વુસૂલ હોતા હે.

- ઈસ તરહ કુલ એકસો અઠ્ઠાઈસ (૧૨૮) રૂપિયે માહવાર મુસ્તકિલ મદ્રસા કે મહાસિલ હે.
- ઈન હર દો મદાત કે સિવા કુછ ગયર મુસ્તકિલ આમદની ભી હે જો મદ્રસાસે હમદર્દી રખનેવાલે મુસલમાન વકતન ફવકતન દેતે રેહતે હૈં.

મદ્રસાકે મસારિફ યેહ હૈં :-

- મુદર્રિસીનકી તન્ખવાહ ૧૬૩ (એકસો તરસઠ) રૂપિયે
- ઔર તલ્બા કે વઝાઈફ વ ખરીદે કુતુબ વ દીગર મુતફર્રિકાત તકરીબન ૨૦ (બીસ) રૂપિયે હોતે હૈં.
- ચુનાંચે ઈસ તરહ ૧૮૩ (એકસો તિરાસી) રૂપિયેકા ખર્ચ હે.
- ૫૫ (પચપન) રૂપિયે માહવાર કે કરીબ મસારિફમેં કમી વાકેઅ હો રહી હે. જિસકી તલાફી મખ્સૂસ ઈમદાદોંસે હોતી હે.

ઈસ કલીલ આમદનીમેં બેશક આ'લા પયમાનહ પર મદ્રસાકા ચલાના ઔર ઈસકે નઝમ વ નસ્ક કો કાઈમ રખનેકી અહમિયત કો હઝરાત ખૂબ સમજ સકતે હૈં જિનકા ઈલ્મ ઔર ઈલ્મી ઈદારોં સે તઅલ્લુક હે.

બઅઝ હઝરાતસે યેહ એતરાઝ ભી સુના ગયા હે કે મૈંને મદ્રસામેં અપને લડકે મુલાઝિમ રખ લિએ હૈં ચુનાંચે અબ દેખના યહ હે કે મૈંને ઈસ બારહમેં કયા ખિલાફે દયાનત કારવાઈ કી હે :-

- મેરા લડકા મુહમ્મદ અબ્દુલ હય હે જો મૌલવી આલિમ, મૌલવી ફાઝિલ, ફાઝિલે અદબ, મુનશી ફાઝિલ, મુનશી કામિલ, ફાઝિલ ઉર્દૂ ઔર મેટ્રીક હે જિસકે મદ્રસાસે સિર્ફ ૪૦ (ચાલીસ) રૂપિયે માહવાર મુકર્રર હે ઔર સિર્ફ ૩૦ (તીસ) રૂપિયે માહવાર

બવજાહે કિલ્લતે આમદની વોહ ખૂદ લેતા હે ઔર ૧૦ (દહ) રૂપિયા માહવાર મદ્રસામેં બતૌરે ઈમ્દાદ દેતા હે !

- ક્યા હિન્દુસ્તાનમેં કોઈ ઐસા શખ્સ હે કે જો ઈલાહાબાદ ઔર પંજાબ યુનિવર્સિટીયોંકી ઈસ કદર ડિગ્રીયાં રખનેવાલા સિર્ફ ઈતની કલીલ તનખ્વાહ પર કનાઅત કરે ? સિર્ફ મેરી વજાહસે ઔર મદ્રસાકે જો ઉસ પર હક હૈં ઉસ બિના પર વોહ યહ કામ કર રહા હે.
- ઈસી તરહ મુહમ્મદ અબ્દુલ કય્યૂમ કી ૨૫ (પચ્ચીસ) રૂપિયે તનખ્વાહ હે જિસમેં સે ૫ (પાંચ) રૂપિયહ માહવાર મદ્રસાકે ઈમ્દાદી સીગહમેં લિએ જાતે હૈં. જો મુનશી ફાઝિલ (પંજાબ) ઔર ઉર્દૂ આ'લા કાબેલિયત (ઈલાહાબાદ) પાસ શુદહ હે.
- યેહ સૂરત મહઝ ઈસલિએ ઈખ્તિયાર કી ગઈ હે કે મદ્રસાકી આમદની મોજૂદહ હાલતકો કાએમ રખનેકે લિએ કત્અન નાકાફી હે.

મુઅતરઝીન હઝરાતસે મૈં દરખ્વાસ્ત કરતા હૂં કે વોહ મુહમ્મદ અબ્દુલ હય વ મુહમ્મદ અબ્દુલ કય્યૂમકી મસાવિશાનહ કાબેલિયત વ તજરબહ કે મુદર્રિસીન મદ્રસેકે લિએ મુહય્યા કર દેં તો મૈં બખૂશી અપને દોનોં લડકોં કે બજાએ ઉનકો લેનેકે લિએ તૈયાર હૂં.

યેહ હૈં વોહ હાલાત જિસકે મુતઅલ્લિક આજ જયપુરમેં બઅઝ હસ્તિયાં ગયરઝિમ્માદારાના તરીકાસે ખિલાફે દયાનત પ્રોપેગંડા કર રહી હૈં. ઉસૂલે ઈસ્લામ વ ઈમાન ઔર ઈન્સાફકો બાલાએ તાક રખકર અપની ગંદા ઝહનિયતકા મુઝાહિરહ કિયા જા રહા હે ઔર ઈસ ગયર શરીફાનહ પ્રોપેગંડેસે મુસલમાનોંકો હમનવા બનાનેકી લગ્વ કોશિશ કી જા રહી હે.

યાદ રખિએ ! કિસી કવમ કે જુહલાકા કિસી દીની યા દુન્યવી

કામમેં ઝરા ભી અહમિયત વ ઈકતેદાર હાસિલ હોના ઉસ કવમકી તબાહીકા પેશ ખયમા હે. હમારી મુસ્લિમ કવમ કી ઈસસે ઝિયાદહ કયા બદબખ્તી હો સકતી હે કે પેહલે હી મસાબકતે ઈલ્મીમેં તમામ અકવામસે પીછે હૈં લેકિન બાવજૂદ ઈસ ઈલ્મી ઈન્હિતાત કે ઈસ કવમ કે જાહિલ અફરાદ ન સિર્ફ ખૂદ જહાલત પર કનાઅત કરેં બલ્કે દૂસરોંકો ભી શમ્એ ઈલ્મકી રોશનીસે મેહરૂમ કરનેકે લિએ અપની અહમકાનહ સરગરમિયોં ઔર લગ્વ પ્રોપેગંડેકી ફૂંકોસે બુઝાકર દોનો જહાનકી રૂસિયાહી હાસિલ કરના ઝઅમે ખૂદ તુગરએ ઈમ્તિયાઝ સમઝતે હે !

ફવઆ અસફા ![1]

લિહાઝા ઈલ્મદોસ્ત મુસલમાનાને જયપુરસે ઈસ્તેદઆ હે કે જુહલા કે ગલત પ્રોપેગંડેસે મુતઅસ્સિર હો કર કવમકો જહાલત વ તબાહી કે ગારમેં ન ધકેલે !

મૈં સાફ તૌરસે ઈસ અમ્રકા એ'લાન કરતા હૂં કે મૈંને ખૂદ દૂકાનાતે મવકૂફહ કો બનાયા હે. ઔર મૈં હી ઈસકા બાની વ મુતવલ્લી હૂં. લિહાઝા જબ તક ઈમારત કી તકમીલ ન હો જાએ મૈં હર તરહ કાનૂન ઔર શરઅન ઝિમ્માદાર હૂં કે ગાસિબોંકી દસ્ત બુર્દ સે બચાઉં ઔર બઅદ તકમીલે ઈમારત ઈસ કવમી અમાનત કો જયપુરકે ઉન મુસલમાનોંકે હવાલહ કર દૂં જો ઈસ અમાનતકી નિગરાનીકી અહલિય્યત રખતે હૈં. કયૂંકે દુન્યામેં કોઈ ઈલ્મી ઈદારહ અબ તક જાહિલોંકે હવાલહ નહીં કિયા ગયા હે ઔર ન કિયા જા સકતા હે. ઔર ન શરઅન અયસે લોગ ઈસ દીની મદ્રસા કે એહતિમામ વ ઈન્તેઝામ કે અહલ કરાર દિએ જા સકતે હૈં. જોકે જહલ કો ખુદાકી બેહતરીન નેઅમત ઔર ઈલ્મ હાસિલ કરનેકો ગુનાહે અઝીમ સમઝતે હૈં ! બલ્કે

---

[1] અરેરે ! કેટલી કરુણતા !

ઈસ દીની મવકૂફહ મદ્રસા ઔર ઈસકી ઈમારતકો બઝઅમે ખુદ રિયાસતકે હવાલહ કરના ચાહતે હૈં !

બરીં અક્લોદાનિશ બબાયદ ગિરીસ્ત ![1]

મુઝે ઉમ્મીદ હે કે મુસલમાનાને જયપુર અસલ હકીકત પર મુત્તલેઅ હોને કે બાદ કિસી ગલત ફહમીમેં મુબ્તલા ન હોંગે.

રહા મદ્રસાકે માલી હાલત ઔર ઈન્તેઝામી હાલતકા જાઈઝહ લેના તો યેહ હર મુસલમાન જો મદ્રસાસે હમદર્દી રખતા હે ઈસ્લામી હેશિયતસે હર વકત લે સકતા હે ઔર ઈસકે હમદર્દાનહ મશ્વરહ કો જો મકાસદે મદ્રસે કે મુઆવિન હો મૈં કુબૂલ કરને કો તૈયાર હૂં. ફકત

મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી

બાની વ મુતવલ્લી, મદ્રસા તા'લીમુલ ઈસ્લામ, જયપુર

### મસ્જિદ અને મદ્રસાનો વહીવટ કમિટિને સોંપ્યો

જ્યારે ઈમારતનું કામ પૂર્ણ થઈ ગયું ત્યારે દાદા હઝરત સાહબ (રહ.)એ ઉપરોકત પોસ્ટરમાં વચન આપ્યા પ્રમાણે મસ્જિદે હેઝુમફરોશાં, મદ્રસા તા'લીમુલ ઈસ્લામ અને તેના નિભાવ તથા હોસ્ટેલ માટેની બે માળની ભવ્ય, વિશાળ ઈમારતનો વહીવટ અને સંચાલન કરવા માટે પાંચ સભ્યોની એક કમિટિ બનાવી. એ કમિટિમાં જયપુરના કાબિલતરીન શખ્સોની નિમણૂંક કરીને તેઓને મજકૂર અવકાફનો કારભાર સોંપી દીધો અને પોતે એનાથી અલિપ્ત થઈ ગયા.

હઝરતે જે આશાથી પાંચ સભ્યોની કમિટિને કારભાર સોંપ્યો હતો તે આશા પૂરી ન થઈ. પાંચ કાબેલ શખ્સોની કમિટિ પણ એનું યોગ્ય સંચાલન કરી ન શકી. પરિણામે એમાં કંઈ વધારો કરવાની વાત

---

[1] આવી બુદ્ધી અને સમજશકિત પર રડવું જોઈએ !

તો દૂર રહી, બલ્કે આ શિક્ષણ સંસ્થાની અસલ હેશિયત અને કક્ષાને પણ જાળવી ન શકી અને એ જ દારુલ ઉલૂમ (મદ્રસા તા'લીમુલ ઈસ્લામ) આજે એક મામૂલી મકતબની દશામાં આવીને ઝુબાને હાલથી પોતાની કરુણ દાસ્તાન વ્યકત કરે છે!

બ બીં તફાવુતે રહ અઝ કુઝાસ્ત તા બ કુજા.

બંને માર્ગોનો તફાવત કેટલો મોટો છે તે જુઓ!

આ એક હકીકત છેકે અલ્લાહવાળાઓ, અલ્લાહના નેક બંદાઓ પોતાના ખુલૂસ (શુદ્ધ ભાવના), નિ:સ્વાર્થતા અને ગેબી મદદના કારણે એકલા જે કામ કરી શકે છે તે અનેક સામાન્ય માણસો ભેગાં મળીને, વરસોમાં પણ કરી શકતા નથી.



6

## 'હિદાયત મસ્જિદ'નું નિર્માણ

'મસ્જિદે હેઝુમ ફરોશાં', 'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ' અને તેના નિભાવ તથા હોસ્ટેલ માટેની બે માળની ઈમારત પૂર્ણ કરીને તેનો વહીવટ પાંચ સભ્યોની કમિટિને સોંપીને ફારિગ થયા બાદ દાદા હઝરત સાહબ (રહ.)એ બીજા નવા અવકાફની સ્થાપના તરફ ધ્યાન આપ્યું.

જયપુરમાં હાલુકાન મહોલ્લામાં આપે એક મકાન ખરીદ્યુ. એ મકાનને તોડીને તેની જગાએ આપે એક નવી મસ્જિદ, એક નવો દીની મદ્રસા અને મહેમાન ખાનું બનાવ્યા. એ મસ્જિદ 'હિદાયત મસ્જિદ'ના નામથી મશહૂર છે. અને એ નવા મદ્રસાનું નામ 'મદ્રસા તજવીદુલ કુર્આન' છે.

'હિદાયત મસ્જિદ' નાનકડી છે પરંતુ ઘણી ખૂબસૂરત અને કળા-કારીગીરીના નમૂના સમાન તેમજઅતિ બરકતવંતી મસ્જિદ છે.

## 'હિદાયત મસ્જિદ'માં હુઝૂર (સલ.)ની ઝિયારત

'હિદામત મસ્જિદ'માં દાદા હઝરત સાહબ (રહ.)ને ત્રણ વખત હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક ઝિયારત થઈ હતી જેનું વર્ણન આપ (રહ.)એ પોતાની કિતાબ 'ફુતૂહુલ હર્મૈન'માં કરેલું છે.

આપ (રહ.) લખે છે કે :-

મેં અલ્લાહ તઆલાના ફઝલથી એક (હિદાયત) મસ્જિદ જયપુરમાં હાલુકાન મહોલ્લામાં હવે બનાવી છે. તેમાં બેઠો હતો કે કંઈક ગુનૂદગી (ઘેન) જેવી આવી.

તે વખતે મારા પગનાં તળિયાં, એટલેકે નીચેનો હિસ્સો મદીના મુનવ્વરાની તરફ હતો.

મેં જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ તશરીફ લાવ્યા. પરંતુ મારા પગના તળિયાં મદીના મુનવ્વરાની તરફ હતાં તેને જોઈને નાખૂશ થયાનાં ચિન્હો પ્રગટ થયા અને આપની મુબારક ઈચ્છા એવી જાણવા મળી કે મદીનએ પાકની તરફ

- ન પીઠ કરવી જોઈએ,
- ન પગ લંબાવવા જોઈએ,
- ન પગના તળિયા તે તરફ કરવા જોઈએ.

એમ કરવું અદબના ખિલાફ છે.

તે દિવસથી હું એનો વધારે ખ્યાલ રાખું છું, અને હરેક ઉમ્મતીએ, હરેક મુલ્કમાં મદીનએ મુનવ્વરહના અદબનો લિહાઝ રાખવો જોઈએ.

અદબ મોટી નેઅમત છે. અને

બેઅદબી મોટી ગુસ્તાખી અને બદનસીબી છે.

શરફુલ ઈન્સાને બિલ ઈલ્મે વલ અદબ,
ઈન્સાનની બુઝુર્ગી ઈલ્મ અને અદબ વડે છે,

વલા બિલ માલે, વલા બિન્નસબ.
માલકે વંશ-કુળ તથા ખાનદાનના કારણે નથી.

અઝ ખુદા ખ્વાહેમ તવફિકે અદબ,
અમે ખુદાથી અદબની તવફિક ચાહિએ છીએ.

બેઅદબ મેહરૂમ માનદ અઝ ફઝલે રબ.
કારણકે બેઅદબ ખુદાના ફઝલથી મેહરૂમ રહે છે.

બે અદબ તનહા ન ખુદરા દાશ્ત બદ,
બેઅદબ માત્ર પોતાનું જ બૂરું કરતો નથી,

બલ્કે આતિશ દર હમા આફાક ઝદ.
બલ્કે તમામ જહાનમાં આગ લગાવી દે છે.(1)

## 'હિદાયત મસ્જિદ'માં હુઝૂર (સલ.)ની બીજી વખત ઝિયારત

'કુતૂહુલ હર્મૈન'માં બીજો બનાવ આપ (રહ.)એ આ પ્રમાણે લખ્યો છે :-

---

(1) 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પ્રથમ આવૃત્તિ પા. ૩૬,૩૭ બીજી આવૃત્તિ પા. ૭૩,૭૪ઉર્દૂ પા. ૪૪,૪૫

મેં એક મસ્જિદ અજમેરી દરવાજાની અંદર, હાલુકાન મોહલ્લામાં ઈસ્વીસન ૧૯૪૪, જેને પાંચ વર્ષ થયાં, મારા મકાનની નજીક બંધાવી છે. જેનું નામ 'હિદાયત મસ્જિદ' છે.

તેમાં મેં એક વખતે જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ અને અમીરુલ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) તશરીફ ફરમાવેલ છે!❶

## 'હિદાયત મસ્જિદ'માં હુઝૂર (સલ.)ની ત્રીજી વખત ઝિયારત

'હિદાયત મસ્જિદ'માં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ત્રીજી વખત ઝિયારત થયાનો બનાવ આપ (રહ.)એ 'કુતૂહુલ હર્મૈન'માં આ પ્રમાણે લખ્યો છે :-

એક વખત એ જ '(હિદાયત) મસ્જિદ'માં જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલામ અને
હઝરત સૈયદ ઈમામ અલી શાહ સાહબ (રત્રછત્રવાળા)(રહ.), મારા દાદા પીર તશરીફ ફરમાવેલ છે.

એ જ 'હિદાયત મસ્જિદ'માં આગળ એક વખતે થયેલી (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતનું વર્ણન ઉપર લખી ચૂકયો છું, જે અદબના વિશે છે.

ગરઝ કે, એ જ '(હિદાયત) મસ્જિદ'માં (મને) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ત્રણ વખત ઝિયારત થઈ.❷

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પ્રથમ આવૃત્તિ પા. ૩૯
બીજી આવૃત્તિ પા. ૭૬ ઉર્દૂ પા. ૪૭

❷ 'કુતૂહુલ હર્મૈન' ગુજ. પ્રથમ આ. પા. ૪૦ બીજી આ. પા. ૭૭ ઉર્દૂ પા. ૪૭,૪૮

## 7

## 'મદ્રસા તજ્વીદુલ કુર્આન'

દાદા હઝરત સાહબ (રહ.)એ 'હિદાયત મસ્જિદ'માં 'તજ્વીદુલ કુર્આન' નામના એક મદ્રસાની સ્થાપના કરી. મજકૂર મદ્રસામાં બહારથી બોલાવીને બેહતરીન કારીઓની સેવા લેવામાં આવતી હતી. આ મદ્રસો હજુ પણ ચાલુ છે.

## 8

## મહેમાનખાનુ

અગાઉ ઉલ્લેખ આવી ગયો છે તેમ દાદા હઝરત સાહબ (રહ.)એ પોતે પોતાની કોઈ ખાનકાહ બનાવી ન હતી બલ્કે પોતે જ સફર કરીને ગામે ગામનો દવરહ કરતા હતા અને દરેક ગામમાં જરૂરત પ્રમાણે દિવસો રહીને પોતાના મુરીદોની જાહેરી અને બાતિની તરબિયત ફરમાવતા હતા.

તેમ છતાં ઘણાં મુરીદો દેશ અને વિદેશથી પણ સતત આપની મુલાકાત માટે આવતા રહેતા હતા. વળી અજ્મેર શરીફ જયપુરથી નજીક હોવાના કારણે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના મઝારે મુબારકની ઝિયારતના માટે અજ્મેર શરીફ આવતા ઝાઈરીન પૈકી ઘણાં આપના અકીદતમંદો ત્યાંથી સીધા જયપુર આપની મુલાકાત માટે પણ આવતા રહેતા હતા.

એટલે પોતાના મહેમાનોના ઉતારા માટે, તમામ સગવડોથી સુસજ્જ એક સુંદર, સ્વચ્છ મહેમાનખાનું આપ (રહ.)એ 'હિદાયત મસ્જિદ'ની બાજુમાં બનાવ્યું. એ મહેમાનખાનું જનથી બલ્કે એક નાની

સરખી ખાનકાહ જ છે એમ કહી શકાય. પોતાના મહેમાનોની ખાવા-પીવાની તમામ વ્યવસ્થા હઝરત પોતે પોતાના ખર્ચે કરતા હતા જે સિલસિલો આજ સુધી ચાલુ છે.

9

## હિદાયત બાગ

દાદા હઝરત સાહબ (રહ.)ની દૂરંદેશી (દીર્ઘદષ્ટિ)નો આ તકાઝો હતો કે 'હિદાયત મસ્જિદ' અને 'મદ્રસા તજ્વીદુલ કુર્આન'ને પણ કામચલાઉ કે કાયમી ચંદાના આધાર પર છોડવામાં ન આવે. બલ્કે 'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ' અને 'મસ્જિદે હૈઝુમ ફરોશાં'ની જેમ 'હિદાયત મસ્જિદ' અને 'મદ્રસા તજ્વીદુલ કુર્આન'ના માટે પણ સ્વતંત્ર આવકના એવા સાધનો બનાવવા જોઈએ જેનાથી આ મસ્જિદ અને મદ્રસાની આર્થિક જરૂરતો પૂરી થઈ શકે.

એટલે આપે 'મહોલ્લા હાદીપૂરહ'માં, મોતી કટલહ, જયપુરમાં આવેલ 'ચીલોંકા બાગ' ખરીદીને તેના ઉપર બીજા હજારો રૂપિયા ખર્ચ કરીને એના મકાનો અને દુકાનોમાં સુધારો-વધારો કર્યો. અને તમામ મકાનો અને દુકાનોને 'હિદાયત મસ્જિદ' તથા મદ્રસા તજ્વીદુલ કુર્આનને સોંપી દીધા કે જેથી આ વકફ મિલકતની આવકમાંથી એની નાણાંકીય જરૂરતો પૂરી થતી રહે. 'ચીલોંકે બાગ'નું નામ હવે 'હિદાયત બાગ' છે.

10

## 'હિદાયત બાગ'ની મસ્જિદનું નવનિર્માણ

'હિદાયત બાગ'માં એક જૂના જમાનાની મસ્જિદ હતી. ઘણાં વરસો વીતી જવાના કારણે મસ્જિદની ઈમારત બિસ્માર થઈ ગઈ હતી.

દાદા હઝરત સાહબ (રહ.)એ એનું નવનિર્માણ કરવાનો નિર્ધાર કર્યો અને અલ્લાહના ભરોસે કામ શરૂ કરી દીધું. મસ્જિદના બાંધકામ વખતે દરરોજ સવારથી સાંજ સુધી આપ પોતે સ્થળ ઉપર ઊભા રહીને કામનું નિરીક્ષણ કરતા હતા. મજકૂર મસ્જિદનું બાંધકામ ચાલું હતું ત્યારે જ આપનો અચાનક ઈન્તેકાલ થઈ ગયો હતો જેની વિગતો ઈ.અ. આગળ આવશે. આ રીતે પોતાના જીવનની છેલ્લી પળ સુધી આપ દીની ખિદમત કરતા રહ્યા.

11

## ગરીબો માટે કફન દફનની વ્યવસ્થા

આપે જોયું કે ગરીબોના કફન-દફનની વ્યવસ્થા ચંદાથી થાય છે જેના કારણે ઘણું મોડું થાય છે. એટલે આપે રામગંજબાઝારમાં સય્યદ અલી ઝર્દહ ફરોશની દુકાન પર કફન-દફનને લગતો તમામ સામાન કિફાયતી ભાવે વેચવાની વ્યવસ્થા કરાવી. ગરીબોને કફન-દફનનો સામાન મફત આપવાનો પણ આપે ઈન્તેઝામ ફરમાવ્યો. એનાથી તમામ કક્ષાના મુસલમાનો માટે કફન-દફનનો તમામ સામાન મેળવવામાં ઘણી આસાની થઈ ગઈ.

કામ આ ખલ્કે ખુદા કે, કે ખુદા કે નઝદીક;
ઈસસે બેહતર ન હુઈ હૈ, ન ઈબાદત હોગી !

આપ (રહ.)નું જીવન એક ગુજરાતી કવીની આ પંક્તિઓને બિલકુલ અનુરૂપ હતું એમ કહી શકાય :

જીવન એનું ધૂપસળી છે, અંત લગી એ જાત બળી છે!

આપનો જીવન સંદેશ ઉર્દૂની આ પંક્તિમાં વ્યકત થાય છે:

મિસાલે શમ્અ સમઝ તૂ ભી અપના ફરઝે હયાત,
પીઘલકે ખૂદ શબે તીરાંકો ઝગમગાના શીખ !



# 'ગાગરમાં સાગર' સમાન પુસ્તકો, કાવ્યો અને પત્રો





- 'મેઅયારુર્રસુલૂક'
- 'અહસનુત્તકવીમ'
- 'દુર્રે લાસાની'
- 'કુતૂહુલ હર્મૈન'
- 'ખુલાસએ મષનવી શરીફ' (અપ્રગટ)

❶

## ‘મેઅયારુસ્સુલૂક’

### બારગાહે ઈલાહી અને બારગાહે રસૂલુલ્લાહ (સલ.)માં મકબૂલિયત

આ કિતાબ બારગાહે ઈલાહી અને બારગાહે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં કેટલી મકબૂલ અને મુસ્તજાબ છે. તે વિષે કેટલાક બનાવો વાચકોની ખિદમતમાં રજૂ કરવામાં આવે છે:-

(૧)

‘મેઅયારુસ્સુલૂક’ની નવી આવૃત્તિના પેશલફઝમાં મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખે છે કે :-

મુહતરમ દાદા સાહબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતે અનેક વખત ઈર્શાદ ફરમાવ્યો કે :

"મેઅયારુસ્સુલૂકની હસ્તપ્રત જ્યારે પરિપૂર્ણ થઈ ગઈ ત્યારે મને એવો વિચાર આવ્યો કે મારી આ ખિદમત બારગાહે ઈલાહીમાં અને બારગાહે રિસાલત મઆબ અલયહિસ્સલાતો વસ્સલામમાં કબૂલ અને મુસ્તજાબ છે કે નહિ ?"

આપે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તે જ દિવસે રાત્રે મેં ખ્વાબમાં જોયું કે 'મેઅયારુસ્સુલૂક'ની હસ્તપ્રત નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામના દસ્તે મુબારકમાં છે અને (આપ) એ હસ્તપ્રતના પૃષ્ઠો ફેરવી રહ્યા છે અને ઈર્શાદ ફરમાવી રહ્યા છે કે :

'એને છપાવો ! ખલ્કે ખુદાને ફાયદો પહોંચશે.'

(આ ઈર્શાદમાં 'ખલ્કે ખુદા' ફરમાવવામાં આવ્યું છે કે 'મખ્લૂક'એ સિહહત સાથે કહી શકાતું નથી.)

હઝરત કિબ્લા (દાદા સાહબ) અલયહિર્રહમત ફરમાવે છે કે,

"મને યકીન થઈ ગયો કે મારી આ ખિદમત અલ્લાહ તઆલાની અને નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની બારગાહમાં મકબૂલ અને મુસ્તજાબ છે."

(૨)

એ જ પ્રમાણે આપ એ પણ ફરમાવ્યા કરતા હતા કે,

"જ્યારે મેઅયારુસ્સુલૂક છપાઈ ગઈ ત્યારે હું ફરી પાછો

નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ તરફ મુતવજ્જાહ (ધ્યાનીત) થયો કે અલ્લાહ તઆલાની બારગાહમાં મારી આ ખિદમત મકબૂલ અને મુસ્તજાબ છે કે નહિ ?''

આપ ફરમાવે છે કે,

''મેં ખ્વાબમાં જોયું કે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ તશરીફ ફરમાવે છે અને આપના જમણા હાથમાં કુર્આને કરીમ છે અને ડાબા હાથમાં કિતાબ 'મેઅયારુસ્સુલૂક' છે, અને નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ ખૂશ થઈ રહ્યા છે.''

વળી હઝરત દાદા સાહબ અલયહિર્રેહમતે ફરમાવ્યું કે,

''તમામ ઉમ્મતમાં સર્વાનુમતે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની ઝિયારત આપની જ ઝિયારત છે. શયતાને લઈન આપની શિકલ અને સૂરત ધારણ કરી શકતો નથી. એટલે મને યકીન થઈ ગયો કે અલ્લાહ તઆલાએ મારી આ ખિદમતને કબૂલ અને મુસ્તજાબ ફરમાવી લીધી છે.''

આ હકીકતોથી એ બાબત ખૂબીપૂર્વક સુસ્પષ્ટ થઈ જાય છે કે નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વસ્સલામની નઝરે કરમ મુહતરમ દાદા સાહબ અલયહિર્રેહમત પર અસામાન્ય વિશેષ હતી. અને એનાજ ફળ સ્વરૂપે આપની હરેક ખિદમત અને હરેક કાર્ય અલ્લાહ તઆલાની અને એના રસૂલે બરહક અલયહિસ્સલાતો વસ્સલામની બારગાહમાં મકબૂલ અને મુસ્તજાબ હતી.[1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' ઉર્દૂ, હિજરીસન ૧૪૦૪ ની આવૃત્તિ, પા. જીમ થી ઝે ગુજરાતી ઈસ્વીસન ૧૯૮૩ ની આવૃત્તિ, પા. ૧ થી ૨૨

## આરિફો, આલિમો અને અવામમાં મકબૂલિયત

'મેઅયારુસ્સુલૂક'ની પ્રથમ ઉર્દૂ આવૃત્તિ હિજરીસન ૧૩૫૫ મુતાબિક ઈસ્વીસન ૧૯૩૬ માં મઆરિફ પ્રેસ, આઝમગઢમાં છપાઈને પ્રગટ થઈ હતી.

આરિફો, આલિમો અને અવામમાં અર્થાત તમામ તબકકાના લોકોમાં એ એટલી મકબૂલ થઈ કે ભારત અને પાકિસ્તાનમાં પણ એની અનેક આવૃત્તિઓ પ્રગટ થઈ.

એનો ગુજરાતી અનુવાદ પણ ઘણો આવકાર પામ્યો. તેની પણ બે આવૃત્તિઓની તમામ નકલો ખત્મ થઈ ગઈ છેઅને હવે ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

અહીં કેટલાક ટોચના આલિમો અને આરિફોના અભિપ્રાયો ટૂંકમાં પેશ કરું છું જેનાથી 'મેઅયારુસ્સુલૂક'ની મકબૂલિયતનો અંદાઝો આવી શકે છે.

(૧)

''આ કિતાબ 'તસવ્વુફ'ના વિષયમાં જેને ગુજરાતી ભાષામાં 'આધ્યાત્મવાદ' કહેવામાં આવે છે, ઘણી જ મહેનતથી લખાયેલી અતિ ઉત્તમ કિતાબ છે....... સુલૂકના માર્ગે જનાર દરેક મુરીદને (એમાં) ઘણું જ સુંદર અને સરળ માર્ગદર્શન આપ્યું છે....... આવા સમયે આ બરકતવંતી અને માર્ગદર્શન આપનારી કિતાબનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને મુહતરમ જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુર્જર મુસ્લિમો પર ખરેખર ઉપકાર કર્યો છે.''

મુફતીએ હિંદ, હઝરત મૌલાના, મુફતી, હાફિઝ, કારી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબ (રહ.) (રાંદેર)

(૨)

"માશાઅલ્લાહ! આ મુબારક કિતાબમાં ઘણાં સરસ મઝમૂનો ભેગાં કરવામાં આવ્યા છે. દરેક બાબતનો ઉલ્લેખ ઘણી ઉમદગીથી કરવામાં આવ્યો છે.....ઘણાં કિંમતી અને ઝરીન વિષયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે."

**પ્રખર આલિમ અને ફકીહ હઝરત મૌલાના**
**મુફતી અહમદ અશરફ સાહબ (રહ.) (રાંદેર)**

(૩)

"મેઅયારુસ્સુલૂક પર આપ હઝરાતને અચ્છી કામિયાબ મહેનત કરકે ગુજરાતી ઝુબાનકો બડી અઝમત બખ્શી કે અયસી મેઅયારી કિતાબ ગુજરાતી ઝુબાનમેં મુન્તકિલ કર દી જિસસે ઈન્શાઅલ્લાહુ તઆલા તાલિબીને આખિરતકો અચ્છા ફયઝ પહૂંચેગા. ઔર આપ હઝરાતકે લિએ ભી યેહ સદકા જારી રહેગા ઔર જિન હઝરાતને ભી ઈસમેં હિસ્સા લિયા હૈ વોહ બડી સઆદતમંદ હૈં કે અયસી મુકદ્દસ ચીઝકો કવમકી ખિદમતમેં પેશ કર દી.

જઝા કુમુલ્લાહુ તઆલા ખયરા.

ગોયા બરકાત ઔર ફુયૂઝકા એક બેહતરીન ખઝાના હૈ મુસ્તફીદીન કે લિએ!"

**શૈખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.)**

(૪)

"હઝરત અલહાજ મૌલાના (મુહમ્મદ) હિદાયતઅલી જયપુરી (રહ.)કી કિતાબ 'મેઅયારુસ્સુલૂક' ઉર્દૂ જબ શાએ હૂઈ થી ઉસકા એક

નુસ્ખા મુઝે ભી ઈનાયત ફરમાયા થા. જિસકા મૈં ગાહે ગાહે મુતાલિઆ કિયા કરતા થા.

દર હકીકત યેહ કિતાબ અપને મવઝૂઅમેં નિહાયત અહમ ઔર બેહદ મુફીદ હૈ. મુસન્નિફ (રહ.)ને આદાબે તસવ્વુફકો બડી તફસીલસે બયાન ફરમાયા હૈ ઔર ઝાકિરીન કે લિએ નિહાયત કાબિલે કદર મવાદ કો જમઅ ફરમા દિયા હૈ. નીઝ શયખે કામિલકી પેહચાન ઔર મુરીદીનકે આદાબ કો બડી વઝાહતસે મુદલ્લલ તવર પર બયાન ફરમાયા હૈ. ઔર દીગર બહોતસે ઝુરૂરી મસાઈલે તસવ્વુફ પૂરી કિતાબમેં ફયલે હૂએ હૈં. જિનકે મુતાલિઅહસે અઝમતે રબ્બાની ઔર ખવફે ઈલાહી પયદા હો કર કલ્બ વ રૂહ કી સફાઈ ઔર ઈમાની બસારત હાસિલ હો કર દિલ મુનવ્વર હો જાતા હૈ.''

શૈખુલ હદીસ હઝરત મૌલાના
શયખ અહમદુલ્લાહ સાહબ (રહ.) (રાંદેર)

(૫)

''અફસોસ ! આજે જાહેરી અમલ રહી ગયો અને દરબારે ઈલાહીમાં કબૂલ થવા માટે જે શરતો તકવા, દિલની સફાઈ હોવી જરૂરી હતી તેનાથી ઉમ્મત દૂર થઈ રહી છે! એ માટે હઝરત કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ જે ફરમાવ્યું છે તે સહીહ છે કે :-

- ઈલ્મે બાતિન ફર્ઝ છે,
- તલબે તરીકત વાજિબ છે, અને
- બયઅત થવું સુન્નત છે.

મજકૂર રસ્તા ઉપર ચાલવા માટે સૌ પ્રથમ ઈત્તેબાએ સુન્નતની જરૂરતની સાથે નફસની ખ્વાહિશાતને કદમ કદમ ઉપર દબાવવી પડે

છે. ખ્વાહિશાતના ગુલામો આ નથી કરી શકતા તો ઈલ્મે તસવ્વુફને બેકાર (જાગાવી), પીરી-મુરીદી પર એઅતેરાઝો કરી લોકોને ગુમરાહ કરી રહ્યા છે!

માટે મઝકૂર કિતાબ સમયનો તકાઝો હતો જેનાથી અલ્લાહના બંદાઓ ફાયદો ઉઠાવશે.

કોઈ ઘર મઝકૂર કિતાબથી ખાલી નહિ રહેવું જોઈએ એ મારી અપીલ છે.''

શૈખુલ હદીસ હઝરત મૌલાના
મુફતી અહમદ બેમાત સાહબ (રહ.)

## સરળ અને આસાન સમજૂતી

'તસવ્વુફ'ના વિષય પર આજસુધી વિવિધ ભાષાઓમાં સેંકડો નહિ બલ્કે હઝારો કિતાબો લખાઈ છે. ઊંચી કક્ષાના આરિફો અને આલિમોએ એના ઉપર કલમ ચલાવી છે. પરંતુ આવા મુશ્કેલ અને કઠિન વિષયને સામાન્ય માનવી પણ સમજી શકે એવી એની સરળ અને આસાન સમજૂતી જે મેઅયારુસ્સુલૂકમાં આપવામાં આવી છે તેવી ભાગ્યે જ કોઈ બીજી કિતાબમાં જોવા મળે છે. એટલે જ 'મેઅયારુસ્સુલૂક' માત્ર એક કિતાબ નહિ બલ્કે તરીકતના રાહીઓ તથા સાલિકોના માટે એક 'ગાઈડ' છે એમ કહી શકાય.

એની સરળ સમજૂતીનો માત્ર એક નમૂનો અહીં પેશ કરું છું. રાહે તરીકતમાં 'ફના' અને 'બકા'નો મકામ અત્યંત મહત્ત્વનો મકામ છે. એને સમજવા અને સમજાવવામાં ભલભલાં આરિફો અને આલિમો પણ ગોથાં ખાઈ ગયા છે. એટલે સામાન્ય માનવીને આ મકામ સમજાવવો તો લગભગ અશકય જેવું ભાસે છે. પરંતુ કુરબાન

જાઓ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની મુબારક કલમ પર કે આપે આ અશક્ય લાગતી વાતને પણ શક્ય કરી બતાવી છે!

એક સાદી મિસાલ વડે તસવ્વુફના આ અત્યંત મહત્ત્વના મકામને એટલી આસાનીથી સમજાવ્યો છે કે એક અદના આદમી પણ એને સારી રીતે સમજી શકે!

આ રહી એ સમજૂતી :-

આ ફના અને બકા, શારીરિક ફના અને બકા નથી, બલ્કે સાલિકના લતાએફની તથા ઈલ્મની ફના અને બકા છે. આ ફના અને બકા નીચેના ઉદાહરણ વડે સરસ રીતે સમજમાં આવી જશે.

રાત્રે કોઈ સ્થાને પાંચ-પાંચ, દસ-દસ ગઝ (મિટર)ના અંતરે અનુક્રમે એક પછી બીજો.....એમ કેટલાક દીવાઓ એક હાર (લાઈન)માં મૂકો. પછી પ્રથમ દીવાને પીઠ પાછળ રાખીને (અને બીજા દીવા તરફ મુખ કરીને) એક આદમી એની (પ્રથમ દીવાની) નજીક ઊભો રહે. એટલે એનો પડછાયો એના મુખ સામે (આગળ) પડશે.

હવે (એ આદમી) પ્રથમ દીવાની પાસેથી ખસીને જેમ જેમ બીજા દીવા તરફ આગળ વધશે તેમ તેમ તેની સામેનો પડછાયો ટૂંકો થતો જશે. અહીં સુધી કે જ્યારે તે બીજા દીવાની નિકટ પહોંચશે ત્યારે તેની સામેનો પડછાયો બિલકુલ લુપ્ત થઈ જશે. હવે સામેના બીજા (નંબરના) દીવાની રોશનીના કારણે તેનો પડછાયો પીઠ પાછળ આવી જશે.

એવી જ રીતે જ્યારે તે બીજા (નંબરના) દીવાને વટાવીને ત્રીજા (નંબરના) દીવા તરફ આગળ વધશે ત્યારે તેનો પડછાયો પાછો તરત

જ તેની સામે આવી જશે !

એ જ પ્રમાણે દરેક દીવાથી નિકટ અને દૂર એના પડછાયાને ફના અને બકા થતી રહેશે. જો કે એના પડછાયાને વાસ્તવમાં ફના થતી નથી પરંતુ દીવાના પ્રકાશની શકિત તેના ઈલ્મમાં તેના પડછાયાને એવો ઝાંખો બનાવી દે છે કે તેને પડછાયો નજર નથી આવતો.

(જેવી રીતે દિવસે પણ આકાશમાં તારાઓ તો મોજૂદ જ હોય છે પરંતુ સૂરજની રોશની તેમને એવા ઝાંખા બનાવી દે છે કે આપણને તે નજર નથી આવતા.)

જો નિકટનો સામેનો દીવો હોલવી નાખવામાં આવે - કે જેના પ્રકાશે તેના પડછાયાને પાછળ હડસેલી દીધો છે - તો પાછળના દીવાનો પ્રકાશ તેના પડછાયાને તરત જ તેની સામે ઉપસ્થિત કરી દેશે.

એ જ પ્રમાણે અનવારે સિફાતે ઈલાહીના દરેક મકામમાં જ્યારે સાલિક તરક્કી કરે છે ત્યારે તેને તમામ જહાનની ફના અને બકા દેખાય છે. તેની (સાલિકની) તથા તમામ જહાનની ખરેખર ફના અને બકા થતી નથી. સાલિકનો વુજૂદ (અસ્તિત્વ) દરેક મકામમાં મોજૂદ રહે છે. પરંતુ તેના ઈલ્મમાં તેને નજર નથી આવતો.❶

સમગ્ર કિતાબમાં તસવ્વુફ અને તરીકતની તમામ નાની મોટી બાબતોને આ જ પ્રમાણે સાદી મિસાલો વડે, એટલી સરળ અને આસાન રીતે સમજાવવામાં આવી છે કે સામાન્ય માનવી પણ એને બરાબર સમજી શકે. અને એટલે જ એને તરીકતની ગાઈડ કહેવું વધારે યોગ્ય લાગે છે.

---

❶ 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી બીજી આવૃત્તિ ઈ.સ.૧૯૮૩ પા.૨૫૪,૨૫૫ ઉર્દૂ ૧૨૫

**2**

## ‘અહસનુત્તકવીમ’

‘અહસનુત્તકવીમ’ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની બીજી મહત્ત્વની કિતાબ છે. એના લેખન માટે આપ (રહ.)ને ૧૨ (બાર) વરસ થયાં હતા! સતત ૧૨ (બાર) વરસના ચિંતન, મનન અને મહેનત પછી આ કિતાબનું લેખન કાર્ય પરિપૂર્ણ થયું હતું.

‘અહસનુત્તકવીમ’ના ગુજરાતી અનુવાદના આમુખ (પેશલફ્ઝ)માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ લખ્યું હતું કે :-

‘‘હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમત અપને ઝમાનેકે આરિફે કામિલ થે. ઔર મઅરિફતે ઝાતો સિફાતે હક તઆલા ઔર મઅરિફતે નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમમેં શાને ખાસ રખતે થે.

મુહતરમ મવસૂફ તસવ્વુફમેં ‘મેઅયારુસ્સુલૂક’ જૈસી મુબારક ઔર મકબૂલ તસ્નીફકી તકમીલસે હિજરીસન ૧૩૪૫ મેં ફારિગ હૂએ તો ઈસ્બાતે વાજિબે તઆલા ઔર ઉસકી મઅરિફતમેં ‘અહસનુત્તકવીમ’કી તરતીબકા સિલસિલા શુરૂઅ ફરમાયા જિસકી તકમીલ ૨, શવ્વાલુલ મુકર્રમ, ૧૩૫૭ હિજરીસનમેં હૂઈ.

‘અહસનુત્તકવીમ’મેં હઝરત કિબ્લા મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતને :-

- ‘ઈસ્બાત ઝાતે વાજિબુલ વુજૂદ’કે સાથે,

- 'હકીકતે ઝાતો સિફાતે બારી તઆલા',
- 'હકીકતે ઝાતે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલીમ' ઔર અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામ', ઔર
- 'હકીકતે કઅબા',
- 'હકીકતે મુમકિનહ',
- 'હકીકતે ઈન્સાન' ઔર
- 'હકીકતે નફ્સ'

કે અહમ ઔર અદક મવઝૂઆત પર તફસીલસે રોશની ડાલી હે. ઔર મુશ્કિલ મઝામીનકો સહલ ઔર આમ ફહમ ઝુબાનમેં તહરીર ફરમાયા હે. ઔર નકલી દલાઈલ કે સાથ અકલી દલીલેં પેશ કરકે બસીરતે તામ્મહ ઔર તબહહરે ઈલ્મીકા સુબૂત દિયા, જિસકે મુતાલઅહ કે બાદ એક ખાસ કિસ્મકા ઝહની ઈન્કિલાબ મેહસૂસ હોતા હે.''

**ભાવાર્થ :**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમત પોતાના જમાનાના આરિફે કામિલ હતા. અને મઅરિફતે ઝાતો સિફાતે હક તઆલા અને મઅરિફતે નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલીમમાં ખાસ શાન ધરાવતા હતા.

મુહતરમ મવસૂફ 'ફને તસવ્વુફ' (અધ્યાત્મવિદ્યા) વિશે 'મેઅયારુસ્સુલૂક' જેવી મુબારક અને મકબૂલ કિતાબના લેખનને પરિપૂર્ણ કરીને હિજરીસન ૧૩૪૫ માં ફારિગ થયા તો ઈસ્બાતે વાજિબે તઆલા અને તેની મઅરિફત વિશે 'અહસનુત્તકવીમ'નું લેખન કાર્ય આરંભી દીધું, જે ૨, શવ્વાલુલ મુકર્રમ, હિજરીસન ૧૩૫૭ માં પૂર્ણ થયું.

'અહસનુત્તકવીમ'માં હઝરત કિબ્લા મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રેહમતે :-

- 'ઈસ્બાતે ઝાતે વાજિબુલ વુજૂદ'ની સાથે,
- 'હકીકતે ઝાતો સિફાતે બારી તઆલા',
- 'હકીકતે ઝાતે નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમ' અને અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામ', અને
- 'હકીકતે કઅબા',
- 'હકીકતે મુમકિનહ',
- 'હકીકતે ઈન્સાન' અને
- 'હકીકતે નફસ'

ના મહત્ત્વના અને મુશ્કેલ વિષયો પર વિસ્તારથી પ્રકાશ પાડયો છે. અને મુશ્કેલ વિષયોને સામાન્ય માણસો પણ સમજી શકે એવી સરળ ભાષામાં લખ્યાં છે અને નકલી દલીલોની સાથે અકલી દલીલો પણ રજૂ કરીને પોતાની ઊંડી, ગહન આંતરિક સૂઝ-સમજ તેમજ જ્ઞાન સાગરનો પુરાવો આપ્યો છે; જેના અવલોકન પછી એક ખાસ પ્રકારની માનસિક કાંતિ મેહસૂસ થાય છે.''

## ઉલમાએ કિરામના અભિપ્રાયો

'મેઅયારુસ્સુલૂક'ની જેમ 'અહસનુત્તકવીમ'ને પણ આરિફો અને આલિમોના તબકામાં બેહદ આવકાર મળ્યો છે. નમૂના રૂપે અહીં માત્ર બે અભિપ્રાયો આપું છું.

(૧)

''માશાઅલ્લાહ ! મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે. જેના પઢવાથી ઈમાન તાઝું થઈ જાય છે. અલ્લાહ સુબ્હાનહુ

વ તઆલાની મઅરિફત અને હઝરત રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતોની તાબેદારીનો ઉત્સાહ પૈદા થાય છે.''

હઝરત મૌલાના મુફતી અહમદ અશરફ સાહબ (રહ.)
માજી મુહતમિમ, દારુલ ઉલૂમ અશરફિય્યહ, રાંદેર

(૨)

''બઅદ હમ્દો સલાત. કિતાબ 'અહસનુત્તકવીમ' મુસન્નિફહ હઝરત અલહાજ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)કી એક અજીબ ઔર બેમિસાલ કિતાબ હૈ..... માશાઅલ્લાહ અપને મવઝૂઅ પર નિહાયત બેનઝીર હૈ. ઔર મિસાલેં ઐસી દિલ પઝીર હૈ કે જબ પઢના શુરૂઅ કરેં તો ફિર છોડને કો જી નહીં ચાહતા. ઔર પઢતે વકત દિલ પર એક અજીબ કૈફ તારી હોતા હૈ, કે ઈમાન કી હકીકત ઔર અલ્લાહ-રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકી મુહબ્બત ઔર ઈસ્લામકી હકકાનિયત ઔર નૂરસે મુનવ્વર હો જાતા હૈ. નીઝ અવલિયાએ કિરામકા તકર્રુબ ઔર ઉનકી અઝમત રગ રગમેં સરાયત કર જાતી હૈ કે હક તઆલા કૈસે કૈસે અસરાર અપને મુકર્રબીન પર મુન્કશિફ ફરમા દેતે હૈં જો કિતાબોંમેં નહીં પા સકતે. બહરહાલ યેહ કિતાબ ભી હઝરત મર્હૂમકી શરીઅત, મઅરિફત ઔર હકીકત પર કિતની ગહરી નઝર થીં ઈસકી એક બડી મિસાલ હૈ.''

હઝરત શયખ મૌલાના અહમદુલ્લાહ સાહબ (રહ.)
માજી શયખુલ હદીસ, 'જામિઅહ હુસયનિયહ', રાંદેર

## અંગ્રેજી તાલીમ યાફતા લોકોમાં મકબૂલિયત

નીચે જણાવ્યા છે તેવા અનેક વસવસાઓ અંગ્રેજી તાલીમથી અંજાયેલા મોડર્ન મુસ્લિમોના મનને ચગડોળે ચઢાવે છે:-

- કબરમાં પ્રશ્નો પૂછવા આવતા ફરિશ્તાઓ દેખાતા કેમ નથી ?
- તેમની વાતો સંભળાતી કેમ નથી ?
- એક જ વખતે અનેક કબરોમાં હુઝૂર (સલ.) કેવી રીતે હાજર રહી શકે ?
- બળીને રાખ થઈ ગયેલાં મુર્દાઓને ફરિશ્તાઓ કેવી રીતે પ્રશ્નો પૂછતાં હશે ?
- તેઓને અઝાબે કબ્ર કેવી રીતે થતા હશે ?
- એક કબરમાં અનેક મુર્દાઓ દફન થયેલાં હોય તો દરેકની જુદી હાલત કેવી રીતે સંભવી શકે ?
- મરેલાંને સજીવન કરવું પણ ખરી ખૂબી ન હોય તો માનવીની ખરી ખૂબી કઈ ?
- અવલિયા, યોગીઓ અને સાધકોમાં પાયાનો તફાવત કયો ?
- મુર્દાની રૂહનો સંબંધ એક જ વખતે કબર સાથે પણ હોય અને 'આલા ઈલ્લીય્યીન' કે 'સિજ્જીય્યીન' સાથે પણ હોય એ કેવી રીતે સંભવી શકે ?

આ અને આવા બીજા અનેક વસવસાઓના તર્કબદ્ધ, દલીલોયુકત, આધુનિક વિજ્ઞાનના દાખલાઓ સહિત બૌદ્ધિક સચોટ જવાબો 'અહસનુત્તકવીમ'માં આપવામાં આવ્યા છે. જેના કારણે ઉચ્ચ આધુનિક શિક્ષણ મેળવેલ વ્યક્તિઓ :-

પ્રાધ્યાપકો, શિક્ષકો, ડોક્ટરો, એન્જીનીયરો, વકીલો, અધિકારીઓ વગેરે 'અહસનુત્તકવીમ'ના વાંચનથી અત્યંત પ્રભાવિત અને પ્રસન્ન થયા છે. તેઓના મળેલાં અનેક પત્રોનો મૂળ ધ્વનિ એ છે કે :

'અહસનુત્તકવીમ'માં જાણે અમારા અનેક અણઉકેલ્યા પ્રશ્નોના ઉત્તરો ન મળતાં હોય એવું સતત લાગે છે!''

નમૂનારૂપે થોડાંક અભિપ્રાયો અહીં રજૂ કરું છું.

(૧)

''ઘણાં વર્ષોથી મારા મગજમાં કેટલીક વાતોનું Confusion (મૂંઝવણ) હતું જે આ કિતાબથી ઘણું સ્પષ્ટ થયું છે.''

મુહમ્મદ યૂસુફ એ. મિઠાભાઈ, M.A., (Statistics)
આસીસ્ટન્ટ કન્ટ્રોલર ઓફ વેઈટ્સ એન્ડ મેઝર્સ, જૂનાગઢ

(૨)

'અહસનુત્તકવીમ'થી હું અનહદ પ્રભાવિત થયો છું!

જનાબ અહમદભાઈ 'મસ્ત' મંગેરા, (M.A., M.Ed.)
તંત્રી : 'વહોરા સમાચાર' (માસિક) સુરત
માજી આચાર્ય : આલીપોર હાઈસ્કૂલ

(૩)

'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તકવીમ' અને 'કુતૂહુલ હર્મૈન' કિતાબો મળ્યા પછી બીજી કિતાબો તરફનું આકર્ષણ ઘણું જ ઓછું થઈ ગયું છે. (આ જ કિતાબોને) ફરી ફરી વાંચવાનું મન થાય છે. આવી કિતાબો દિલને ઝિંદા બનાવે છે.

ડોક્ટર ઉમરભાઈ એ. સીદી
રિટાયર્ડ સિવિલ સર્જીયન, મહુવા, સૌરાષ્ટ્ર

(૪)

'અહસનુત્તકવીમ'માં જાણે મારા અનેક (અણ ઉકેલ્યા) પ્રશ્નોના ઉત્તરો ન મળતા હોય તેવું સતત લાગે છે. આવી ગહન કિતાબના રસાળ અનુવાદ માટે અભિનંદન.

**અબ્દુર્રહમાન એ. સિંધી 'મૌલિક', B.A. (Philosophy)**

(૫)

'અહસનુત્તકવીમ' વાંચીને આત્માને સંતોષ થયો.

**એચ. આર. મલેક, (B.A., LL.B.)**
**સુપ્રિન્ટેન્ડન્ટ, ડિસ્ટ્રિક્ટ જેલ, જૂનાગઢ**

(૬)

'મેઅયારુસ્સુલૂક' અને 'અહસનુત્તકવીમ' વાંચવાથી હમોને જેકંઈ જાણવા, સમજવા મળેલ છે એવું આ જસુધીમાં ભાગ્યે જ કોઈ કિતાબમાં વાંચેલ હશે. હમારા દિલ પર જેકંઈ અસર થઈ છે તે શબ્દોમાં વ્યક્ત કરી શકાય એમ નથી !

**હકીમ મોહંમદ ઈસ્માઈલ સાહબ**
**'દેશી ઉપચાર કેન્દ્ર', કાંગવઈ (જિ. વલસાડ)**

(૭)

આવી ઉત્તમ કિતાબ મેં આજ સુધી વાંચી નથી !

**ગુલામ રસૂલ શેખ સાહબ**
**લેખક, વક્તા અને સામાજિક કાર્યકર, નડિયાદ**

## એક નમૂનો

આધુનિક કોલેજોમાં શિક્ષણ મેળવેલ લોકોના વસવસાઓના દાદા હઝરત સાહબ (રહ.)એ કેવા કુનેહપૂર્વક જવાબો આપેલાં છે તેનો માત્ર એક જ નમૂનો અહીં રજૂ કરું છું.

**સવાલ :** સેંકડો અને હઝારો વરસમાં, એક જ કબરમાં ન જાણે કેટલાંયે મુર્દાઓ દફન થયેલાં હશે !

અને એક જ કબરના બધાં જ મુર્દાઓ જન્નતી હોય અથવા બધાં જ મુર્દાઓ જહન્નમી હોય એ શકય નથી.

તો પછી હદીસ શરીફ પ્રમાણે :-

- સવાબના કારણે (એ કબરમાંના મુર્દાઓ પૈકી) કેટલાકને જન્નતની હવાઓ તથા ખૂશબૂઓ આવે ! અને
- બુરા આમાલના કારણે (એ જ કબરમાંના મુર્દાઓ પૈકી) કેટલાંકને જહન્નમની આગની જવાળાઓ આવે !

અને એક જ કબર હોવા છતાં એકના હાલાતની બીજાને ન ખબર પડે કે ન અસર થાય !

આ વાત મગજમાં ઉતરતી નથી !

**જવાબ :**

(દાદા હઝરત સાહબ રહ.એ આ એક જ સવાલના જુદા જુદા પાંચ સચોટ, તર્કબધ્ધ જવાબો આપેલાં છે જેમાંથી માત્ર એક જ જવાબ અહીં રજૂ કરું છું.)

ધારોકે :-
કોઈ એક જ જગ્યાએ,
અથવા એક જ પલંગ પર
કેટલાંક માણસો સૂતેલાં છે.
એ સૂતેલા માણસો પૈકી

- એક માણસ (સ્વપ્નમાં) મદીના મુનવ્વરા અને હુઝૂર રિસાલત પનાહ અલયહિસ્સલાતો વસ્સલામની ઝિયારતથી મુશર્રફ થઈ રહ્યો છે અથવા જન્નતની સયર કરી રહ્યો છે.
- બીજો માણસ સિંહને (પોતાના ઉપર) હુમલો કરતો જોઈને અથવા (પોતે) કૂવામાં પડે છે તેવું (સ્વપ્નું) જોઈને અથવા (સ્વપ્નમાં) કોઈ હયબતનાક આકૃતિને જોઈને ચીસો પાડી રહ્યો છે!
- ત્રીજો માણસ (સ્વપ્નમાં) પોતાને કોઈ દુન્યવી કામમાં ગૂંઠાયેલો અનુભવીને મનમાં ને મનમાં ખૂશ થઈ રહ્યો છે!

આ ત્રાણે માણસો એક જ જગાએ સૂતેલાં હોવા છતાં એકની હાલતની બીજાને ખબર નથી!

જો દુનિયાની ઊંઘ કે જેમોતનો નમૂનો છે, અને જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મોતની બહેન ફરમાવી છે, તેણે દરેકને એક બીજાથી બેખબર કરી દીધાં તો અસલી મોત આવવાથી 'આલમે બરઝખ' (કબર)માં મુર્દાઓને એક બીજાની ખબર ન પડે તો એમાં શી નવાઈની વાત છે?![1]

---

[1] 'અહસનુત્તકવીમ' ગુજરાતી પાનું ૨૩, ૨૪, ૨૫
ઉર્દૂ પાનું ૧૮, ૧૯, ૨૦

❸

## ‘દુર્રે લાસાની’

### ઝમીન અને આસમાનના ઉલૂમનો સંગ્રહ

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલ્ફેસાની શયખ અહમદ સરહિંદી (રહ.)ના પવિત્ર પત્રો (મકતુબાત શરીફ)ના ત્રણ ગ્રંથો (જિલ્દો) છે :-

પ્રથમ ગ્રંથમાં ૩૧૩ પત્રો છે.
બીજા ગ્રંથમાં ૯૯ પત્રો છે.
ત્રીજા ગ્રંથમાં ૧૨૪ પત્રો છે.
બધુ મળી કુલ ૫૩૬ પત્રો છે.

મજકૂર ૫૩૬ પવિત્ર પત્રોમાં હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ ઈલ્મે શરીઅત, તરીકત અને હકીકતનો જાણે મહાસાગર ઠાલવી દીધો છે ! હઝરત મવલાના મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

> ‘‘જાણે ઝમીન અને આસમાનના ઉલૂમ તથા આસમાની કિતાબોનો ખુલાસો અને મઆરિફ, સંક્ષિપ્ત અને વિસ્તૃત રીતે આ મકતુબાતમાં છે.’’❶

આ પવિત્ર પત્રો ફારસી ભાષામાં લખાયેલા છે. એ ફારસી ભાષા ૪૦૦ (ચારસો) વરસ પહેલાંની, મોગલ શાસન કાળની, ઉચ્ચ કક્ષાની ભાષા છે. અને વિષય અત્યંત ગહન છે.

---

❶ ‘દુર્રે લાસાની’ જિ. ૩ ગુજરાતી પા. ૨૧૬, ઉર્દૂ પા. ૯

મહાસાગરમાં ડૂબકી મારી એમાંથી સાચા મોતીઓ કાઢવાનું કામ સામાન્ય માણસનું નથી. એ કામ તો મરજીવાઓનું છે. તેમ ઈલ્મના આ મહાસાગરમાં પણ સામાન્ય માનવીની ચાંચ ડૂબતી નથી.

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ મજકૂર પવિત્ર પત્રોનો :-

સરળ ઉર્દૂ ભાષામાં સારાંશ લખીને,
મુશ્કેલ બાબતોની 'આગાહી' શીર્ષકથી સમજૂતી લખીને,
શરૂઆતમાં તસવ્વુફની ઈસ્તિલાહોની સમજૂતી લખીને,
જાણે મરજીવાનું કામ કર્યું છે.
ઈલ્મના આ મહાસાગરમાં ડૂબકી મારીને,
એમાંથી કીમતી, અજોડ, અનુપમ, લાસાની દુર્રેહ (મોતીઓ) વીણીને, સામાન્ય વાચકોની સમક્ષ જાણે મોતીઓનો થાળ ધરી દીધો છે.
અને એટલે જ આપે કદાચ એનું નામ 'દુર્રે લાસાની' (અનુપમ મોતીઓ) રાખ્યું છે.

## જેલમાં લેખન કાર્ય કર્યું

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) 'દુર્રે લાસાની'ના પ્રથમ ગ્રંથની પ્રસ્તાવનામાં લખે છે કે :-

મકતૂબાત શરીફનો ઉર્દૂ ભાષામાં સારાંશ લખવાનો લગભગ પંદર વર્ષ થયાં મારો ઈરાદો હતો. પરંતુ મને એટલી ફુરસદ ન મળી કે હું એ કામને પૂરું કરું. કુદરતની વાત છે કે હું એક મુસ્લિમ ભાઈનો અઢી હઝાર રૂપિયાનો જામીન રહ્યો. એ મુસ્લિમ ભાઈએ લેણદારને રૂપિયા ચૂકવ્યા નહિ. લેણદારે મારા પર (કોર્ટમાં) ડિક્રી (હુકમનામું) કરાવી

લીધું. આર્થિક મુશ્કેલીઓના કારણે હું એ રૂપિયા ચૂકવી ન શક્યો. એટલે પેલા લેણદારે મને જેલ ભેગો કરવા માટે અરજી કરી. એની અરજી મંજૂર થઈ અને હું બે મહિના સુધી બીજા કરજદારો સાથે જયપુરની જેલમાં રહ્યો. એ જેલવાસ દરમ્યાન મેં મકતુબાત શરીફનો સારાંશ ઉર્દૂ ભાષામાં તૈયાર કર્યો.

## હકીમનું કોઈ કામ હિકમતથી ખાલી નથી હોતું

મને જ્યારે કોઈ સખત મુંઝવણ અને મુસીબત થતી ત્યારે હું મારા પીર હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)ની કબર શરીફ પર હાજર થતો અને મહાન પીરોના વસીલાથી હક તઆલાની જનાબમાં અરજ કરતો.

મેં ઘણી વખતે એવું જોયું કે હઝરત કિબ્લા (રહ.)ની કબર શરીફમાં હઝરત નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલીમ બિરાજમાન (તશરીફ ફરમાવેલ) છે અને હઝરત સાહબ હુઝૂર (સલ.)ની જનાબમાં (મારા વિશે) અર્ઝ કરી રહ્યા છે.

(હઝરત સાહબની અર્ઝ સાંભળીને) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાયા છે અથવા જ્યારે (એ કામ થવા માટે) વાયદો ફરમાવી દીધો છે ત્યારે ખુદાવંદ તઆલાએ મારા કામ એ જ પ્રમાણે પૂર્ણતાએ પહોંચાડયા છે.

પરંતુ જ્યારે (કોર્ટની) આ ડિક્રી (હુકમનામા) વખતે અર્ઝ કરી તો મેં જોયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત સાહબ (રહ.) બંને ખામોશ અને ગમગીન છે.

(મુરાકબહ)થી જાગ્રત થયો ત્યારે હું સમજી ગયો કે હક તઆલાની મરજી એવી છે કે હું જેલમાં જાઉં.

અને એમ જ થયું !

ફેઅલુલ હકીમે લા યખલૂ અનિલ હિકમત

હકીમનું કોઈ કામ હિકમતથી ખાલી નથી હોતું.

મારા જેલવાસથી
મારા ફિરઓન જેવા નફસની ઈસ્લાહ થઈ,
હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ઈત્તિબાઅ થઈ,[1]
અને આ નેક કામ (મકતૂબાત શરીફના સારાંશનું લેખન) ત્યાં
જ પૂરું થયું !

અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે તથા મિત્રોને અને મને વાંચવાની અને અમલ કરવાની તૌફીક અતા ફરમાવે અને મારી નજાતનો ઝરીયો બનાવે ! (આમીન !)[2]

## ખાસ કૈફિયત, સુરૂર અને અનવાર

'દુર્રે લાસાની'ના ગુજરાતી અનુવાદના 'આમુખ'માં હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખે છે કે :-

તમામ મકતુબાતે મુજદ્દિદીય્યહમાં એક ખાસ કૈફિયત, સુરૂર અને અનવાર મેહસૂસ થાય છે ! તલ્બાએ હક, સાહિબે નિસ્બત અને સાહિબે કૈફ એનો અંદાઝો લગાવી શકે છે.

મારા મહાન દાદા હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ અલયહિર્રહમત ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા કે,

---

[1] હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ને પણ જહાંગીર બાદશાહે જેલમાં પૂર્યા હતા તે તરફ ઈશારો છે.

[2] 'દુર્રે લાસાની' જિ. ૧ ગુજરાતી પા. ૮૬,૮૭ ઉર્દૂ પા. ૫,૬

"મકતુબાતે હઝરત મુજદ્દિદ અલયહિર્રહમતનું અવલોકન કરતાં કરતાં હું પોતાના સીના પર મૂકતો હતો ત્યારે એના અનવાર મારા કલ્બ (દિલ)માં અને સીનામાં મેહસૂસ કરતો હતો. પરંતુ જ્યારે અવલોકન પછી પોતાના સિરહાને મૂકી દેતો હતો ત્યારે એના ઝિક્રનો અવાજ પોતાના કાનોથી સાંભળતો હતો !"

એ જ મઅરિફત આપ (રહ.) 'મકામાતે મઝહરી' અને 'મઅમૂલાતે મઝહરી' (કિતાબ) વિશે પણ ફરમાવ્યા કરતા હતા.

કેટલીયે વખત આ બાબત મેહસૂસ થઈ છે અને જોવામાં આવી છે કે, મકતુબાતે મુજદ્દિદીય્યહના (ઉર્દૂ) સારાંશની હસ્તપ્રત (મેન્યુસ્ક્રીપ્ટ)નું (દાદા સાહબ રહ.) જ્યારે જ્યારે અવલોકન કરતા હતા હતા ત્યારે (આપ રહ. ના ચહેરા પર) એક ખાસ પ્રકારની કૈફિયત જોવામાં આવતી હતી ! એ જ હાલત મસ્નવીએ મવલાના રૂમ (રહ.)ના અવલોકન વખતે પણ મેહસૂસ થતી હતી !

મકતૂબાતે હઝરત મુજદ્દિદ (રહ.)ના અવલોકન વખતે જે સુરૂર અને ફયઝાન મેહસૂસ થાય છે તે ઘણી ઓછી કૃતિઓ અને સંપાદનોમાં મેહસૂસ થાય છે.

એનું કારણ, હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.), આ ઈર્શાદ ફરમાવ્યા કરતા હતા કે,

"ઝાત અને સિફાતે હક તઆલાના જે હકાએક અને મઆરિફ બયાન કરું છું તે હાલતે સુરૂર (મસ્તી અને બેખુદી)માં બયાન કરું છું. એ પૈકી લખેલાં ઘણાં હાલાત એવા હોય છે જે ખલ્કે ખુદાની હિદાયત અને ફાયદા માટે બયાન કરવામાં આવે છે."

મકતૂબાતે મુજદ્દિદીય્યહ (રહ.)નો મોટો ભાગ એ જ હકાએક અને મઆરિફથી ભરેલો છે.❶

## ભારત-પાકિસ્તાનમાં અનેક આવૃત્તિઓ

હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) પોતાના 'આમુખ'માં આગળ લખે છે કે :-

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમતના મકતૂબાતના અનુવાદો, સારાંશો વિવિધ રીતે ઉર્દૂમાં થતાં રહ્યાં છે અને તેના વિષે પ્રસ્તાવનાઓ અને અવલોકનો પણ લખાતા રહ્યા છે જે દરેક રીતે ધ્યાન આપવા યોગ્ય છે.

પરંતુ મારા મહાન દાદા હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ અલયહિર્રહમતે જે ખાસ અંદાઝથી મકતૂબાતે મુજદ્દિદીય્યહ (રહ.)નો સારાંશ 'દુર્રે લાસાની'ના નામથી ઉર્દૂમાં લખ્યો છે, તે ઉર્દૂ ભાષામાં એક બહુમૂલ્ય અને 'લાસાની' (અજોડ) ઈઝાફો છે.

- 'દુર્રે લાસાની'નો પહેલો ભાગ, પહેલી વખત હઝરત મવસૂફ અલયહિર્રહમતની દેખરેખ હેઠળ, આપની મુબારક હયાતીમાં મઆરિફ પ્રેસ, આઝમગઢમાં, અત્યંત કાળજીપૂર્વક, હિજરીસન ૧૩૫૭ મુતાબિક ઈસ્વીસન ૧૯૩૫માં છપાયો.
- બીજો અને ત્રીજો ભાગ મવલાના સય્યદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ અલયહિર્રહમત અને કાનપુરના કાઝીએ શહર મવલાના કાઝી અત્હર સાહબની નિગરાનીમાં નિઝામી પ્રેસ, કાનપુરમાં હિજરીસન ૧૩૬૫ મુતાબિક ઈસ્વીસન

❶ 'દુર્રે લાસાની' ગુજરાતી ભા.૧, પાનું ૫ અને ૬

૧૯૪૩ માં મુદ્રાણના ઝવેરાતથી આભૂષિત થયો. હાજી શરીફુલ હસન સાહબ કાનપુરીએ એની છપાઈમાં અસામાન્ય હિસ્સો લીધો.

- વળી હઝરત હકીમ મહમૂદઅલી સાહબ અલયહિર્રહમતની સરપરસ્તી અને નિગરાનીમાં હિજરીસન ૧૩૮૩ મુતાબિક ઈસ્વીસન ૧૯૬૧ માં કરાંચી (પાકિસ્તાન)માં 'દુર્રે લાસાની'ના ત્રણે ભાગો મુદ્રાણના ઝવેરાતથી આભૂષિત થયા.

- એ જ પ્રમાણે ત્રીજી વખતે 'મકતબા નબવીય્યહ', લાહોર (પાકિસ્તાન)એ હિજરીસન ૧૩૯૭ મુતાબિક ઈસ્વીસન ૧૯૭૬ માં 'દુર્રે લાસાની'ના છપાઈના ફરાઈઝને અંજામ આપીને ઘાણી મોટી કમીને પૂરી કરી.

- (હવે હિજરીસન ૧૪૦૮ મુતાબિક ઈસ્વીસન ૧૯૮૮ માં) અઝીઝ મવસૂફ (અબ્દુલકાદિર ફાતીવાલા)એ 'દુર્રે લાસાની'નો ગુજરાતીમાં અનુવાદ કરીને ન માત્ર પોતાની નેક સલાહિય્યતોનો સુબૂત આપ્યો છે બલ્કે ગુજરાતી ભાષા જાણનારાઓને પણ હઝરત મુજદ્દિદે અલ્ફેસાની અલયહિર્રહમતના બાફેઝ મકતૂબાતના સારાંશનો લાભ લેવાનો મોકો આપ્યો છે.[1]

## બીજા લેખકોએ પણ અનુકરણ કર્યું

મકતુબાત શરીફનો સારાંશ લખવાની હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ની સુંદર શૈલી બીજા લેખકોને પણ ઘાણી પસંદ પડી અને તેઓએ એનું અનુકરણ પણ કર્યું.

---

[1] 'દુર્રે લાસાની' ગુજરાતી ભા.૧, પાનું ૮,૯,૧૦

મવલાના નસીમ અહમદ ફરીદી અમરોહી (રહ.)એ પણ હઝરતનું અનુકરણ કરીને મકતુબાત શરીફનો સારાંશ લખ્યો પરંતુ તફાવત એ છે કે આપે શરીઅતની વાતો વધારે પ્રમાણમાં લીધી છે જ્યારે તરીકતની વાતો અલ્પ પ્રમાણમાં લીધી છે. મકતુબાત શરીફના આ સારાંશનું નામ આપે 'તજલ્લિયાતે રબ્બાની' આપ્યું છે, અને કુતુબખાના અલફુર્કાન, લખનવે એનું પ્રકાશન કર્યું છે.

ઉપરાંત આપે એ શૈલીનું અનુકરણ કરીને 'મકતુબાતે ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ની ત્રણે જિલ્દોનો સારાંશ પણ લખ્યો છે.

મવલાના નસીમ અહમદ ફરીદી અમરોહી સાહબ (રહ.) પોતે 'તજલ્લિયાતે રબ્બાની'માં લખે છે કે :-

> "દુર્રે લાસાની, તલ્ખીસ મકતૂબાતે ઈમામે રબ્બાની મુવલ્લિફહ મવલાના મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી મુજદ્દિદી જ્યપુરી (રહ.) તકસીમે હિન્દ કે બઅદ મેરે મુતાલઅહમેં આઈ. મુઝે યેહ તર્ઝ અચ્છી મઅલૂમ હૂઈ ઔર મૈને ઈસી તર્ઝ પર સબસે પેહલે મકતૂબાતે ખ્વાજા મુહમ્મદ મઅસૂમ (રહ.)કી તીનો જિલ્દો પર કામ કિયા."❶

❹

## મષનવી શરીફનો ખુલાસો

હઝરત મવલાના જલાલુદ્દીન રૂમી (રહ.)ની મષનવી શરીફ એટલી જગવિખ્યાત છે કે ભાગ્યે જ કોઈ મુસ્લિમ એનાથી અપરિચિત હશે. એના (છ) દળદાર ગ્રંથો ઈલ્મના ખજાના સમાન છે. પરંતુ એ

---

❶ 'તજલ્લિયાતે રબ્બાની' ભાગ પહેલો, પાનું ૩૯

પણ ફારસી ભાષામાં છે અને વિષય ગહન છે એટલે સામાન્યજનો એને સમજી શકતા નથી.

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) લખે છે કે :-

મેં મવલાના રૂમી રહમતુલ્લાહિ અલયહિની મષનવીનો પણ ખુલાસો (સારાંશ) પોતાની હેસિયત અને સમજશક્તિ પ્રમાણે કર્યો છે. મષનવીમાં હઝરત મવલાના રહમતુલ્લાહિ અલયહિનો હિદાયતે ખલ્ક, તર્કે દુન્યા, કુર્બે ખુદાનો હેતુ જેમાં છે તે અશઆરોને મેં ફારસી ભાષામાં જ લખ્યા છે પરંતુ તેની નીચે ઉર્દૂ ભાષામાં મતલબ અને ખુલાસો લખી દીધો છે.

ઈન્શાઅલ્લાહ ઈલ્મ અને રસ ધરાવનારાઓ મકતૂબાત તેમજ મષનવીનો આ ખુલાસો (સારાંશ) વાંચીને ખૂબ ખૂશ અને આનંદિત થશે અને મુજ ખાદિમે અઝલ્લી (અનાદિ સેવક) મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી, મુજદ્દિદી, જયપુરીના માટે દુઆએ મગફિરત ફરમાવશે.❶

ખૂબ જ નવાઈની વાત છે કે દાદા હઝરત સાહબ (રહ.)એ મષનવી શરીફનો મજકૂર ખુલાસો લખ્યાને ૬૦ (સાંઠ) કરતાંયે વધારે વર્ષો વીતી ગયા હોવા છતાં હજુ સુધી એ ઉર્દૂમાં પણ છપાઈને પ્રગટ થયો નથી !

'કુલ્લુ અમ્રિન મરહૂનુન બિ અવકાતિહા'

(દરેક ચીઝ તેના નક્કી થયેલાં સમયે જાહેર થાય છે.)

---

❶ 'દુર્રે લાસાની' જિ. ૧ ગુજરાતી પા. ૮૭,૮૮ ઉર્દૂ પા. ૬

પ્રમાણે, કદાચ એના પ્રકાશનનો સમય હજુ આવ્યો નથી !

હે મુસબ્બિબુલ અસબાબ !
આ મહામૂલી કૃતિ વહેલામાં વહેલી પ્રગટ થાય તેવા
અસબાબ પેદા ફરમાવ અને લોકોને એનાથી
ફયઝયાબ ફરમાવ !

મજકૂર સારાંશની, દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાના દસ્તે મુબારક વડે લખેલી અસલ હસ્તપ્રત (મેન્યુસ્ક્રીપ્ટ)ના અવલોકનનો અને તેની વરકગર્દાની વિહંગાવલોકન કરવાનો લહાવો, જયપુરમાં હિદાયત મસ્જિદમાં, આ નાચીઝ લેખકને મળ્યો હતો. અલ્હમ્દુલિલ્લાહ !

**5**

## હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના મકતૂબાત શરીફનો ખુલાસો

દાદા હઝરત સાહબ (રહ.)એ 'દુર્રે લાસાની' જિલ્દ-૨ ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે :-

હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ના સર્વ મકતૂબાતનો ખુલાસો કરી ચૂકયો છું.

હવે એ ઈરાદો છે કે ઈન્શાઅલ્લાહ
કય્યૂમે જહાન,
પેશવાએ આરિફાન,
ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના
મકતૂબાત શરીફનો પણ ઉર્દૂ ભાષામાં ખુલાસો કરીને

ઈલ્મવાળાઓ અને તાલિબોની ખિદમતમાં પેશ કરું,
કારણકે જેવી રીતે
કુર્આને મજીદની હકીકી તફસીર હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદાતમાં, 'સિહાહ સિત્તહ' (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ...વગેરે હદીસના છ પ્રમાણભૂત ગ્રંથો)માં છે;

એ જ પ્રમાણે
હઝરત ઈમામે રબ્બાનીના ઈર્શાદાતની પૂરી તફસીલ (વિગત અને વિવરણ) તથા મુશ્કેલ વિષયોનું સ્પષ્ટીકરણ, વિવેચન અને અર્થઘટન હઝરત ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)ના મકતૂબાતમાં છે.❶

દાદા હઝરત સાહબ (રહ.)નો આ મુબારક ઈરાદો પરિપૂર્ણ થયો હતો કે નહિ તે જાણી શકાયું નથી.

❻

## 'કુતૂહુલ હર્મૈન'

### કિતાબ લખવા માટે ગૈબથી તકાઝો

હિજરીસન ૧૩૯૫ મુતાબિક ઈસવીસન ૧૯૭૫ માં દાદા હઝરત સાહબ (રહ.) ૭૫ (પંચાણું) વર્ષની ઉંમરે હજ માટે તશરીફ લઈ ગયા.

દરબારે ખુદા અને દરબારે હબીબે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ

❶ 'દુર્રે નાસાની' જિલ્દ ૨, ગુજરાતી પા.૨૦, ઉર્દૂ પા. ૮ (જીમ)

વ સલ્લમ)માં આપ પર જે ઈનાયતો અને નવાઝિશોની વર્ષા થઈ તેની વિગતો આપે સતત ચાર વર્ષ સુધી છુપાવી રાખી પરંતુ એને જાહેર કરવા માટે ગેબથી સતત ઈશારાઓ થતાં રહ્યા એટલે ઈસવીસન ૧૯૪૯ માં, ઈન્તેકાલથી માત્ર બે વર્ષ પહેલાં, અલ્લાહના આદેશના પાલન માટે 'કુતૂહુલ હર્મૈન' કિતાબ લખી. આપ (રહ.) બોલતા જતા હતા અને આપના પૌત્ર તથા ભાવિ જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) લખતા હતા. એ લેખન વખતના એક બનાવનું વર્ણન આગળ આવી ગયું છે. મજકૂર કિતાબની પ્રથમ આવૃત્તિની છપાઈનું કામ 'હક' ઉર્દૂ સામયિકના તંત્રી મર્હુમ મવલવી અબ્દુલ હક સાહબની નિગરાનીમાં લખનવમાં થયું.

આપ (રહ.)એ પોતે લખ્યું છે કે :-

મેં આ કિતાબ પોતે નથી લખી, ન તે નેઅમતે ઈલાહીને કે જે મુજ ગુનેહગાર અને ખતાકાર પર થઈ, જાહેર કરવા ચાહી, પરંતુ ગયબથી વારંવાર તકાઝો થયો અને આ આયતે શરીફ :-

'વ અમ્મા બિનિઅ્મતિ રબ્બિ-ક ફહદ્દિષ્'

(અને પોતાના રબની નેઅમતોનું વર્ણન કરો !)

ની સદા કાનોમાં આવી !

આ વાત પણ નઝર સામે છે કે,

હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમે ઈર્શાદ ફરમાવ્યો છે કે :-

"જે શખ્સ મારા વિશે કોઈ હાલ યા ખ્વાબ ગલત બયાન કરશે, તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવશે."

અકકલમંદ ઈન્સાન દુનિયાના મુઆમલામાં પણ જૂઠું બોલવા નથી ચાહતો અને એને બૂરું સમજે છે, તો મુસલમાન હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વિશે શું (જૂઠ) બોલશે ? ❶

આગળ બીજી એક જગાએ વધારે ભારપૂર્વક લખ્યું છે કે :-

હું લખી ચૂકયો છું અને ફરી પાછો છેવટે લખું છું કે, રસૂલે કરીમ અલયહિસ્સલાતો વસ્સલામના ઈનાયત અને ઈકરામના જે હાલાત મેં લખ્યા છે, તે પોતાની ઈઝઝત વધારવા માટે યા ફખ્રના માટે લખ્યાં નથી, બલ્કે ગયબના ઈશારા પ્રમાણે લખ્યા છે અને એટલા માટે લખ્યા છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુસલમાનો મુહબ્બત પયદા કરે; કારણકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત જ કમાલે ઈમાન છે; અને એ મુહબ્બત જ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કબ્ર અને હશ્રના સંગાથનો બેહતરીન વસીલો અને ઝરીયો છે.

એક સહાબી (રદિ.)એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અર્ઝ કરી કે,

> "હે રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
> કિયામત કયારે છે ?"

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો,

> "તું કિયામતનો હાલ પૂછે છે !
> તેં કિયામતના માટે શું જમા કર્યું છે ?"

(તેણે) અર્ઝ કરી કે,

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૪૭ ઉર્દૂ પા. ૨૧

"હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી પાસે તો કોઈ નેક અમલ નથી !"

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો,

"કંઈક પણ છે ?"

તો તે સહાબી (રદિ.)એ અર્ઝ કરી કે,

"હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મારી પાસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત સિવાય બીજું કંઈ નથી !"

તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'અલ મરઉ મઅ મન અહબ્બ'

(જે જેની સાથે મુહબ્બત ધરાવે છે તે તેની સાથે હશે.)

એટલે જે મુસ્લિમ પોતાનું ભલું ચાહતો હોય અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંગાથ ચાહતો હોય,

- તે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત પયદા કરે !
- દુરૂદ શરીફ વધારે પ્રમાણમાં પઢે !
- જો સ્થિતિપાત્ર હોય, તો રવઝએ પાક પર હાજર થાય, હજ કરે !
- જો સ્થિતિપાત્ર ન હોય, તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (પયરવી, અનુસરણ) કરે અને મુહબ્બત કરે !
- મુહબ્બતનો પુરાવો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની ઈત્તિબાઅ છે. માત્ર મૌખિક વાતો કર્યા કરવી બેકાર છે.[1]

## ગાગરમાં સાગર

દાદા હઝરત સાહબ (રહ.)ની અન્ય કિતાબોની જેમ 'કુતૂહુલ હર્મૈન'ને પણ 'ગાગરમાં સાગર'ની ઉપમા બંધ બેસે છે! માત્ર ૬૫ (પાંસઠ) પૃષ્ઠોની આ નાનકડી પુસ્તિકામાં આપ (રહ.)એ માત્ર ખુદા અને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નવાઝિશોના બનાવોનું વર્ણન કરવાથી જ સંતોષ માન્યો નથી બલ્કે એની સાથે એટલાં બધાં સૂક્ષ્મ અને ગહન વિષયોની છણાવટ કરી છેકે આપણને હેરત થાય છે!

આટલી નાનકડી કિતાબમાં આપે જે બાબતોની છણાવટ કરી છે તેની માત્ર યાદી પર જ નઝર નાખવાથી આ વાતનો અંદાઝો આવી શકે છે.

આ રહ્યા એ વિષયો :-

- હજની ફઝીલતો
- રોઝએ અકદસની હાજરી અનિવાર્ય શા માટે છે?
- ખલ્કની બક્ષિશ કેવી રીતે થશે ?
- રવઝએ અકદસની હાજરીની ખુસૂસિયત
- અલ્લાહ તઆલાની મઈય્યત (સંગાથ)ની ચર્ચા
- હુઝૂર (સલ.)ની બુઝુર્ગી અને બરતરીની ચર્ચા
- આજે મુસલમાનોની પડતીના કારણો
- હુઝૂર (સલ.)ની મુહબ્બત કમાલે ઈમાન શા માટે છે?

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજ. પા. ૯૯ અને ૧૦૦, ઉર્દૂ પા. ૬૫ અને ૬૬

- કમાલની સાબિતી શી ?
- કઅબા શરીફ તરફ સિજ્દો શા માટે ?
- અંબિયા (અલયહિમુસ્સલામ)ની ખબરો ખરી શા માટે ?
- નૂરે ખુદાના ઉતરાણ માટે કઅબા શરીફને જ પસંદગી શા માટે ?
- બાઅદબ દુરૂદ શરીફ પઢવાની ફઝીલતો
- હુઝૂર (સલ.)થી આપણે દૂર શા માટે ?
- ખાસાને ખુદાની અર્વાહે તૈયિબાત
- કબરમાં સવાલ વખતે હુઝૂર (સલ.)ની હાજરી
- હુઝૂર (સલ.)ના કમાલાતને માનવામાં ખમચાવું ઈમાનની ખરાબી છે.
- હુઝૂર (સલ.)ની કેટલીક વિશેષતાઓ
- દુનિયાની મોહમાયામાં ફસાઈ નહિ જવા હિદાયત
- ફયઝાને મુહમ્મદી (સલ.)ની ચર્ચા
- કશ્ફ અને ખ્વાબની કસોટી
- ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાની વસ્તુઓનો તફાવત
- તકફ્ની લોકોની મદદ કરવા વિશે
- ઉમ્મતે મુહમ્મદી (સલ.)ના ઉલમા, બની ઈસરાઈલના અંબિયા સમાન છે.
- મઝહબનો આધાર દલીલો પર નથી.
- નૂરે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
- મદીનએ મુનવ્વરાની ઝિયારત કરનારાઓ માટે જરૂરી માર્ગદર્શન

આ કિતાબ ખરેખર દાદા હઝરત સાહબ (રહ.)ની એક કરામત છે એમ કહી શકાય !

## આરિફો અને આલિમો પણ પ્રભાવિત

'કુતૂહુલ હર્મૈન' કિતાબના વાંચનથી મોટા મોટા આરિફો અને આલિમો પણ કેટલા પ્રભાવિત થયેલાં છે તેનો અંદાઝો આવી શકે તે માટે, નમૂના તરીકે માત્ર બે અભિપ્રાયો અહીં આપ્યા છે.

(૧)

"રિસાલહ નિહાયત મુબારક ઔર પુરનૂર હૈ. જિસ હસ્તીકી તરફ ઈસકા ઈન્તિસાબ હૈ વોહ ખૂદ ભી બડી મુબારક હસ્તી હૈ. યેહ નિસ્બત હી ઈસકી અકેલી કાફી દલીલ હૈ. ઈન્શાઅલ્લાહો તઆલા ઈસસે લોગોંકો કાફી ફયઝ પહૂંચેગા."

શૈખુલ હદીસ હઝરત મવલાના
મુહમ્મદ રઝા અજ્મેરી સાહબ (રહ.)

(૨)

"હઝરત અકદસ અલહાજ મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ રહમતંવ વાસિઅહ કી હર કિતાબ ઐસી હૈ કે જિસકો હિરઝેજાન બનાલી જાએ ઔર હઝરત મવસૂફકી તમામ તસ્નીફાત દિલપઝીર ઔર ઈમાન અફઝૂં હૈ ઔર ઐસે દિલચસ્પ મઝામીને હકકહ હૈ ઔર નિકાતે તસવ્વુફસે મઅમૂર હૈ કે જબ કિતાબ કો પઢના શુરૂઅ કરતે હૈં તો ફિર છોડનેકો જી હી નહીં ચાહતા ઔર જબ તક ખત્મ ન કરલેં ચૈન નહીં આતા. ચુનાંચે હઝરતકી કિતાબ 'કુતૂહુલ હર્મૈન'મેં ભી યહી જાઝબિય્યત દેખી.

અલ્હમ્દુલિલ્લાહ ! કિતાબ અપને મવઝૂઅમેં બેનઝીર પાઈ. અજીબો ગરીબ વાકિઆત ઔર ઈલ્હામી ફુયૂઝાતસે મઅમૂર હૈ. ખુસૂસન હરમૈન શરીફૈન કી અઝમત ઔર હુઝૂર પુરનૂર, આકાએ

નામદાર, તાજદારે મદીના, નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકી ઝિયારત કે મનામાતે સાદિકહ ઔર ઈનાયાતે અઝીમહ ઔર નવાઝિશાતે અજીબહકો પઢ કર કિસી અકલે સલીમ રખનેવાલેકો આપકે હયાતુન્નબી હોનેમેં ઝર્રહ બરાબર શક વ શુબહ કી ગુંજાઈશ બાકી નહીં રહ સકતી.

બહરહાલ કિતાબ અપને મવઝૂઅમેં બેનઝીર હૈ. હક તઆલા હમ સબકો હુઝૂર (સલ.)કી સુન્નતોં પર અમલ પયરા હો કર આપ (સલ.)કે તકર્રુબસે નવાઝ કર રઝાએ હક તઆલાકા ઝરીઆ બનાએ. આમીન !''

શૈખુલ હદીસ હઝરત મવલાના
શયખ અહમદુલ્લાહ સાહબ (રહ.)

આવા જ બીજા અસંખ્ય અભિપ્રાયો પ્રાપ્ત થયેલાં છે પરંતુ સંક્ષેપ જાળવવાના માટે અહીં આપ્યા નથી.

## એક અદ્દભુત્ બનાવ

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના મુરીદ તથા હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના અને હવે હઝરત મવલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.)ના પણ મુકર્રબ ખાદિમ, આ લખનારના પ્રિય મિત્ર, સુરતના મુહતરમ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીયા સાહબે પોતાના તા. ૧૩-૧૨-૧૯૮૨ના પત્રમાં એ અદ્દભુત બનાવ લખ્યો હતો જે તેમના જ શબ્દોમાં અહીં રજૂ કરું છું.

'કુતૂહુલ હર્મૈન' (ગુજરાતી)કા એક હયરતઅંગેઝ વાકિઆ સુનકર મુઝે નિહાયત ખૂશી હૂઈ ઔર ગાલિબન આપકો તો મુઝસે ઝિયાદહ હી મસર્રત ઔર ખૂશી હોગી.

મેરે એક સ્કૂલકે સાથી ઔર હમારે પીરભાઈ મુહતરમ હયદરભાઈ રેતીવાલે ગુઝિશ્તહ સાલ હજકો ગએ થે. હજકો જાનેસે પેહલે વોહ મેરે પાસ મિલને આએ થે. મૈંને ઉન્હેં 'ફુતૂહુલ હર્મૈન' દી થી. વોહ અપને સાથ લે ગએ. કિતાબ પઢનેસે ઉન્હેં બહુત સહુલતેં મિલી ઔર ઉન્હોંને હજમેં કિતાબકે મુતઅલ્લિક અમલ કિયા.

મકકા શરીફમેં ઉન્હોંને દુઆકે લિએ શજરએ તય્યિબહ પઢના મખ્સૂસ કર લિયા. વિદાઅ કે મોકા પર ભી હરમ શરીફસે નિકલતે હૂએ શજરએ તય્યિબહ પઢતે હૂએ ઔર અદબન ઉલ્ટે પાઉં (કઅબા શરીફકો પીઠ ન લગે) ઈસ તરહ નિકલે.

શજરએ તય્યિબહમેં જામિઅ દુઆએં હૈં ઔર વોહ ભી હમારેં બુઝુર્ગોંકે વસીલોંકે સાથ હૈ.

ગરઝ મકકહકે બાદ મદીનહ શરીફ ગએ ઔર વહાં ભી રોઝાનહ 'ફુતૂહુલ હર્મૈન' અપને સાથ લેકર જાયા કરતે થે ઔર શજરએ તય્યિબહ પઢા કરતે થે. આખીરી રોઝ જબ યેહ હરમ શરીફમેં ગએ તો યેહ આખરી હાઝરી થી. મકાન હરમ શરીફસે બહુત દૂર થા. રોઝએ અકદસ ઔર મસ્જિદે નબવીકી આખરી ઝિયારત થી. લેકિન ઈસ મોકા પર વોહ 'ફુતૂહુલ હર્મૈન' અપને સાથ લે જાના ભૂલ ગએ ! વહાં પહુંચ કર ઉન્હેં યાદ આયા ! લેકિન અબ વકતકી ગુંજાઈશ ન થી. યહાંસે જા કર વાપસી કે લિએ બસમેં સવાર હો જાના હૈ. ઉન્હેં બહુત સદમહ ઔર રંજ હુવા કે આજ આખરી રોઝ ઔર વિદાઅ કે રોઝ મૈં 'ફુતૂહુલ હર્મૈન' ભૂલ ગયા ! લેકિન અબ કયા કિયા જાએ ? શજરએ તય્યિબહ મુંહ પર યાદ ભી નહીં !

ઈસ સદમહકે સાથ ઉન્હોંને નમાઝ અદા કી. નમાઝસે ફારિગ હોનેકે બઅદ વોહ કયા દેખતે હૈ કે 'ફુતૂહુલ હર્મૈન'કી એક કિતાબ

(ગુજરાતી) ઉનકે પડોશમેં એક શખ્સકે પાસ પડી હે ! ઉસ શખ્સકો પૂછા. ઉન્હોંને કહા કે વોહ સૂરત કે કરીબ વરાછા ગાંઉં કે હે. લેકિન ઉન્હોંને કહા કે યેહ કિતાબ ઉનકી નહીં હે. દૂસરે લોગોં સે પૂછા લેકિન ઈસ કિતાબકા કોઈ માલિક નહીં નિકલા. તબ ઉન્હોંને ઈત્મિનાનકા સાંસ લિયા ઔર શજરએ તય્યિબહ પઢા. હુઝૂર અકદસ કે રોઝએ અકદસ પર ભી શજરહ પઢા. ઔર વાપસ મસ્જિદે નબવીમેં વોહ કિતાબ રખ દી !''



બાદમાં જ્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) સુરત તશરીફ લાવ્યા હતા ત્યારે મુહતરમ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીયાએ આપ (રહ.)ને આ બનાવ જણાવ્યો હતો અને મુહતરમ હયદરભાઈ રેતીવાલા સાથે આપ (રહ.)ની રૂબરૂ મુલાકાત કરાવીને આ બનાવની તસ્દીક કરાવી હતી.

કિતાબ લખાયાના આશરે ૩૩ (તેંત્રીસ) વરસ પછીનો આ બનાવ છે. દરબારે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં એની મકબૂલિયતનો એ પૂરાવો છે.

**7**

## કાવ્યો

દાદા હઝરત સાહબ (રહ.)ને કવિતા લેખન ઉપર પણ ભારે પ્રભુત્વ હતું. આપ (રહ.)એ ઉર્દૂ અને ફારસી બંને ભાષાઓમાં ઘણી કવિતાઓ લખી છે. હમ્દ, નઅત, મન્કબત, દુઆ, નઝમ વગેરે અનેક પ્રકારની કવિતાઓ આપ (રહ.)એ લખી છે. આપ (રહ.)ની

કવિતાઓ આપ (રહ.)ની કિતાબોમાં પાને પાને પથરાયેલી અને છવાયેલી છે.

## આપ (રહ.)ના કાવ્યોની યાદી

આપ (રહ.)ની કિતાબોમાંથી આપ (રહ.)ની કવિતાઓની યાદી નીચે રજૂ કરું છું જેનાથી આપ (રહ.)ના કાવ્ય સર્જનની વિપુલતા, વૈવિધ્ય અને વિશિષ્ટતાનો ખ્યાલ આવશે.

| ક્રમ | શરૂઆતના શબ્દો કે શિર્ષક | ભાષા | પ્રકાર | કિતાબ પાનું |
|---|---|---|---|---|
| | | | | મે.સુ. |
| ૧ | 'નેસ્ત ખવફો ગમ બરાયે અવલિયા....... | ફા. | મન્કબત | ૧ |
| ૨ | 'મન બ ખ્વાબો પાસબાને મન તૂઈ....... | ,, | મુનાજાત | ૬ |
| ૩ | 'કફ્શહા હઝરત બિલાલે બા સફા......... | ,, | મન્કબત | ૨૧ |
| ૪ | 'રાસ્ત ફરમૂદ આં સિપહદારે બશર........ | ,, | નઅત | ૪૮ |
| ૫ | 'વકતે રફતન બરકદમ બાયદ નઝર........ | ,, | નઝમ | ૫૮ |
| ૬ | 'કિનઓ બુગ્ઝો હસદ હીકદો રિયા........ | ,, | ,, | ૫૯ |
| ૭ | 'અબ્દે ખાલિક પેશવાએ આરીફાં......... | ,, | મન્કબત | ૬૪ |
| ૮ | 'યાદદાશ્ત હાસિલ શવદ બઅદ અઝ ફના.. | ,, | નઝમ | ૬૭ |
| ૯ | 'કારબે ઉસ્તાદ ખ્વાહી સાખ્તન........... | ,, | શે'ર | ૬૮ |
| ૧૦ | 'હઝરતે સિદ્દીકે અકબર બા વકાર......... | ,, | મન્કબત | ૮૫ |
| ૧૧ | 'હઝરતે ખ્વાજા મુહમ્મદ નકશબંદ......... | ,, | ,, | ૮૫ |
| ૧૨ | 'દાદેમ તોરા અઝ ગંજે મકસૂદ નિશાન.... | ,, | શે'ર | ૧૩૮ |
| ૧૩ | 'હર શબે આખિરમેં રબ્બુલ આલમીન... | ઉ. | નઝમ | ૧૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૯ | 'યા રબ તુ કરીમી વ રસૂલે તુ કરીમ....... | ફા. | શે'ર | ૧૫૫ |
| | | | | દુ.લા. |
| ૬૦ | 'હય મા'રિફતે કુલસે વરા ઝાતે ઈલાહી... | ,, | નઅત | |
| | | | | કુ.હ. |
| ૬૧ | 'તઆલલ્લાહ કયા પુરનૂર................ | ઉ. | ,, | ૬૮ |
| ૬૨ | 'ઈ સના ગુફતનઝે મન.................. | ફા. | હમ્દ | ૮ |
| ૬૩ | 'અગર હર મૂએ તન ગર્દદ.............. | ,, | નઅત | ૩૩ |
| ૬૪ | 'હય મા'રિફતે કુલસે વરા ઝાતે ઈલાહી... | ,, | ,, | ૪૩ |
| ૬૫ | 'શરફુલ ઈન્સાને બિલ ઈલ્મે............... | ,, | નઝમ | ૪૪ |
| ૬૬ | 'ખરાબાતિયાં મય પરસ્તી કુનીદ......... | ,, | શે'ર | ૫૦ |
| ૬૭ | 'ઈસ સિવા કુછભી નહીં.................. | ઉ. | નઝમ | - |

ઉપરોકત યાદી પર નઝર નાખવાથી જાણાશે કે હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ કેટલા વિપુલ પ્રમાણમાં કાવ્ય સર્જન કર્યુ હતું. અગર આપ (રહ.)ના તમામ કાવ્યોને અલગ તારવીને સંપાદન કરવામાં આવે તો એક સુંદર કાવ્ય સંગ્રહ (દીવાન) તૈયાર થઈ શકે.

અલ હિદાયહ ઈસ્લામિક સ્ટડીઝ એન્ડ રીસર્ચ સેન્ટર, જયપુર તરફથી આ કામ પણ ઈન્શાઅલ્લાહ ભવિષ્યમાં જરૂર થશે એવી આશા જરૂર રાખી શકાય.

- ☐ આ કિતાબની શરૂઆતમાં આપ (રહ.)ની ત્રણ કાવ્યકૃતિઓ મૂકી છે. આ કૃતિઓથી વાચકોને આપની ઉચ્ચ કવિત્વ શકિતનો ખ્યાલ આવશે.
- ☐ અહીં એક નઝમ 'ઈસ સિવા કુછભી નહીં' રજૂકરી છે. આ નઝમ

મુહતરમ અલહાજ બશીર અહમદ સાહબ કાનપૂરી (રહ.)એ અલગ પત્રિકારૂપે છપાવીને વરસો પહેલાં એને પ્રગટ કરી હતી.

- આપની હજના બયાનમાં 'યે શહરે મદીના હય' કાવ્ય છે.
- આપે કવિતા રૂપે લખેલો મુબારક શજરહ પણ આપની ઉચ્ચ કાવ્ય શકિતનો નમૂનો છે.

## ઈસ સિવા કુછ ભી નહીં

હય યહ હસ્તી હસ્તીએ મવહૂમ ઔર કુછ ભી નહીં,
દઅવએ હસ્તી હય બાતિલ ઈસ સિવા કુછ ભી નહીં.

જિસપે આઈદ હો ગયા 'ઈન્ના ખલક્ના' કા લકબ,
હય વહી મઅદૂમ બેશક ઈસ સિવા કુછ ભી નહીં.

'કુલ્લુ શયઈન હાલિકુન' હય હુકમે રબ્બે લા યઝાલ,
ઝાતે હક બાકી રહેગી ઈસ સિવા કુઝ ભી નહીં.

જો હુવા પયદા મરેગા, જો બના ગિર જાયેગા,
ઈસ સિવા કુછ ભી નહીં, ઈસ સિવા કુછ ભી નહીં.

મહજબીન વ મહલકા મિસ્લે ગુલે ખૂશબૂઓ રંગ,
ખાકમેં મિલ જાએંગે બસ ઈસ સિવા કુછ ભી નહીં.

હય કહાં બુકરાતો સુકરાતો અરસ્તૂ જાલીનૂસ,
બે નિશાની હય નિશાન બસ ઈસ સિવા કુછ ભી નહીં.

હઝરતે આદમ ❶ વ મૂસા ❶ વ ઈસા ❶ વ અહમદ નબી ❷
ચલ દીએ કરકે હિદાયત ઈસ સિવા કુછ ભી નહીં.

---

❶ અલયહિસ્સલામ ❷ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

હઝરતે સિદ્દીક આ'ઝમ❶, ઔર ઉમર❶ ઉસ્માન❶, અલી❶,
સબ હૂએ યાં સે રવાં બસ ઈસ સિવા કુછ ભી નહીં.

બૂ હનીફહ❷, શાફઈ❷, વ માલિક❷ વ હંબલ❷ ઈમામ,
મકબરોંમેં દફન હય બસ ઈસ સિવા કુછ ભી નહીં.

તખ્તે શાહી પર બહાલતે શાહ જિનકો નાઝ થા,
કબ્રમેં મહબૂસ હંય બસ ઈસ સિવા કુછ ભી નહીં.

જિનકે નૌબતખાનોંમેં બજતીથી નૌબત સુબ્હો શામ,
બોલતેં હય બૂમ વાં બસ ઈસ સિવા કુછ ભી નહીં.

ઝબ્તે અહકામે ઈલાહી કર ગએ ચારોં ઈમામ,
રાહે હક બેશક યહી હય બસ ઈસ સિવા કુછ ભી નહીં.

સબ સહાબાને જો તરતીબે ખિલાફત માન લી,
હક યહી હય, હક યહી, બસ ઈસ સિવા કુછ ભી નહીં.

જો કરે દઅવએ વિલાયત હો શરીઅતકે ખિલાફ,
જાન લો કાઝિબ હય વોહ બસ ઈસ સિવા કુછ ભી નહીં.

મત બના સૂરત ફકીરોંકી ન હો મશહૂર તૂ,
મુત્તબએ ખૈરુલ બશર હો બસ ઈસ સિવા કુછ ભી નહીં.

તેરી સૂરત ઔર કપડોં પર નિગહ રબકી નહીં,
દેખતા હય દિલકો હક, બસ ઈસ સિવા કુછ ભી નહીં.

હુબ્બે દુન્યા છોડ દે, હિર્સો તમઅકો છોડ દે,
હુબ્બે હકકો સાથ લે, બસ ઈસ સિવા કુછ ભી નહીં.

---

❶ રદિયલ્લાહુ અન્હુ ❷ રહમતુલ્લાહિ અલયહ

માલ જો હક્ને દિયા હય, રાહે હકમેં સર્ફ કર,
સાથ અપના માલ લે, બસ ઈસ સિવા કુછ ભી નહીં.

આજિઝોંકી દસ્તગીરી ખિદમતે ખલ્કે ખુદા,
રબકી ખૂશ્નૂદી યહી હય, ઈસ સિવા કુછ ભી નહીં.

હક્ને ફરમાયા હય દુન્યાકો 'કલીલુન' ઔર 'ગુરૂર',
ગર ફંસા ઈસમેં હો ઝિલ્લત ઈસ સિવા કુછ ભી નહીં.

બસ કનાઅતમેં હય ઈઝઝત ઔર તમઅ બેઈઝઝતી,
લે કનાઅતકા ખઝાના ઈસ સિવા કુછ ભી નહીં.

જો ખુદાને કર દિયા મકસૂમ વોહ મિલ જાએગા,
ફિક્ર લા હાસિલ હય તેરી ઈસ સિવા કુછ ભી નહીં.

મોમિનો જિસને ન દેખા રોઝએ અત્હરે રસૂલ (સલ.),
હય સિયહ બખ્તોંમેં બેશક ઈસ સિવા કુછ ભી નહીં.

જબ હૂઈ કામિલ મુહબ્બત અહમદે મુખ્તારકી (સલ.),
મોમિને કામિલ હય બેશક ઈસ સિવા કુછ ભી નહીં.

ફઝલ પર જિસકી નિગહ હય, ઔર શફાઅત પર યકીન,
ખૌફો ખતરેસે બરી હય, ઈસ સિવા કુછ ભી નહીં.

જબ સુના 'લા તક્નતૂ મિર્રહમતિલ્લાહ'કા બયાન,
તક્યિહ રહમત પે હય તેરી, ઈસ સિવા કુછ ભી નહીં.

ન ઈબાદ્દત ઝોહદો તાઅત, ન હય તક્વઓ વર્અ,
તેરી રહમત ચાહિએ બસ ઈસ સિવા કુછ ભી નહીં.

બંદએ આસી હૂં મૈં ઔર તૂ હય રહમાન ઔર રહીમ,
બખ્શ દે ગફ્ફાર મેરે ઈસ સિવા કુછ ભી નહીં.

કામ જો કરનેકા યહ વોહ ખાસ હય યાદે ખુદા,
ઈસ સિવા કુછ ભી નહીં, ઈસ સિવા કુછ ભી નહીં.

કર 'હિદાયત' કો હિદાયત ઔર કર ફઝલો કરમ,
હય દુઆ તુઝસે યહી બસ ઈસ સિવા કુછ ભી નહીં.

## 8

## પવિત્ર પત્રો

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના અનેક ખલીફાઓ હતા. ઉપરાંત દેશ-વિદેશમાં હઝારો મુરીદો અને અસંખ્ય ચાહકો, અકીદતમંદો અને મિત્રો હતા. તેઓ પૈકી અનેક લોકો સાથે આપ (રહ.)નો પત્રવ્યવહાર થયો હતો. હકના તાલિબો અને સાલિકોના માટે એ પત્રોમાં કીમતી હિદાયતો, નસીહતો અને માર્ગદર્શન મોજૂદ છે.

હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ મજકૂર પત્રો પૈકી ઘણાં પત્રો વિવિધ વ્યક્તિઓ પાસેથી મેળવીને ભેગાં કર્યા હતા અને તેને પુસ્તકરૂપે પ્રગટ કરવાના હતા પરંતુ આપ (રહ.)ની એ આરઝૂ અધૂરી રહી. આપ (રહ.)ના જાનશીન સાહબઝાદા હઝરત મવલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) એ અધૂરી આરઝૂને પૂરી ફરમાવશે એવી આશા છે.

નમૂનારૂપે અહીં માત્ર એક પત્ર રજૂ કરું છું. આ મુબારક પત્ર દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાના મહાન ખલીફા હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)ને તા.૨૩-૬-૧૯૪૬ ના રોજ લખ્યો હતો. હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (રહ.)એ પોતાના દસ્તે

મુબારક વડે મજકૂર પત્રની નકલ કરીને, તેના નીચે પોતાની સહી પણ કરીને આ નાચીઝ લખનારને તા. ૨૩-૮-૧૯૮૨ ના રોજ ઈનાયત ફરમાવ્યો હતો.

પત્ર મૂળ ઉર્દૂ ભાષામાં, માત્ર ગુજરાતી લિપ્યંતર કરીને અહીં ઉતારું છું મુશ્કેલ શબ્દોના ગુજરાતી અર્થો ફૂટનોટમાં આપ્યા છે.

મખ્દૂમી મવલવી મુહમ્મદ સોહરાબઅલી સાહબ,
અસ્સલામુ અલયકુમ.
ઈનાયતનામા પહૂંચા.
ખૂશી હૂઈ.
દિલકી દુરુસ્તગી❶મેં ઝિયાદહ વકત સર્ફ કરના❷ ચાહિયે.
કયૂંકે -
દુરુસ્તગીએ દિલ તમામ આ'ઝા❸કી દુરુસ્તગી હૈ.
ઔર -
ખરાબીએ દિલ તમામ આ'ઝા ઔર આ'માલકી ખરાબી હૈ.
જબ આપકે ઝાહિર ઔર બાતિન❹કી દુરુસ્તગી હો જાએગી,
તો ઉસકા અસર દૂસરોંકે ઝાહિર વ બાતિન પર પડેગા.

"યા અય્યુહલ્લઝી-ન આમનૂ કૂ અન્ફોસકુમ
વ અહલીકુમ નારા."❺

લિહાઝા❻ -
અપની દુરુસ્તગી બ મુકાબલહ ઔરોંકે મુકદ્દમ❼ હૈ.
ઝિક્ર વ ફિક્રે હકમેં ઝિયાદહ મશગૂલ રહે.
દુરુસ્તીએ કલ્બ❽ વ દુરુસ્તીએ આ'ઝા વ દુરુસ્તીએ નિય્યતકા યેહ બેહતરીન નુસ્ખા હૈ.
ખામોશીકો અપના મૂનીસ❾ બનાએ.
જમીઅ આફાતસે ઈસમેં નજાત મુઝમર❿ હૈ.

ઝિયાદહ વસ્સલામ

૨૩, જૂન, ૧૯૪૬ મુહમ્મદ હિદાયતઅલી

ઉસ્વએ હસનાએ⑪નબીય્યિલ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામકો મઝબૂત પકડેં તાકે રહમતે હક આપકા હાથ પકડે.

તારીખે નકલ (દસ્તખત)

૨૩, અગષ્ટ, ૧૯૮૨ મુહમ્મદ સોહરાબઅલી

---

| | | | |
|---|---|---|---|
| ❶ | દુરુસ્તગી | : | સુધારણા, ઈસ્લાહ |
| ❷ | સર્ફ કરના | : | વીતાવવું, ખર્ચ કરવું, વાપરવું |
| ❸ | આ'ઝા | : | અંગો, અવયવો |
| ❹ | બાતિન | : | દિલ, અંતર, હૈયું, હૃદય |
| ❺ | ભાવાર્થ | : | હે ઈમાનવાળાઓ! |

તમે પોતાની જાતને તથા પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો કે જેનું બળતણ (ઈંધણ) માણસો તેમજ પથ્થરો છે!

(સૂરએ 'તહરીમ' આયત ૬)

મજકૂર આયત શરીફમાં પ્રથમ પોતાની જાતને દોઝખની આગથી બચાવવાનો અલ્લાહ તઆલાએ આદેશ આપ્યો છે અને તે પછી ઘરવાળાઓનો ઉલ્લેખ છે. એટલે,

પોતાની ઝાતને બચાવવું પ્રથમ ક્રમે છે.
ઘરવાળાઓને બચાવવું બીજા ક્રમે છે.
અન્યોને બચાવવું ત્રીજા ક્રમે છે.

| | | | |
|---|---|---|---|
| ❻ | લિહાઝા | : | એટલે, તેથી |
| ❼ | મુકદ્દમ | : | પ્રથમ ક્રમે, અગ્રસ્થાને |
| ❽ | કલ્બ | : | દિલ, હૃદય, હૈયું |
| ❾ | મૂનીસ | : | મિત્ર, દોસ્ત, સાથી, રફીક |

⑩ જમીઅ આફાતસે ઈસમેં નજાત મુઝમર હૈ :
તમામ આફતોથી મુક્તિ એમાં છુપાયેલી છે.

⑪ ઉસ્વએ હસનહ : સુંદર રીતભાત, સુંદર આચરણ

**9**

## મુબારક મલ્ફૂઝાત

દાદા હઝરત સાહબ (રહ.)ની મુબારક કિતાબો, કવિતાઓ અને પત્રોની જેમ આપની પવિત્ર વાણી (મુબારક મલ્ફૂઝાત)માં પણ સતત ઈલ્મ અને હિકમતની વાતો વહેતી હતી. હકના તાલિબો અને સાલિકોને આપ વાઅઝ અને વાતચીતમાં પણ કીમતી હિદાયતો, નસીહતો અને માર્ગદર્શન આપતા રહેતા હતા.

તે જમાનામાં ટેપરેકોર્ડીંગ પ્રચલિત ન હતું એટલે આપ (રહ.)ની વાઅઝો અને મલફૂઝાતની કેસેટો મળવી તો શકય નથી પરંતુ આપ (રહ.)ના હઝારો મુરીદો પૈકી કેટલાક ઈલ્મ અને લેખનનો શોખ ધરાવનાર સાહબોએ એની લેખિત નોંધ કરી લીધેલી હોવાની પૂરી શકયતા છે. એટલે જે સાહબો પાસે એવી નોંધ હોય તેઓ જો એની ઝેરાક્ષ કોપીઓ મોકલવા મહેરબાની કરે તો ઈન્શાઅલ્લાહ ઈલ્મ અને હિકમતનો એક ખઝાનો જમા થઈ શકે એમ છે.

અલ્લાહ કરે કે એ કામ પણ થાય. આમીન !

**10**

## શિક્ષણ વિશે આપ (રહ.)ના ક્રાંતિકારક વિચારો

દાદા હઝરત સાહબ (રહ.)એ એક તરફ પોતાના બાતિની નૂર વડે હઝારો મુસલમાનોના દિલોને રોશન અને ઝિંદા કરી દીધાં !

મરેલાંને ફરીથી જીવંત કરવા કરતા પણ
મરેલાં દિલને જીવંત કરી દેવું એ બેહતર છે.

કારણ કે -

મરેલાંને ફરીથી જીવંત કરવામાં આવે તો પણ તે અમર થઈ જતો નથી. ગમે ત્યારે ફરીથી તેને મોત જરૂર આવશે. પરંતુ મરેલું દિલ એક વાર યાદે હક વડે જીવંત થઈ ગયા બાદ તે મરતું નથી.

વોહી ઝિંદા રહે જો મર ગએ યાદે ઈલાહીમેં,
હયાતે જાવિદાં આબે બકા અલ્લાહ હી અલ્લાહ હય.

બીજી તરફ દાદા હઝરત સાહબ (રહ.)એ મુસલમાનોની જાહેરી તરબિયત માટે પણ અથાગ કોશિશો અને મહેનતો તથા મથામણો કરી.

'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તકવીમ', કુતૂહુલ હર્મૈન', 'દુર્રે લાસાની' જેવી ઈલ્મના સાગર સમી કિતાબો લખીને તથા લાખો રૂપિયાના ખર્ચે 'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ' અને 'મદ્રસા તજ્વીદુલ કુર્આન' જેવી શિક્ષણ સંસ્થાઓ સ્થાપીને મુસલમાનોની જાહેરી ઈલ્મની પ્યાસ બુઝાવવા માટે તેમજ માનસિક અને જાહેરી શિક્ષણ અને કેળવણી માટે પણ પૂરતું ધ્યાન આપ્યું.

પરંતુ આપ (રહ.)ને એટલાથી સંતોષ ન હતો !

આપની નઝર કુર્આને કરીમની આ મશહૂર અને જામિઅ દુઆ પર હતી :-

'રબ્બના આતિના ફિદ્દુન્યા હસનતંવ વફિલ આખિરતિ હસનહ'

હે અમારા પરવરદિગાર !
અમને દુનિયામાં પણ ભલાઈ આપ ! અને
આખિરતમાં પણ નેઅમત અતા ફરમાવ !

**અર્થાત્**

અમારી દુનિયા અને આખિરત બંનેને સુંદર બનાવ !

આપ (રહ.) વર્તમાન શિક્ષણ પધ્ધતિમાં અને વ્યવસ્થામાં આમૂલ, ક્રાંતિકારક ફેરફારો કરીને એક એવી અનોખી શિક્ષણ સંસ્થા-દર્સગાહ સ્થાપવાની તમન્ના અને આરઝૂ ધરાવતા હતા કે જેમાં તા'લીમ હાસિલ કરવા પછી એમાંથી ફારિગ થનાર વ્યક્તિ દીન અને દુનિયા બંનેને લાયક બને.

આપના આ વિચારોનો સાક્ષી તે શીલાલેખ છે જે આપે 'મદ્રસા તા'લીમુલ ઈસ્લામ' અને 'મસ્જિદે હેઝુમ ફરોશાન'ના નિભાવની આવક માટેની વકફ મિલ્કતમાં ચણાવેલ છે અને હજૂ આજે પણ મોજૂદ છે.

આપ (રહ.)ની એ આરઝૂ આપ (રહ.)ના જીવનકાળમાં તો અધૂરી જ રહી પરંતુ બાદમાં આપના લાયક પૌત્ર અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ પોતાનું સમગ્ર જીવન એ ધ્યેયના માટે સમર્પિત કરીને 'જામિઆ હિદાયત'ની સ્થાપના મારફતે પોતાના મહાન દાદા સાહબ (રહ.)ની એ અધૂરી આરઝૂને પૂરી કરી.

અર્થાત્ 'જામિઅ હિદાયત'એ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના ખ્વાબની તા'બીર છે.

અલ્લાહ તઆલા એને તા કયામત કાયમ રાખે અને દિન-પ્રતિ-દિન એમાં તરક્કી અને ઉન્નતી અતા ફરમાવે ! આમીન !



## પતિ-પત્ની વચ્ચે પ્રેમાળ સંબંધો

દાદા હઝરત સાહબ (રહ.)ની શાદી જયપુરના પોષ્ટ માસ્ટર સૈયદ અહમદઅલી સાહબની સુસંસ્કારી પુત્રી સાથે થઈ હતી. આપનાં બીવી સાહિબા ખૂબ જ નેક, પરહેઝગાર, મુત્તકી, સાલિહા, સાબિરા અને ખિદમતગુઝાર ખાતૂન હતા.

દાદા હઝરત સાહબ (રહ.)ની આપ સતત ખિદમત કરવામાં મશગૂલ રહેતા હતા.

દાદા હઝરત સાહબ (રહ.) જ્યારે આખી-આખી રાત સતત મુરાકિબ થઈને બેસી રહેતા હતા ત્યારે ઉનાળામાં આપના બીવી સાહિબા આખી રાત, દાદા હઝરત સાહબ (રહ.)ની પાછળ બેસીને આપને પંખો નાખતા રહેતા હતા કારણકે ત્યારે ઈલેકટ્રીક પંખાઓ પ્રચલિત થયાં ન હતાં. આ પ્રમાણે હાથ વડે સતત પંખો નાખવાના કારણે આપના હાથમાં આંટાણ પણ પડી ગયા હતા.

દાદા હઝરત સાહબ (રહ.)ને પણ બીવી સાહિબા તરફ અપાર પ્રેમભાવ હતો. બીવી સાહિબાનો આપ એટલો આદર કરતા હતા કે તેમનું નામ લઈને કદી બોલાવતા ન હતા બલ્કે પોતાના મોટા પુત્ર અલ્તાફઅલી ખાન (હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહ.ના વાલિદ સાહબ)ના નામનો ઉપયોગ કરીને 'અલ્તાફની મા !' સંબોધન કરતા હતા. વળી બીવી સાહિબાને આપે સ્પષ્ટ સૂચના આપી હતી કે તેમના જૂતા (પગરખા)ને અડકે નહિ કારણકે બીવી સાહિબા સય્યિદાની હતા.

દાદા હઝરત સાહબ (રહ.) બીવી સાહિબાના કલ્બ તરફ પણ સતત બાતિની તવજ્જુહ ફરમાવતા રહેતા હતા.

બીવી સાહિબાની ખાલિસ ખિદમત અને
પ્રેમાળ પતિની બાતિની તવજ્જુહ રંગ લાવી !

અલ્લાહ તઆલાએ બીવી સાહિબાને પણ વિલાયતથી મુશર્રફ ફરમાવ્યા !

દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ દાદી અમ્મા હમેશાં કંઈક ખાલિપો અનુભવતા હતા. પ્રેમાળ પતિની વિદાય આપના માટે અસહ્ય હતી એટલે માત્ર છ (૬) મહિના બાદ, ૧૭, રબીઉલ આખર, ૧૩૭૧ હિજરીસન મુતાબિક ૧૫, જાન્યુઆરી, ૧૯૫૨ ના રોજ દાદી અમ્માનો પણ ઈન્તેકાલ થઈ ગયો.

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

જાનશીન થયા બાદ, મારા હઝરત સાહબ, મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) હરસોલ (ગુજરાત)ના દવરા પર ગયા હતા એટલે દાદી અમ્મા (રહ.)ના દફન વખતે જયપુર હાજર થઈ શકયા ન હતા જેના કારણે આપના અંતિમ દીદાર કરી શકયા ન હતા. એનો આપને સતત રંજ રહેતો હતો. પરંતુ ઈન્તેકાલના આશરે છ મહિના બાદ, અલ્લાહ તઆલાએ આપને આપની વહાલી દાદી અમ્માના દીદારનો મોકો અતા ફરમાવીને આપનો રંજ દૂર ફરમાવ્યો !

મારા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"દાદી અમ્માના ઈન્તેકાલના પાંચ-છ મહિના પછી ચોમાસામાં ભારે વરસાદના કારણે દાદી અમ્માની કબરની માટી ધોવાઈ ગઈ અને કબર ખૂલી ગઈ !

મને આ બાબતની જાણ થતાં જ હું તત્કાળ ત્યાં પહોંચી ગયો.

લાશ સ્પષ્ટ જોઈ શકાતી હતી !
કફન જેવું ને તેવું અકબંધ હતું !
કફન પર ડાઘ સુધ્ધાં પડયો ન હતો !
કબરમાંથી અનુપમ, અનોખી ખૂશ્બૂ રેલાતી હતી !
દાદી અમ્માનો ચહેરો અને બાજૂ ખૂલી ગયા હતા.
દાદી અમ્મા જાણે ગાઢ નિદ્રામાં પોઢેલાં હતાં !
ચહેરા પરની ચામડી જીવતા માણસના જેટલી જ
મુલાયમ હતી !
વાળમાં (દફન પહેલાં આપેલા) ગુસલની ભીનાશ
હજી તેવી જ હતી !
વાળમાં મહેંદીનો રંગ પણ હજુ તેવો જ હતો !
મેં દાદી અમ્માના કપાળે ચુંબન કર્યું.

આટલા લાંબા સમય પછી પણ અલ્લાહ તઆલાએ મારી દાદી અમ્માની મને ઝિયારત કરાવી તે બદલ તેનો શુક્ર અદા કર્યો.

લાશને કબરમાં ફરીથી સારી રીતે દફન કરી, વરસાદના પાણીનું વહેણ બદલાવી, કબરને ફરીથી નુકસાન ન થાય એવી પાકી વ્યવસ્થા કરી.''

દાદી અમ્મા (રહ.)ના મઝારે મુબારકની તખ્તી પર આપના પુત્ર મવલાના મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ રચિત નીચે પ્રમાણે તારીખનો 'કત્આ' લખેલો છે :-

ખુદાકા ફઝલ સરદારે દો આલમકી ઈનાયત થી,
કે સારી ઝિન્દગી હર હાલમેં વક્ફે ઈબાદત થી.

મગર સરતાજ હી જબ હો ગયે અલ્લાહકો પ્યારે,
તો ફિર યહ આખરી મહ્રૂમ શવહરકી ઈંતાઅત થી.

કે વહ ભી ચલ બસી નક્શે કદમ પે અપને શવહર કે,
તકાઝા થા યહી દિલકા યહી શાને રફાક્ત થી.

યહી સમજા હૂં મૈં તો ઉનકી હર હર બાતસે 'ફાઈઝ',
કે ઉનકી ઝિન્દગી ઔર મૌત સબ નઝરે 'હિદાયત' થી.

## ઘરના દરેક સાથે સમાનતા

મારા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

ફળ વગેરે જો કોઈ વસ્તુ હદિયહરૂપે અમારે ત્યાં આવતી તો દાદા સાહબ (રહ.) તેને ત્રાજવા વડે તોલી, તોલીને ઘરની દરેક વ્યકિતને, ભલે નાનું બાળક કેમ ન હોય, સરખા ભાગે વહેંચી આપતા હતા !

અલ્લાહો અકબર !

જો આવી નજીવી બાબતોમાં પણ અદલ અને ઈન્સાફની આપ (રહ.) આટલી કાળજી રાખતા હોય તો બીજી બાબતોમાં આપ (રહ.)ની ન્યાયવૃત્તિ કેવી હશે તેનો અંદાઝો લગાવી શકાય છે.

## હું તો ખુદાથી ખુદાને જ માંગું છું

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકા ઈર્શાદ હે કે,

હક તઆલા શાનુહૂને ફરમાયા કે,

"મેરે લિએ મક્કાકી ઝમીનકો સોનેકી બના દે !"

મૈં ને અર્ઝ કિયા :-

"યા અલ્લાહ ! યેહ નહીં, બલ્કે એક દિન પેટ ભરકર ખાઉં તાકે તેરા શુક્ર કરું ઔર એક દિન ભૂકા રહૂં તા કે તેરે સામને આજિઝી કરું."

['શમાઈલે તિરમિઝી' શરીફ
ઉર્દૂ અનુવાદક : શયખુલ હદીસ હઝરત મૌલાના
મુહમ્મદ ઝકરિય્યહ સાહબ (રહ.) પા. ૨૮૫]

દાદા હઝરત સાહબ (રહ.)ને પણ અલ્લાહના મેહબૂબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો આ તરીકો મેહબૂબ હતો. આપ (રહ.) પણ ગરીબીને પસંદ ફરમાવતા હતા. આપ (રહ.)એ આખું જીવન સાદગી, તંગદસ્તી અને નિર્ધનતામાં વીતાવ્યું. અહીં સુધી કે આપના ઈન્તેકાલ વખતે પણ આપના માથે કંઈક કર્ઝ બાકી હતું ! સુરતના આપના કેટલાંક નીકટના અકીદતમંદોને એની જાણ થતાં તેમણે એ કર્ઝ ચૂકવી દીધું હતું !

મારા હઝરત સાહબ (રહ.) ફરમાવતા હતા કે :-

એક દિવસે પગપાળા ચાલતાં કયાંક જઈ રહ્યા હતા. રસ્તામાં પથ્થરનો એક મોટો ઢગ પડેલો હતો.

દાદા સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

"જો હું અલ્લાહ તઆલાથી દુઆ કરું તો પથ્થરના આ ઢગને સોનાનો બનાવી દે ! પરંતુ હું તો ખુદાથી ખુદાને જ માંગું છું!"

## બાળકોના શિક્ષણ અને કેળવણીની કાળજી

દાદા હઝરત સાહબ (રહ.)એ તંગદસ્તી અને નિર્ધનતા છતાં બાળકોના શિક્ષણ અને કેળવણીમાં કોઈ કસર બાકી રાખી ન હતી.

ખૂબ જ કાળજી અને ચીવટથી, દરેકના માટે દીન અને દુનિયા બંનેના ઉચ્ચ શિક્ષણની વ્યવસ્થા આપે કરી હતી. આપના ચારેય પુત્રો ઉચ્ચ કક્ષાની તા'લીમ અને તર્બિયતથી આભૂષિત હતા.

## સાહબઝાદાઓ

**1**

### હકીમ મુહમ્મદ અલ્તાફઅલી ખાન સાહબ (રહ.)

દાદા હઝરત સાહબ (રહ.)ના સૌથી મોટા પુત્રનું નામ જનાબ હકીમ મુહમ્મદ અલ્તાફઅલી ખાન હતું. દાદા હઝરત સાહબ (રહ.) પોતાના અહલિયા મુહતરમા (બીવી સાહિબા)ને હંમેશા 'અલ્તાફકી મા' શબ્દોથી જ સંબોધન કરતા હતા.

અલતાફઅલી ખાન સાહબે ઉર્દૂ-ફારસીની આ'લા કાબિલિય્યતનો કોર્સ પૂર્ણ કર્યા પછી હકીમી વિદ્યા પ્રાપ્ત કરી અને બાદમાં 'ઉમ્દતુલ હુકમા' કહેવાયા.

હકીમ અલ્તાફઅલી ખાન સાહબની ગણના પોતાના સમયના બેહતરીન નબ્ઝ શનાસ (સર્વોત્તમ નાડી પારખુ) હકીમોમાં થતી હતી. કેટલાક રોગોમાં તેમના નુસ્ખા (પ્રિસ્ક્રિપ્શન) અકસીર ગણાતા હતા.

આપની શાદી ટોંક રિયાસતના સાદાત ખાનદાનમાં, ટોંકના રિસાલા (ઘોડેસવાર પલટન)ના રિસાલદાર (પલટનના નાયક) સય્યદ ઈલ્હામુદ્દીન ખાનની બેટી સાથે થઈ હતી. દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફા અને જામેઆ હિદાયતના સ્થાપક હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ નવ્વરલ્લાહુ મરકદહૂ આપના જ મહાન પુત્ર હતા. હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ

(રહ.) સિવાય હકીમ અલ્તાફઅલી ખાન સાહબ (રહ.)ના બીજા તમામ સંતાનોનો બાળવયમાં જ ઈન્તેકાલ થઈ ગયો હતો.

વરસો સુધી લોકોની નિખાલસ સેવા અને ઈલાજ કરતા રહ્યા. આપને હજ્જની સઆદત પણ હાસિલ થઈ હતી. હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી સાહબ (રહ.) આપની સાથે એક જ જહાઝમાં હજના સફરમાં હતા. હઝરત મુફતી સાહબ (રહ.) ઘણી વખત આપનો ઝિક્ર ફરમાવતા હતા. ૧૦૦ (સો) કરતાંયે વધારે વરસની મોટી ઉંમરે બુધવાર તા. ૫-૩-૧૯૮૬ના રોજ હકીમ અલ્તાફઅલી ખાન સાહબનો જયપુરમાં ઈન્તેકાલ થયો હતો.

**2**

## હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ (રહ.)

દાદા હઝરત સાહબ (રહ.)ના બીજા પુત્રનું નામ મુહમ્મદ શૌકતઅલી ખાન હતું. દાદા હઝરત સાહબ (રહ.)એ એમને પણ ઉચ્ચ દીની શિક્ષણ ઉપરાંત હિકમતની દુન્યવી તા'લીમ પણ અપાવી હતી.

હઝરત હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબનો દેખાવ અને મુખાકૃતિ હૂબહૂ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) જેવો જ હતો. દાદા હઝરત સાહબ (રહ.) સાથે પ્રવાસમાં આપ મોટા ભાગે સાથે રહેતા હતા.

આપ ઘણાં પ્રખ્યાત હકીમ હતા. મુંબઈ, માથેરાન વગેરે સ્થળોના શ્રીમંત અને ધનવાન લોકો પોતાના ઈલાજ અને ઉપચાર માટે આપને ખાસ બોલાવતા હતા. તા. ૨૩-૧-૧૯૫૦ ના રોજ આપે લખેલો એક અસલ નુસ્ખો (પ્રિસ્કિપશન) આ નાચીઝ લેખક પાસે મોજૂદ છે.

ભારત-પાકિસ્તાનના વિભાજન વખતે આપ પાકિસ્તાન હિજરત કરી ગયા હતા અને કરાંચીમાં સ્થાયી થયા હતા.

આપે દાદા હઝરત સાહબ (રહ.)નું જીવન ચરિત્ર ઉર્દૂમાં 'શમ્એ હિદાયત' નામથી લખીને કરાંચીથી ઈસ્વીસન ૧૯૬૫માં પ્રગટ કર્યું હતું.

આપ સારા શાયર અને લેખક પણ હતા. નમૂના રૂપે આપની કેટલીક કાવ્ય રચનાઓ અહીં રજૂ કરી છે.

## સૂરએ 'ફાતિહા'નો ઉર્દૂ કવિતામાં અનુવાદ

હમ્દો સના હો તેરી ક્વનો મકાનવાલે,
અય રબ્બે હરદો આલમ, દોનોં જહાનવાલે.
બિન માંગે દેનેવાલે અર્શો કુર્આનવાલે,
ઝુક્તે હૈં તેરે દર પર સબ આનોબાનવાલે.
બેશક રહીમ હૈ તૂ રહમત નિશાનવાલે.

યવમે જઝાકે માલિક ખાલિક હમારા તૂ હૈ,
સજ્દે હૈં તુઝકો ક્રતે તેરી હી જુસ્ત જૂ હૈ.
ઈમ્દાદ તુઝસે ચાહે સબકા સહારા તૂ હૈ,
તેરી હી બારગાહમેં યેહ ભી એક આરઝૂ હૈ.
રસ્તા દિખા દે સીધા અય આસમાનવાલે.

વોહ રાસ્તા દિખા તૂ પરવરદિગારે આલમ,
જિસ પર ચલા કિએ હૈં પરહેઝગારે આલમ.
નેઅમતથી જિનકો મિલતી તુઝસે નિગારે આલમ,

ઔર નામ જિનકા અબતક હૈ યાદ્ગારે આલમ.

તેરી નઝરમેં થહરે જો ઈઝઝો શાનવાલે.

મઅતૂબ હૈં જો તેરે અય ખાલિકે યગાનહ,

ગુમરાહ હૂએ જો તુઝસે અય સાહિબે ઝમાનહ.

હમ આજિઝોં કો યા રબ ઉનકી ન રાહ ચલાના,

કર રહમ ઈતના અબ તૂ અય કાદિરે તવાના!

મક્બૂલ યેહ દુઆ હો અય લામકાનવાલે!

## નઅત શરીફ

[હઝરત શયખ સઅદી (રહ.)ની મશહૂર નઅતના દરેક મિસરા સાથે પોતાનો એક મિસરો ઉમેરી કરેલી રચના]

મેઅરાજે અખ્લાકો અતા

બલગલ ઉલા બિ કમાલિહી,

રૂએ મુનવ્વર વદ્દુહા,

કશફદ્દુજા બિ જમાલિહી.

અવસાફમેં ખયરુલવરા,

હસુનત જમીઉ ખિસાલિહી,

હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)

સલ્લૂ અલયહિ વ આલિહી.



લિખું અવસાફ કિસ મુંહસે ભલા મેહબૂબે યઝદાંકા,

સનાખ્વાં જબ ખુદા ખૂદ હૈ તો ફિર ક્યા મુંહ હૈ ઈન્સાંકા!

બસ અબ ઈતની તમન્ના 'શૌક્તે' પુરઆરઝૂ કી હૈ,
સરે મયદાને મેહશર સાથ હો શાહે રસૂલાં કા.



કેટલાક વરસ પહેલાં હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબનો કરાંચીમાં ઈન્તેકાલ થઈ ગયો હતો. હાલમાં આપના વંશજો ત્યાં હયાત છે.

**3**

## અલ્લામા પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ

આપ દાદા હઝરત સાહબ (રહ.)ના ત્રીજા સાહબઝાદહ છે. દાદા હઝરત સાહબ (રહ.)એ સ્થાપેલા 'મદ્રસહ તઅલીમુલ ઈસ્લામ'માં આપે તા'લીમ હાસિલ કરી. દર્સે નિઝામિયહ પરિપૂર્ણ કરીને

- મવલવી ફાઝિલ,
- મુનશી ફાઝિલ,
- કામિલ,
- ફાઝિલે અદબ,
- ફાઝિલે દીનિયાત,
- ઉર્દૂ આ'લા કાબિલિયત,

...વગેરે તમામ પરીક્ષાઓ પંજાબ અને ઈલાહાબાદ યુનિવર્સિટીઓમાંથી ઊંચ ગુણવત્તાઓ સાથે પાસ કરી.

દીની અને પૂર્વિય શિક્ષણ અને કેળવણી બાદ આપે પશ્ચિમી અંગ્રેજી શિક્ષણ તરફ લક્ષ આપ્યું અને બી.એ.ની ડીગ્રી પણ પ્રાપ્ત કરી.

આ રીતે પંજાબ યુનિવર્સિટી અને ઈલાહાબાદ યુનિવર્સિટીની

ઉચ્ચ ડીગ્રીઓ મેળવ્યા પછી પોતાની માતૃ સંસ્થા 'મદ્રસહ તઅલીમુલ ઈસ્લામ' જયપુરનું ઋણ અદા કરવા માટે તેમાં જ મુદર્રિસ તરીકે જોડાઈ ગયા.

આવી ઉચ્ચ ડીગ્રીઓ ધરાવતા હોવા છતાં માસિક માત્ર ૪૦ (ચાલીસ) રૂપિયા પગારથી આપે નોકરી સ્વીકારી અને તેમાંથી પણ દર મહિને માત્ર ૩૦ (ત્રીસ) રૂપિયા જ લેતા હતા અને ૧૦ (દસ) રૂપિયા પોતાની માતૃ સંસ્થાને દાન તરીકે પરત આપતા હતા !

કેટલાક વરસ સુધી પોતાની માતૃ સંસ્થાને સેવાનો લાભ આપ્યા બાદ તેમાંથી નિવૃત્ત થયા. તે પછી આપ વિવિધ શિક્ષણ સંસ્થાઓમાં પોતાની સેવાઓ આપતા રહ્યા.

અલહમ્દુલિલ્લાહ આપ આજે પણ હયાત છે અને અલ્લાહના ફઝલો કરમથી સારી રીતે હરીફરી શકે છે.

એક સુભગ સંજોગ (હુસ્ને ઈત્તેફાક) જાણવા જેવો છે. ઈ.સ. ૧૯૫૧ માં દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ બાદ એમના જાનશીન તરીકે હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની દસ્તારબંદી, હિદાયત મસ્જિદમાં મુહતરમ અલ્લામા પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ હય ફાઈઝ સાહબે પોતાના દસ્તે મુબારક વડે કરી હતી અને તેના આશરે ૪૩ (તેતાલીસ) વરસ બાદ હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબના ઈ.સ. ૧૯૯૪માં ઈન્તેકાલ બાદ હઝરત હાફિઝ કારી મવલવી શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.)ની જાનશીન તરીકેની દસ્તારબંદી પણ હિદાયત મસ્જિદમાં મુહતરમ અલ્લામા 'ફાઈઝ' સાહબે જ કરી હતી !

'ફાઈઝ' આપનું તખલ્લુસ 'ઉપનામ' છે. આપ ઘણાં જ વિદ્વાન વકતા, લેખક અને શાયર છે.

**નમૂના તરીકે આપની કેટલીક નાનકડી કાવ્ય રચનાઓ અહીં રજૂ કરું છું.**

## ઝિક્રે કલ્બી

મવતકા જબ પયામ આતા હૈ,
કબ ઝબાં પર કલામ આતા હૈ ?
નામે હક જબ ન લે સકે ઈન્સાં,
ઝિક્રે કલ્બી હી કામ આતા હૈ.

## ખિદમતે ખલ્ક

વોહી સખી હૈ જો ન હોને પે દિયા કરતેં હૈં,
ખિદમતે ખલ્ક જો બે લવસ કિયા કરતેં હૈં !

ઝિંદગી યેહ હૈ કે કામ આયે કિસી કે ઈન્સાં,
વરના જીનેકો મવીશી ભી જીયા કરતેં હૈં !

## હકીકી નમાઝ

બંદા નવાઝ હૈ તૂ બડા કારસાઝ હૈ,
જો તેરે દરપે દિલસે ઝુકા સરફરાઝ હૈ.

સજદેમેં સર ઝુકે તો ઝુકે દિલ ભી સાથ સાથ,
ઈસ કૈફિયતકા નામ હકીકી નમાઝ હૈ.

## દોનોં જહાંકા રાઝ

દોનોં જહાંકા રાઝ હૈ એ દિલકા સોઝો સાઝ,
દિલ ઝિંદગીકા રાઝ હૈ, આંસૂ હૈ દિલકા રાઝ !

ઈ.સ. ૧૯૫૮ માં 'હિદાયત' નામથી આપે ઉર્દૂમાં એક અઠવાડિક સામયિક પણ શરૂ કર્યું હતું. તેમાં આપના તથા અન્ય વિદ્વાનોના વિદ્વતાપૂર્ણ અને વિચારપ્રેરક તથા પ્રેરણાત્મ લેખો પ્રગટ થતા હતા. સંજોગવશાત્ કેટલાક સમય પછી એ અખબારનું પ્રકાશન બંધ થઈ ગયું હતું.

આટલી મોટી ઉંમરે પણ આપનું લેખન કાર્ય હજુ ચાલુ છે. 'જામેઆ હિદાયત' તરફથી પ્રગટ થતા ઉર્દૂ માસિક 'હિદાયત'માં આપના લેખો પ્રગટ થતાં રહે છે. 'હિદાયત' માસિકના સલાહકાર મંડળના પણ આપ સભ્ય છે.

આપનો ઈલ્મી ફયઝ હજુ ઘણાં લાંબા સમય સુધી આપાણને સતત મળતો રહે એવી અલ્લાહ તઆલાથી દુઆ છે.



4

## પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ કૈયૂમ 'નાતિક' સાહબ

દાદા હઝરત સાહબ (રહ.)ના આપ ચોથા સાહબઝાદહ છે. આપે પણ 'મદ્રસહ તઅલીમુલ ઈસ્લામ'માં શિક્ષણ મેળવ્યું હતું અને પંજાબ યુનિવર્સિટીમાંથી 'મુનશી ફાઝિલ'ની ડીગ્રી તેમજ ઈલાહાબાદ યુનિવર્સિટીમાંથી 'ઉર્દૂ આ'લા કાબિલિયત'ની ઉચ્ચ ડીગ્રી પાસ કરી હતી.

શિક્ષણથી ફારિગ થયા બાદ આપ પોતાની માતૃ સંસ્થા 'મદ્રસા તઅલીમુલ ઈસ્લામ'નું ઋણ અદા કરવા માટે તેમાં માસિક માત્ર ૨૫ (પચ્ચીસ) રૂપિયાના પગારથી મુદર્રિસ તરીકે જોડાયા. આ અલ્પ પગારમાંથી પણ આપ રૂા. ૫ (પાંચ) પોતાની માતૃ સંસ્થાને દાન તરીકે પરત આપતા હતા !

ભારત-પાકિસ્તાનના વિભાજન વખતે આપ પણ પાકિસ્તાન હિજરત કરી ગયા હતા અને કરાંચીમાં સ્થાયી થઈને કોલેજમાં પ્રાધ્યાપક તરીકે શિક્ષણ કાર્ય કરતા હતા. અલહમ્દુલિલ્લાહ આપ પણ હજુ હયાત છે અને ઈલ્મી ખિદમતો આપતા રહે છે.[1] 'નાતિક' આપનું તખલ્લુસ ('ઉપનામ') છે. આપ ઘણાં સારા શાયર પણ છે. ઉલૂમે હદીસ વિષે આપે લખેલી કિતાબને પાકિસ્તાન સરકારે સ્કૂલ અને કોલેજના અભ્યાસક્રમમાં પાઠયપુસ્તક તરીકે પણ દાખલ કરેલી છે જે આપની ઉચ્ચ કાબિલિય્યત અને લોકપ્રિયતા દર્શાવે છે.

## અવલાદની તરબિયતની કાળજી

દાદા હઝરત સાહબ (રહ.) પુત્રો અને પુત્રીઓ જ નહિ બલ્કે પૌત્ર-પૌત્રીઓના શિક્ષણ અને કેળવણીની પણ ખૂબ જ કાળજી રાખતા હતા.

આપના પૌત્ર અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

> "હું જ્યારે તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી) હતો ત્યારે મારી પાસે માત્ર બે જોડી કપડાં રહેતા હતા!"

દાદા સાહબ (રહ.) દાદી અમ્માથી ફરમાવતા હતા કે,

> "અલ્તાફની મા! અબ્દુર્રહીમના માટે કોઈ ચીઝની કમી નથી પરંતુ તાલિબે ઈલ્મીના ઝમાના (વિદ્યાર્થી અવસ્થા)માં સહીહ પ્રકારની તરબિયત કરવાના માટે આ વાત (સાદગી) બેહદ જરૂરી છે."

---

[1] આ કિતાબના લેખન વખતે ઈ.સ. ૧૯૯૭ માં આપ હયાત હતા. પરંતુ અત્યારે આ કિતાબના પ્રકાશન વખતે ઈ.સ. ૨૦૦૪ માં હયાત નથી.

## સામાજિક પ્રસંગોમાં સાદગી

દાદા હઝરત સાહબ (રહ.) શાદી વગેરે સામાજિક પ્રસંગોમાં પણ ખૂબ જ સાદગીના આગ્રહી હતા.

આપ (રહ.)એ પોતાના પૌત્ર અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની શાદી એટલી સાદાઈથી કરી હતી કે શાદીનો કુલ ખર્ચ માત્ર ત્રાણસો-સવા ત્રાણસો રૂપિયા થયો હતો. આપે શાદીમાં આવનાર મહેમાનોને ગાડી ભાડું પણ પોતાના તરફથી આપ્યું હતું ! મજકૂર ગાડી ભાડાની ચૂકવેલી રકમનો પણ કુલ ખર્ચમાં સમાવેશ થઈ જાય છે !

## મહેમાનોની ખિદમત

દાદા હઝરત સાહબ (રહ.) મહેમાનોની ખિદમત કરવામાં પીર તરીકેના પોતાના મરતબાની દરકાર પણ કરતા ન હતા. પોતાના મુરીદોની દરેક પ્રકારની ખિદમત કરવામાં આપ નાનમ સમજતા ન હતા.

આ નાચીઝ લેખકના દાદા સાહબ (રહ.) અને વાલિદ સાહબ (રહ.) દાદા હઝરત સાહબ (રહ.)ના મુરીદો હતા. તેઓ ફરમાવતા હતા કે :

"તે ઝમાનામાં ઈલેક્ટ્રીક પંખાઓ પ્રચલિત ન હતા. એટલે જો અમે ઉનાળામાં જયપુર જતા તો હઝરત સાહબ (રહ.) પોતે હાથમાં પંખો લઈને અમને હવા નાખવા લાગી જતા હતા. અમે ખૂબ જ શરમ અનુભવતા હતા અને ઘણી ના પાડતા છતાં આપ (રહ.) માનતા ન હતા. ભોજનના સમયે પોતે થાળ ઊંચકીને લાવતા હતા અને ખૂબ જ આગ્રહ

કરીને અમને ખવડાવતા હતા ! ખાતી વખતે પણ પોતાના ડાબા હાથમાં પંખો પકડીને સતત મહેમાનોને હવા નાખતા રહેતા હતા !''

અલ્લાહો અકબર !

પીર હોય તો આવા હોય !

આપ (રહ.) આ ઈલાહી આદેશનું શબ્દશઃ પાલન કરતા હતા,

'યા દાઊદ ઈઝ ર-અય-ત તાલિબન ફકુલ્લહૂ ખાદિમા'

હે દાઊદ (અલયહિસ્સલામ) !

જ્યારે તું મારા તાલિબને જુએ તો તેનો ખાદિમ થઈ જા !

આપ (રહ.) હાથ, પગ, ઝબાન, નાણાં વગેરે દરેક રીતે ખુદ તાલિબોની ખિદમત કરતા હતા અને મુરીદના ઈન્તેકાલ બાદ તેના બાલબચ્ચાં અને ઘરવાળાઓની પણ નાણાં વડે અને અન્ય દરેક પ્રકારે ખિદમત કરતા રહેતા હતા.

આપ (રહ.) પોતાની ઝાતને કદી મોટી સમજતા ન હતા. આપ (રહ.)એ 'મેઅયારુસ્સુલૂક'માં પોતે લખ્યું છે કે,

''પોતાને હમેશાં મુરીદો અને ગયર મુરીદો પર સરસાઈ ન આપો. શું ખબર આકિબતમાં કોણ સારો હોય ! કેવોય મુસલમાન ગુનેહગાર હોય છતાં તેના પર પોતાની ઝાતને સરસાઈ આપવું હરામ છે.''❶

આપના સાહબઝાદહ હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ (રહ.) 'શમ્એ હિદાયત'માં લખે છે કે :-

---

❶ 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી પા. ૩૨૮, ઉર્દૂ પા. ૧૬૫

મહેમાન નવાઝી આપની પ્રકૃતિમાં દઢ થઇ ગઈ હતી. આપ શકય હોય ત્યાં સુધી આ વાતની કોશિશ કરતા હતા કે પોતાના મહેમાનની દરેક નાની-મોટી ખિદમત ખૂદ પોતાના હાથો વડે અંજામ આપે. અહીં સુધી કે ખાવાનું ખાતી વખતે દસ્તરખ્વાન પર મહેમાનની સામે બેસીને પંખો નાખતા રહેતા હતા અને ઘણા આગ્રહ છતાં પોતાનું એ કામ છોડતા ન હતા.

ઘણી વખતે એવું પણ બન્યું છે કે ઉનાળાની ૠતુમાં આવનાર મહેમાન પર આપે રાત રાત ભર (આખી રાત) ફરશી કે હાથનો પંખો નાખ્યો છે કે જેથી ગરમીથી તેમની ઉંઘ ઉચાટ ન થાય અને તે આરામથી સૂતેલા રહે !

સામાન્ય રીતે તો કદાચ જ કોઈ દિવસ એવો ખાલી જતો હશે કે આપને મહેમાન નવાઝીની ખૂશી પ્રાપ્ત થઈ ન હોય, પરંતુ જો કોઈ દિવસે આપના ઘરમાં મહેમાન નહિ હોય તો આપ મુસ્કુરાઈને બાળકોથી ફરમાવતા કે,

> "બાળકો ! આજે આપના કિસ્મતની દાળ ખાઓ ! જ્યારે ખુદા પોતાના ફઝલથી મહેમાન મોકલશે ત્યારે તેની કિસ્મતથી તમને પણ જાત જાતની નેઅમતો ખાવા મળશે !"

એટલે અમે હરેક વખતે એ જ દુઆ કરતા હતા કે કોઈ દિવસ એવો ન હોય કે મહેમાન ન આવે ! એટલા માટે જ્યાં સુધી મહેમાન ઘર પર ઉપસ્થિત રહેતા ત્યાં સુધી અમને પણ મહેમાનના તુફૈલમાં સારી સારી ચીઝો ખાવા મળતી કારણે બેહતર (ઉમદા) વાનગી માત્ર મહેમાનના માટે જ પકાવવામાં આવતી ન હતી બલ્કે તમામ ઘરવાળાઓના માટે સમાન ભોજન પકાવવામાં આવતું હતું.

મહેમાન આવતા ત્યારે આપ બાગ બાગ થઈ જતા હતા. જ્યારે

મહેમાનના આવવાની જાણ વાલિદા મુહતરમાને કરતા ત્યારે એવું માલૂમ પડતું હતું કે આપ કોઈ ઘણી મોટી ખૂશ ખબરી લાવ્યા છે! અથવા આપને ન જાણે કઈ એવી દવલત મળી ગઈ છેકે તેની પ્રાપ્તિથી ખૂશીના માર્યા આપનો ચહેરએ મુબારક ચમકવા લાગતો હતો અને પ્રસન્નતાથી ચહેરો લાલ થઈ જતો હતો ![1]

## પરદાની કાળજી અને તાકીદ

આપ (રહ.) ગયર મહરમ અવરતોથી પરદાની ખૂબ જ કાળજી રાખતા હતા. અવરતોને બયઅત કરતી વખતે પણ વચમાં ચાદર અથવા કોઈ કપડું બંધાવીને પરદો કરાવી દેતા હતા અને અવરતોને તેની બીજી તરફ બેસાડતા હતા.

જો બયઅત થનાર અવરતનો મહરમ દાખિલે સિલસિલા હોય તો તેને પોતાના અને અવરતના દરમ્યાન બેસાડી લેતાં હતા અને જો દાખિલે સિલસિલા ન હોય તો તેને પોતાની સમક્ષ એટલા અંતરે બેસાડતા હતા કે (ત્યાંથી) તલ્કીનના શબ્દોને તે સાંભળી ન શકે.

મતલબ કે અવરતને બયઅત કરતી વખતે પણ તેના મહરમને ત્યાં હાજર રાખવાની કાળજી રાખતા હતા.

બયઅત થનાર અવરતનો ન હાથ પકડતા હતા કે ન તેના કલ્બ પર શહાદતની આંગળી વડે ઈસ્મેઝાત લખતા હતા. ઈસ્મેઝાત માત્ર કલ્પનાશક્તિ વડે અવરતના કલ્બ પર લખતા હતા. પરદા પાછળથી અવરતના માત્ર મૌખિક ઈકરારને બયઅત માટે પૂરતો ગણતા હતા.

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૯૦, ૧૯૧

આપ (રહ.) પોતાના મુરીદોને પણ પરદાના મામલામાં ખાસ તાકીદ ફરમાવતા રહેતા હતા.

આપ (રહ.) લખે છે કે :-

"બયઅત થવું સુન્નત છે અને પરદો ફર્ઝ છે. જો પરદો ન કર્યો અને ફર્ઝ તર્ક કર્યો તો સુન્નત બયઅત કેવી રીતે કાએમ અને ફાયદાકારક રહી શકશે ?!

નામહરમ અવરતોથી પરદો ન હોવો પુષ્કળ ખરાબીઓ પયદા કરે છે. નફસ (અને) શયતાનથી કોઈને ઈત્મીનાન ન થયો છે ન થઈ શકે છે!

ઉમ્મુલ મોમિનીન હઝરત આયશા સિદ્દીકહ (રદિ.) અને અમીરુલ મોમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) બાપ અને બેટી બન્ને એક મકાનમાં બેઠાં હતાં. આ બંને મુબારક ઝાતો તે છે કે જેમની પાકીઝગી અને બુઝુર્ગીમાં કુર્આને પાકમાં કેટલીયે જગાએ આયતો નાઝિલ થઈ છે!

હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ બંને (બાપ-બેટીને) એકલા બેઠેલાં જોઈને ફરમાવ્યું કે,

'હે અબૂબક્ર ! શયતાન દૂર નથી !
બેટી પાસે પણ એકલા ન બેસો, બલ્કે
ત્રીજા આદમીને સાથે લઈ લિયા કરો !'

જે પીર પરદો નથી કરતા તેઓ ખૂબ જ ખતરા અને અંદેશામાં છે."❶

---

❶ 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી પા. ૩૨૭, ઉર્દૂ પા. ૧૬૪

## કોઈની આંતરિક બાબતમાં માથું મારતા ન હતા

આપ (રહ.) મુરીદ કે ગયર મુરીદની ગૃહસંસારિક બાબતોમાં કે તેના ખર્ચ અખ્રાજાતમાં દખલ કરતા ન હતા. આપ (રહ.)નો મત એવો હતો કે દરેક શખ્સ પોતાના જરૂરી અને બીન જરૂરી ખર્ચાઓને સારી રીતે જાણતા હોય છે.

છતાં જો આ આયત શરીફ :-

'કુલૂ વશરબૂ વલા તુસ્રિફૂ ઈન્નલ્લાહ લા યુહિબ્બુલ મુસ્રિફીન'

ખાઓ, પીઓ પરંતુ ફુઝુલખર્ચી ન કરો !
કારણકે અલ્લાહ તઆલા ફુઝુલ ખર્ચ કરનારને દોસ્ત નથી રાખતો.

અનુસાર કોઈ મુરીદને કે ગયર મુરીદને હિદાયત કરવા ચાહતા તો ઈશારાથી, હિકાયત મારફતે સમજાવી દેતા હતા. કોઈ અદના આદમીની પણ લાગણી ન દુભાય તેની ખાસ કાળજી આપ (રહ.) રાખતા હતા.

## સામાજિક પ્રસંગોમાં શરીક થતા હતા

સંસાર અને સમાજથી અલગ, અલિપ્ત થઈને, ગોશાનશીની ઈખ્તિયાર કરીને, માત્ર એકાંતવાસમાં ઝિક્ર-ફિક્ર અને ઈબાદતમાં મશગૂલ રહેવાને આપ પસંદ ફરમાવતા ન હતા. બલ્કે શાદી, ગમી, બીમારી વગેરે દરેક સામાજિક પ્રસંગોમાં આપ શરીક થવા કોશિશ કરતા. એ માટે દૂરના સફરની મુશ્કેલીઓ પણ આપ (રહ.) બરદાશ્ત કરતા. સંજોગવશાત્ જો શરીક નહિ થઈ શકાય તો પત્ર જરૂર લખતા.

- અદનામાં અદના આદમીની દાવત પણ આપ (રહ.) કબૂલ ફરમાવતા હતા.

- શાદી-નિકાહ વગેરેમાં શરીક થતા હતા પરંતુ તેમાં શરીઅત વિરુદ્ધનું કોઈ કામ ન થવું જોઈએ એવી બાહેંધરી દાવત આપનાર પાસેથી પ્રથમ લઈ લેતા હતા.
- જો કોઈ બીમાર હોય તો તેની ઈયાદત અને બીમારપૂર્સી માટે તશરીફ લઈ જતા અને તેના માટે સિહહતની દુઆ ફરમાવતા. જરૂરત જણાય તો 'નકશ' (તઅવીઝ) પણ લખી આપતા.
- કોઈનો ઈન્તેકાલ થઈ ગયો હોય તો જનાઝામાં શરીક થતા હતા અને મગફિરતની દુઆ ફરમાવતા હતા. જો શરીક ન થઈ શકતા તો પછીથી તઅઝીયત માટે જરૂર તશરીફ લઈ જતા અને મર્હૂમના ઘરવાળાઓને સાંત્વન (દિલાસો) આપતા અને શકય હોય તો કબ્રસ્તાન જઈ મર્હૂમની કબર ઉપર હાજર થઈ મગફિરતની દુઆ માંગતા.

ટૂંકમાં સાંસારિક અને સામાજિક પ્રસંગોના હકોને નિભાવવા માટે પણ આપ (રહ.) અત્યંત કાળજી રાખતા હતા.

આપ (રહ.) માત્ર એક દરવેશ જ ન હતા બલ્કે આપ એક સાચા સંસારી અને સામાજિક માનવી પણ હતા.

## પરોપકાર અને જેલવાસ

એક મુસલમાન ભાઈને અઢી હજાર (૨૫૦૦) રૂપિયાની સખત જરૂરત હતી. અઢી હજાર રૂપિયા તે ઝમાનામાં ઘણી મોટી રકમ ગણાતી હતી. ઘણી કોશિશ કરવા છતાં પેલા મુસલમાન ભાઈથી નાણાંની વ્યવસ્થા થઈ શકી નહિ. એટલે તે ખૂબ જ પરેશાન હતો.

દાદા હઝરત સાહબ (રહ.)માં પરોપકાર વૃત્તિ, બીજાને

મદદરૂપ થવાની ભાવના ખૂબ પ્રબળ હતી. કોઈને પણ પરેશાન જોઈને આપ (રહ.) પોતે પરેશાન થઈ જતા હતા.

દાદા હઝરત સાહબ (રહ.)ને પેલા શખ્સે પોતાની પરેશાનીની વાત કરી. અમૂક ચોકકસ મુદ્દતમાં નાણાં અચૂક પરત કરવાની શરતે, પોતાની અંગત જામીનગીરીથી હઝરતે પેલા મુસલમાન ભાઈને એક પોતાના ઓળખીતા શખ્સ પાસે નાણાં કરજે અપાવ્યા.

મુદ્દત વિત્યા છતાં, પેલો ભાઈ શરત મુજબ નાણાં પરત કરી શકયો નહિ. કર્ઝ આપનારે હઝરત પાસે શરત મુજબ નાણાં પરત માંગ્યા. હઝતર પાસે પણ ચુકવવા માટે નાણાં ન હતા એટલે ચુકવી ન શકયા.

લેણદારે કોર્ટમાં હઝરત સામે દાવો નોંધાવ્યો. કોર્ટે ડીક્રી (હુકમનામું) કરી આપ્યું પરંતુ નાણાં ચુકવી શકાયા નહિ એટલે લેણદારે હઝરત વિરુદ્ધ કોર્ટમાં દરખાસ્ત કરી. કોર્ટે હઝરતને બે મહિનાની જેલની સજા કરી.

આ રીતે, એક ગરીબ મુસલમાનની મદદ કરવા બદલ આપે બે મહિનાની જેલની સઝા ભોગવવી પડી !

અલ્લામા ડોકટર મુહમ્મદ ઈકબાલ (રહ.)એ કદાચ આવા જ કોઈ પ્રસંગને અનુલક્ષીને લખ્યું છે કે :-

કામ આ ખલ્કે ખુદાકે, કે ખુદાકેનઝદીક,<br>ઈસસે બેહતર ન હૂઈ હૈ, ન ઈબાદ્દત હોગી !

## પ્રાણી માત્ર તરફ દયા અને કરુણા

સાહબે દિલ શાઈર હઝરત 'શવખ' મુજાદ્દિદીએ ફરોખાબાદનો એક બનાવ જણાવ્યો કે :-

હઝરત શાહ હિદાયતઅલી સાહબ એક રીક્ષામાં સવાર થઈને પસાર થઈ રહ્યા હતા. રસ્તો સાંકડો હતો. રીક્ષાનું એક પૈડું રસ્તામાં બેઠેલા એક કૂતરા ઉપરથી ફરી ગયું. તે કૂતરું ચિત્કાર કરી ઉઠયું !

શાહ સાહબે રીક્ષા રોકાવી અને નીચે ઉતરીને કૂતરાની પાસે પહોંચ્યા. કૂતરું ગટરની ગંદકીમાં લદબદ થઈ ગયેલું હતું ! પરંતુ તેમણે પેલા (વેદનાથી) ચિત્કાર કરતા કૂતરાને વિના સંકોચે ઉઠાવી લીધું ! અને તેના દર્દની જગાને પંપાળવા અને પસવારવા લાગ્યા !

એ જ દરમ્યાન રીક્ષાવાળાથી આપે દરખાસ્ત કરી કે તે બજારથી દૂધ લઈ આવે. રીક્ષાવાળો નજીકમાંથી દૂધ લઈ આવ્યો. શાહ સાહબે પોતાના હાથે પેલા કૂતરાને દૂધ પીવાડયું અને જ્યારે સંતોષ થઈ ગયો કે તેના દર્દમાં રાહત થઈ ગઈ છે ત્યારે ત્યાંથી ઉઠયા.

આ છે રહમતુલલિલ આલમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એ અનુયાયીની શાન કે જેમના દિલમાં ઈન્સાનોના માટે જ નહિ બલ્કે જાનવરોના માટે પણ મુહબ્બત અને હમદર્દીની ભાવના હતી અને જેમને ઈન્સાનોના મુઆમલામાં જ નહિ બલ્કે જાનવરોના મુઆમલામાં પણ ઈન્દલ્લાહ (અલ્લાહના માટે) મશગૂલિયતનો એહસાસ હતો જેથી એ એહસાસ તેમને પોતાની રીક્ષાની અડફેટમાં આવેલા, ગંદકીથી ભરપૂર કૂતરાને ગોદમાં ઉઠાવી લેવાથી રોકી ન શકયો અને કૂતરાના રાહત અને સંતોષ વગર શાહ સાહબને આગળ વધી જવું ગવારા ન થયું.

અફસોસ ! કે લોકોની વૃત્તિ અને વિચાર હવે કેટલાં બદલાઈ ગયા છે કે બીજાને પોતાની અડફેટમાં લઈને આગળ વધી જવાનું નામ કામિયાબી (સફળતા) છે !

જે કોઈ ખુદાની અડફેટથી બચવા ચાહે તેને જોઈએ કે તે ખુદાની

મખ્લૂકને પોતાની અકીદતમાં લેવાથી બચેલો રહે.[1]

## તકવો

એક મુલાકાતમાં પ્રોફેસર 'ફાઈઝ' સાહબે પોતાના વાલિદ માજિદનો એક બનાવ બયાન કર્યો કે :-

એક વખતે ટપાલી એક સાથે બે મનીઓર્ડર મને આપી ગયો. એક મનીઓર્ડર હઝરત વાલિદ સાહબનો પોતાનો અંગત હતો અને બીજો મસ્જિદના બાંધકામ માટેનો હતો.

મનીઓર્ડર સ્વીકારીને હું મારા કામમાં મશગૂલ થઈ ગયો. થોડા સમય પછી જ્યારે પેલા બંને મનીઓર્ડર મેં વાલિદ સાહબની ખિદમતમાં રજૂ કર્યા ત્યારે તેમણે વિગત પૂછી. મેં વિગત બયાન કરીને બંને મનીઓર્ડરની ભેગી રકમ આપવા ચાહી.

વાલિદ સાહબે પૂછ્યું કે,

"મારા નામના મનીઓર્ડરની નોટ કઈ છે?"

મેં કહ્યુ કે,

"બંને મનીઓર્ડરની નોટ તો ભેગી થઈ ગઈ!"

વાલિદ સાહબે ફરમાવ્યું કે,

"હવે આ બધી જરકમને મસ્જિદના ખાતામાં નાખી દો!"

નોટની અદલાબદલીનો મસ્અલો હલાલ અને હરામનો મસ્અલો નહિ હતો. અલબત્ત સ્વભાવમાં અંતિમ કક્ષાની કાળજીનો આગ્રહ હતો એટલે આપના મનને ગવારા ન થયું.

---

[1] 'હિદાયત' (ઉર્દૂ માસિક) જિલ્દ ૩, અંક ૨ અને ૩, પાનું ૧૧૦

ફતાવાના લિહાઝથી તો એમાં કોઈ પકડ ન હતી પરંતુ તેમના નઝદીક એવુ કરવું તકવાની ખિલાફ હતું. વળી તેઓ એક મુરબ્બી (વડીલ) અને મુસ્લિહ (સુધારક) હતા. કુદરતે તેમને તરબિયત અને ઈસ્લાહનો ઝવક અતા ફરમાવ્યો હતો. એટલા માટે તેમના માટે શકય ન હતું કે તેઓ ઈસ્લાહ અને તરબિયતના કોઈ મોકાને પોતાના હાથમાંથી જવા દે.

દુન્યવી કામિયાબી અને ઉખ્રવી (આખિરતની) કામરાની દરેક લિહાઝથી તેઓ તો સમગ્ર જહાનનું દર્દ પોતાના જિગરમાં ધરાવતા હતા. એટલા માટે પોતાના લખ્તે જિગરના માટે આ ભાવના તેમનામાં અંતિમ કક્ષાની હોવી એક ફિતરી (કુદરતી) વાત હતી.

ઉપરોકત બનાવ જ્યાં હઝરત શાહ હિદાયતઅલી સાહબ (રહ.)ની ઉચ્ચતમ કક્ષાની કાળજીનો નિર્દેશ કરે છે ત્યાં એક મુરબ્બી અને મુસ્લિહની તરબિયતની રીતની એક સુંદર મિસાલ પણ છે.❶

## દેખાવ અને મુખાકૃતિ

- ઊંચાઈ મધ્યમસરની,
- રંગ ઘઉંવર્ણો ઉજળો,
- કસાયેલું સુડોળ શરીર,
- ભરાવદાર ભવાંઓ,
- રોશન, ચમકદાર આંખો,
- મુસ્કુરાતું મુખ,
- નોકદાર સીધું નાક,

---

❶ 'હિદાયત' (ઉર્દૂ માસિક) જિલ્દ ૩, અંક ૧, પાનું ૧૭૮

- વિશાળ પેશાની (કપાળ),
- ભરાવદાર ચહેરો,
- ગાલોમાં સ્પષ્ટ તરી આવતી લાલાશ,
- દાઢી ન ઘણી લાંબી ન ટૂંકી બલ્કે શરઈ માપ પ્રમાણે એક મુઠ્ઠી અને બે આંગળ જેટલી સહીહ લંબાઈ,
- મૂંછો બારીક કતરેલી,

આવો હતો હઝરતનો દેખાવ અને મુખાકૃતિ !

## લિબાસ

આપનો લિબાસ સભ્યતા અને સાદગીનું પ્રતિબિંબ પાડતો હતો. જે લિબાસ આપે શરૂઆતથી પસંદ ફરમાવ્યો તે જ લિબાસ જીવનના અંત સુધી પહેરતા રહ્યા.

- સીધા સાદા જાડા સુતરાઉ કાપડનો કૂર્તો,
- એજ સફેદ સુતરાઉ કાપડનો અને મધ્યમસરની પાયચાની પહોળાઈવાળો પાયજામો,
- શેરવાની જેવી દેખાતી ઢીલી ઢાલી અચકન,
- માથા પર પંજાબી પાઘડી,
- ઈમામહ (પાઘડી)ના નીચે સફેદ ટોપી,
- પગમાં દેશી ચામડાના જોડા,

આ હતો આપનો લિબાસ !

## આપના ઉપયોગની અન્ય વસ્તુઓ

- હાથમાં હમેશાં રામપૂરી વાંસની એક મધ્યમ લાંબી લાઠી,

- સમય જાણવા માટે કાળા દોરામાં બાંધેલી એક ખિસામાં રાખવાની ઘડિયાળ,
- એક મિસ્વાક,
- સફરમાં કિબ્લાની દિશા જાણવા માટે એક દિશાદર્શક,
- ગજવામાં સુતરાઉ કાપડનો સફેદ રૂમાલ,
- એક તસ્બીહ,
- એક કાંસકી દાઢીના વાળ ઓળવા માટે,
- લખવા-વાંચવા માટે સફેદ કાચના ચશ્મા,
- સામાન્ય ઉપયોગ માટે રંગીન કાચના ગોગલ્સ ચશ્મા,

આ હતી આપના ઉપયોગની અન્ય વસ્તુઓ !

## વચન પાલન

આપના સાહબઝાદહ હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ (રહ.) 'શમ્એ હિદાયત'માં લખે છે કે :-

આપ હમેશાં પોતાની અવલાદમાંથી દરેકને સંબોધીને ફરમાવતા હતા કે,

"શરીફ અને સુયોગ્ય આદમી જ્યારે વાયદો કરે છે ત્યારે તેને પૂરો પણ કરે છે."

આપ કોઈ મામૂલી વાત માટે પણ વિચારીને વાયદો ફરમાવ્યા કરતા હતા અને જ્યારે વાયદો કરી લેતા તો તેને પૂરો કરવો પોતાની ફર્ઝે અયન સમજતા હતા. આપના વચન પાલનના સેંકડો બનાવોમાંથી માત્ર એક નમૂનો પેશ કરવા માટે આ બનાવ પૂરતો થઈ પડશે કે :-

એક વખતે આ લખનાર (હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ) બેઠેલો હતો કે જયપુરના એક વકીલ સુલતાન કબીર સાહબ (જેઓ અગાઉ ટોંકના રહેવાશી હતા) તેમના સસરા કિબ્લા વાલિદ સાહબ બુઝુર્ગવારની પાસે આવ્યા અને ઘણી જતોછડાઈ પૂર્વક કિબ્લા વાલિદ સાહબને સંબોધીને કહ્યું કે,

"જો આપ કોઈ કામ કરી નથી શકતા તો વાયદો શા માટે કરી લો છો ? જો આપવું હોય તો આપી દો, નહિતર ના કહી દો !"

મને એમની આ વાત મનમાં ઘણી ખુંચી. હું આ જોઈને એક તરફ તો કિબ્લા બુઝુર્ગવારના અદબના કારણે ખામોશ રહ્યો અને મેં વિચાર્યું કે કદાચ કિબ્લા વાલિદ સાહબ પર એનું કર્ઝ અદા કરવાનું બાકી હશે. જેને તે માંગી રહ્યો છે.

હજુ હું આ વિચાર કરતો જ હતો અને મનમાં ને મનમાં વ્યાકુળ થઈ રહ્યો હતો કે કિબ્લા વાલિદ સાહબે મને ફરમાવ્યું કે,

"શૌકત ! જાઓ, અંદર જઈને પેલી કારતૂસી પિસ્તોલ કારતૂસ સાથે લઈ આવો જે મારા સિરાણે ટાંકમાં મૂકેલી છે."

હુકમના પાલન માટે હું અંદર ગયો અને કારતૂસ સહિત પિસ્તોલ લાવીને કિબ્લા વાલિદ સાહબના હવાલે કરી દીધી.

આપે પિસ્તોલ અને કારતૂસ પેલા શખ્સની તરફ મૂકતા ફરમાવ્યું કે,

"કોશિશ કરવા છતાં હું આપના માટે રૂપિયાની વ્યવસ્થા કરી શકયો નથી ! લો, આ (પિસ્તોલ)ને વેચીને પોતાની જરૂરત પૂરી કરો !"

પેલો શખ્સ પિસ્તોલ લઈને ચાલ્યો ગયો.

ઈ.સ. ૧૯૧૫ માં રિયાસતે જયપુરમાં પિસ્તોલ, રાયફલ કે ગન માટે લાયસન્સ ન હતું અને રજીસ્ટ્રેશન પણ કરાવવું પડતું ન હતું.

મેં માથું ઝુકાવીને કિબ્લા વાલિદ સાહબથી અરજ કરી કે,

"અબ્બા ! આપે શું એમનાથી રૂપિયા કર્ઝ લીધાં હતા ? એ ઘણો ગુસ્તાખ આદમી છે!"

આપે મુસ્કુરાઈને ફરમાવ્યું કે,

"ઝરૂરતમંદ ઈન્સાન પોતાની હાજતમંદીના કારણે અત્યંત ખસિયાણો અને બદમિઝાજ (અવિવેકી) બની જાય છે! મેં તેનાથી કર્ઝ લીધું ન હતું. બલ્કે તેની ઝરૂરત પૂરી કરવાનો વાયદો કરી લીધો હતો જે હું અત્યાર સુધી પૂરો કરી શકયો ન હતો એટલા માટે તે આટલો ધૂંધવાતો આવ્યો હતો ! ખુદાનો શુક્ર છે કે મેં જે વાયદો કર્યો હતો તે પરવરદિગારે આલમે પોતાના ફઝલથી પૂરો કરી દીધો !"[1]

## ત્યાગ અને સમર્પણની ભાવના

બાળપણથી જ આપમાં ત્યાગ અને સમર્પણની ભાવના પુષ્કળ પ્રમાણમાં હતી.

- ટ્રેઈન કે બસમાં પ્રવાસ કરતી વખતે પોતાની સારી બેઠક આગ્રહ કરીને બીજા મુસાફરોને આપી દેતા હતા.
- દસ્તરખ્વાન પર જે વસ્તુ વધારે સારી હોય તે પોતાની સાથે

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૮૩, ૧૮૪

ખાવા બેઠેલાઓ તરફ સરકાવી દેતા હતા.

આપના ત્યાગ અને સમર્પણનો એક બનાવ નમૂના રૂપે અહીં રજૂ કર્યો છે.

(બીજા) વિશ્વયુદ્ધનો સમય હતો. તે વખતે આપે પોતાના સ્નેહીઓ, સગાંઓ, પડોશીઓ, મહોલ્લાવાસીઓ કે દેશ જનોના માટે નહિ બલ્કે ઈસ્લામી ભ્રાતૃભાવના રિશ્તાથી પોતાના ઉસ્માની (તુર્ક) ભાઈઓના માટે ઈમ્દાદી ચંદો જમા કરવાની બાબતમાં ઘણો આગળ પડતો ભાગ લીધો. અને ખૂદ પોતાનું ખિસ્સુ ખાલી કરી દેવા બાદ પોતાના ઘરનો સમગ્ર સામાન અહીં સુધી કે નિત્ય વપરાશની જરૂરી વસ્તુઓ સુદ્ધાં જાહેર રસ્તા પર લઈ જઈને લીલામ કરાવી દીધી ! પોતાના ઘરમાં વપરાશના માટીના કેટલાક વાસણો અને શરીર પર પહેરેલાં વસ્ત્રો સિવાય બધું જ લીલામ કરી દીધું. ખાટલા, બિસ્તર, તકીયા, લિહાફ, ચાદર વગેરે સર્વ લીલામ કરીને તેની રકમ તુર્કી ભાઈઓના ઈમ્દાદી ફંડમાં મોકલી દીધી !

જ્યારે ઘરનો તમામ સામાન વેચીને એની રકમ રવાના કરી ચૂકયા ત્યારે એટલા ખૂશ અને સંતોષિત દેખાતા હતા કે જોનારા એવું સમજતા કે આપે કોઈ મોટી દૌલત મેળવી લીધી છે! અથવા ન જાણે કઈ ચીઝ આપને મળી ગઈ છેકે જેની પ્રાપ્તી પછી આંતરિક આનંદના કારણે આપનો ચહેરો પ્રફુલ્લિત થઈ રહ્યો છે ! હોઠો પર મુસ્કુરાહટ હતી અને આંખોમાં એક ખાસ પ્રકારની ચમક નજર આવતી હતી ! જોનારા આપની આ શાન જોઈને અદેખાઈ કરતા હતા ! હઝારો રૂપિયાથી તુર્કોની ઈમ્દાદ કરનારા આ હકીકી આનંદની પ્રાપ્તીના આરઝૂમંદ હતા, જે હઝરત અલહાજ મૌલાના મૌલવી હિદાયતઅલી સાહબને પરવરદિગારે આલમે અતા ફરમાવ્યો હતો.

એક સાહબે દિલ બુઝુર્ગે આપની આ કૈફિયત અને આ માલી બલીદાનથી પ્રભાવિત થઈને કહ્યું કે,

"મવલાના ! આજે સરકારે દો આલમ અલયહિસ્સલાતો વસ્સલીમના આ ઈર્શાદે ગિરામીની અમલી તશરીહ આપના બલીદાનથી અમારી સમક્ષ છે.

હુઝૂર સરવરે કાએનાત અલયહિસ્સલામે ફરમાવ્યું છે કે,

"અબૂબક્ર (રદિ.)ના એક મુઠ્ઠી જવ બીજાઓના ઓહદ પહાડ જેટલાં સોના-ચાંદી પર ભારી છે."

આપે આ વાત સાંભળીને ખૂશ થવાના બદલે અત્યંત ગંભીરતાથી, શિર ઝુકાવીને ફરમાવ્યું કે,

"જનાબ ! આપ શું ફરમાવી રહ્યા છો ?!
ચે નિસ્બત ખાકરા બા આલમે પાક !
હાં, અલબત્ત, આ દુઆ જરૂર કરો કે,

ખુદાવંદ કરીમ દરેક મુસલમાનને પોતાના હબીબે અકરમ અલયહિસ્સલાતો વસ્સલામના સદકામાં આ મુકદ્દસ અને પાકીઝા જઝબહથી સરફરાઝ ફરમાવે, જેનાથી તેણે પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને નવાઝયા હતા, જેને હુઝૂરે અનવર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની ઝબાને મુબારકથી વખાણ કર્યા, અને મોમિનોને ખુલૂસ તેમજ લિલ્લાહિય્યતની આ સુંદર શૈલીમાં તલ્કીન ફરમાવી."

દરેક અદના અને આ'લા મોકા પર બલીદાનના માટે આપ સંપૂર્ણ તલ્લીનતાથી તૈયાર રહેતા હતા, બલ્કે આ કહેવું વધારે યોગ્ય થશે કે આપ એવા મોકાની તલાશમાં રહેતા હતા અને પોતે એવી

પરિસ્થિતિ પેદા કરી દેતા હતા કે દરેક મોકા પર બલીદાનનો સહેરો આપના જ શિર પર રહે.❶

પોતાના શજરએ મુબારકમાં 'ઝુરૂરી બાતેં' શીર્ષક હેઠળ ક્રમાંક ૭ (સાત)માં આપે લખ્યું છે કે :-

- ❍ અહલે હુકૂકકે હક અદા કરો,
- ❍ ગુરબા વ મસાકીન વ ઝઈફ વ નાતવાંકી હર કિસ્મકી ખિદમત કરો,
- ❍ સાઈલકો ન ઝિળકો.

ઐસે લોગોંકી દસ્તગીરી ઔર હાજતરવાઈ હશ્રમેં નજાત દિલાનેવાલી ઔર દુનિયામેં આફતોંસે બચાનેવાલી હૈ.

હરચેદારી સર્ફ કુન દર રાહે ઊ,
લન્તના લુલ્બિર્ર હત્તા તુન્ફિકુ.

[તમારી પાસે જેકંઈ હોય તે ખુદાની રાહમાં ખર્ચ કરો, કારણકે અલ્લાહ તઆલા 'સૂરએ આલે ઈમ્રાન'માં ફરમાવે છે કે :-

(હે મુસલમાનો) તમે પોતાની પ્રિય વસ્તુમાંથી જ્યાં સુધી (અલ્લાહની રાહમાં) ખર્ચ કરશો નહિ ત્યાં સુધી કદી સંપૂર્ણ ભલાઈ મેળવી શકશો નહિ.]

## નિર્લેપતા

આપની એક આગવી સિફત દુનિયા અને દુનિયાની ચીઝોથી નિર્લેપતા હતી. આપની નઝરમાં માલ, દવલત, જમીન, જાગીર,

---

❶ 'શમ્એ હિદાયત' પાનું ૧૮૫, ૧૮૬

પદ, હોદ્દો ટૂંકમાં કોઈ વસ્તુ પ્રત્યે આપને મોહ કે માયા ન હતી. એ અંગેના સેંકડો બનાવોમાં નમૂના તરીકે અહીં એક જ બનાવ પૂરતો થશે.

આપના વાલિદ માજિદનો ઈન્તેકાલ થયો ત્યારે ઘણી જમીન-જાગીર, વાડી, ખેતી, મકાનો, રોકડ રકમ, ઘરેણાં વગેરે વારસામાં મૂકી ગયા. આપ બધાં ભાઈ-બહેનોમાં સૌથી નાના હતા એટલે બધાં ભાઈ-બહેનોએ સર્વ સંમતિથી નકકી કર્યું કે વાલિદના વારસામાંથી નાના ભાઈને વધારેમાં વધારે હિસ્સો આપવામાં આવે.

વાલિદ સાહબના ઈન્તેકાલ વખતે આપની ઉંમર માત્ર ત્રણ વરસની હતી. આપ જ્યારે બાલિગ (પુખ્તવયના) થયા અને આપને જ્યારે પોતાના ભાઈ-બહેનોના આ પ્રેમભાવની જાણ થઈ ત્યારે આપે સ્પષ્ટ શબ્દોમાં ફરમાવી દીધું કે,

> "મને વાલિદના વારસામાંથી તેમના પહેરેલાં કપડાંમાંથી એક જોડ સિવાય કંઈ નહિ જોઈએ. બસ મારા માટે આ જ તબર્રુક કાફી છે. અને મારા હિસ્સામાં જે કંઈ જાએદાદ આવે તે મારા ભાઈ-બહેનો અને તેમની અવલાદનો હક છે!"

આ રીતે આપે એક ઘણી મોટી જાએદાદનો ત્યાગ કર્યો અને રામપૂરમાં કોઈ મકાન, વાડી, કે જમીન આપે પિતાના વારસામાંથી લેવાનું પસંદ ન કર્યું ![1]

દુનિયા અને દુનિયાની ચીઝો તરફની આપની આ નિર્લેપતા, નિર્મોહિતા અને વૈરાગ્યનું કારણ આપે જોયેલા તે ખ્વાબમાં મળે છેજે આપે પોતે 'કુતૂહુલ હર્મૈન'માં બયાન કરેલો છે.

આપ લખે છે કે :-

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૮૬

મેં જોયું કે એક બુલંદ મકામ છે. ત્યાં

- હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ,
- હઝરત બીબી ફાતિમહ ઝહરા રદિયલ્લાહુ અન્હા,
- સૈયદના હઝરત ઈમામ હુસયન રદિયલ્લાહુ અન્હુ યા
- સૈયદના હઝરત ઈમામ હસન રદિયલ્લાહુ અન્હુ

તશરીફ રાખે છે.

તે બુલંદ મકામની સામે એક મકામ ઘણો જ નીચાણમાં છે, અને તેની ચારે તરફ પાકી દીવાલો છે. અને તેના ઘેરાવામાં દુનિયાની તમામ ચીઝોં અને દરેક પ્રકારના આદમીઓ છે. બધાં આદમીઓ દુનિયામાં જેટલાં કામો છે, તેમાં મશગૂલ છે.

ખરીદ-વેચાણ,
લડાઈ-ઝઘડો,
...વગેરે બધું જ થઈ રહ્યું છે!

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારી તરફ મુખાતિબ થઈને ઈર્શાદ ફરમાવ્યો કે,

"આ દુનિયા છે! એમાં કદાપિ ફસાતો નહિ!"

તે વખતથી મારા સ્વભાવમાં દુનિયાની ઈચ્છા ઓછી અને આકિબતને હાસિલ કરવા તરફ રગબત વધારે થઈ ગઈ! [1]

## નિડરતા અને નિર્ભયતા

આપ અત્યંત નિડર આદમી હતા. ખાસ રીતે જ્યાં હક અને

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૭૪, ઉર્દૂ પા. ૪૫

બાતિલનો સંઘર્ષ થતો હોય તેવા મોકા પર અપાર નિડરતા અને નિર્ભયતા પ્રગટ કરતા હતા. જેટલો વધારે દુષ્ટ આદમી આપની સમક્ષ હોય તેટલી જ વધારે નિડરતા અને નિર્ભયતા આપના વાણી અને વર્તનમાં જાહેર થતી હતી.

ઈ.સ. ૧૯૩૯ માં જ્યારે જામેઅ મસ્જિદ, જયપુરના પગથિયાંના વિસ્તરણના સંબંધમાં હુકૂમતે જયપુરની પોલિસે શાંત અને નિશસ્ત્ર મુસલમાનો પર જુમ્આની નમાઝ બાદ ફાયરીંગ (ગોળીબાર) કર્યો અને ઘણાં મુસલમાનો શહીદ તેમજ ઘાયલ થયા ત્યારે આ અત્યાચારી પગલાંનો વિરોધ કરવાના માટે જયપુરના મુસલમાનોએ જયપુરના અગ્રણીઓનું એક પ્રતિનિધિ મંડળ બનાવ્યું, જેણે રિયાસતે જયપુરના વાઈસ પ્રેસીડન્ટ (ઉપપ્રમુખ) (અંગ્રેજ)ની પાસે જઈને, પોતાની મઝલૂમિયત અને હુકૂમતના અયોગ્ય અત્યાચારના વિરુદ્ધ અવાજ બુલંદ કરવાનો હતો. એ પ્રતિનિધિ મંડળના પ્રવકતા તરીકે સૌએ આપને મજબૂર કર્યા.

જ્યારે કર્નલ મેક, વાઈસ પ્રેસીડન્ટની પાસે આ પ્રતિનિધિ મંડળ પહોંચ્યું ત્યારે આપે એક ખાસ જોશ અને જઝબાની સાથે કર્નલ મેકને સંબોધીને કહ્યું કે,

> "આપની કવમ ઈન્સાફની દાવેદાર છે.! આપ મસીહી (ઈસાઈ) છો અને ખુદાને માનો છો ! હું એ ખુદાના નામ પર આપથી આ કહેવા આવ્યો છું કે, જો આપ પોતાની કવમ અને બ્રિટિશ હુકૂમતને પતન અને તબાહીથી બચાવવા ચાહો છો તો ખામોશ રહીને આ ઝુલ્મ અને અત્યાચારમાં ભાગીદાર ન બનો ! નહિતર બ્રિટિશ તાજ માથાંના બદલે દુનિયાના કદમો પર હશે ! અને બ્રિટિશ હુકૂમતની આ સમગ્ર શૃંખલા વેરવિખેર થઈ જશે ! કારણકે ખુદા ન્યાયી અને આદિલ છે. ઈન્સાફને

પસંદ કરે છે. ઝાલિમને અવદશાએ પહોંચાડે છે. જો તમે ખરેખર દિલથી હુકૂમતે જ્યપુરના ઘૃણિત કાર્યને બૂરું સમજો છો તો મઝલૂમોને ન્યાય આપો. ઝાલિમોને તેમના કામોની શિક્ષા કરો. અને જો તમે શહીદ થનારા મુસલમાનોની વિધવાઓ અને અનાથ બાળકોથી હમદર્દી, સહાનુભૂતિ ધરાવતા નથી અને તમે તેમના પર દયા નથી કરી શકતા તો યાદ રાખો ! જે રહમ નથી કરતો તેના પર ખુદા પણ રહમ નથી કરતો !''

આપની આ તકરીરનો કર્નલ મેક પર એવો પ્રભાવ પડયો કે તે ખુરશી પરથી ઊભો થઈ ગયો અને અત્યંત આજિઝી (વિનમ્રતા)થી માથું ઝુકાવીને ઊર્દૂ ભાષામાં બોલ્યો કે,

''પાદરી સાહબ !
હું ખુદા પર ભરોસો કરીને કહું છું કે,
હું જરૂર ઈન્સાફ કરીશ અને આપને યકીન અપાઉં છું કે,
મુસલમાનોની સાથે જે ઝુલ્મ થયો છે તેની પૂરેપૂરી તપાસ કરવામાં આવશે અને જે લોકો ઝુલ્મ કરનારા, સાબિત થશે તેમને ખરેખર સજા આપવામાં આવશે !''

તે પછી કર્નલ મેકે માથું ઝુકાવીને આપની સામે બાઅદબ ઊભા રહીને કહ્યું કે,

''આપ મારા માટે દુઆ કરો કે હું ઈન્સાફ કરું !''

પ્રતિનિધિ મંડળના સભ્યો જેઓ એક શખ્સી હુકૂમતના અત્યાચાર અને આતંકનો હૃદય દ્રાવક મંઝર (દૃશ્ય) થોડાં દિવસો પહેલાં જ પોતાની આંખે જોઈ ચૂકયા હતાં તેઓ આપના સ્પષ્ટ વકતવ્ય અને ઈમાની હિંમત પર સ્તબ્ધ અને અવાક હતા !

અને આપના આ કટુ વચનોનું પરિણામ પોત પોતાના મનમાં ન જાણે શું શું સમજી રહ્યા હતા, પરંતુ જ્યારે તેમણે કર્નલ મેકને આટલો બધો પ્રભાવિત થયેલો જોયો ત્યારે તેમના દિલોંએ આ વાતની શહાદત (સાક્ષી) આપી કે, બેશક ખુદાથી ડરનારો કોઈથી નથી ડરતો અને હક વાત કહેનારો કોઈનાથી દબાતો નથી બલ્કે હક અને સદાકત તથા ઈસ્લામી નિડરતા મોટામાં મોટી શખ્સીય્યતને પોતાની સામે ઝુકવા માટે મજબૂર કરી દે છે![1]

## સ્વચ્છતા અને સુઘડતા

પત્ર લેખન અને કિતાબ લેખનનો આપનો પ્રિય નિત્યક્રમ હતો પરંતુ આપના લખવા કે બેસવાની જગાએ શાહીનો ડાઘ કે કોઈ કાગળ અવ્યવસ્થિત પડલું હોય એ શકય જ ન હતું. સ્વચ્છતા અને સુઘડતાના આપ ખૂબ જ આગ્રહી હતા.

આપ ફરમાવતા હતા કે,

"જો કોઈ વસ્તુ અવ્યવસ્થિત કે વાંકી ચૂકી અને અયોગ્ય જગાએ મૂકેલી હોય તો તેને વારંવાર જોતા રહેવાથી મારું માથું દુઃખવા લાગે છે અને આપો આપ દિલ એ જ ચાહે છે કે એની દુરસ્તી કરી દઉં!"

## વાંચનનો શોખ

આપનું વાંચન વિશાળ હતું. આપની પાસે દીની કિતાબોનો સંગ્રહ પણ ઘણો હતો. આપને ઈલ્મે તસવ્વુફ પ્રત્યે ખાસ આકર્ષણ હતું. એટલે તસવ્વુફની અલભ્ય કિતાબો મેળવીને હમેશાં વાંચતા રહેતા હતા.

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૯૫, ૧૯૬

- મષનવીએ મવલાના રૂમી (રહ.) અને
- મકતૂબાતે હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)

નું લગભગ દરરોજ થોડું ઘણું વાંચન કરતા હતા. બંને કિતાબો તરફ આપને દિલી લગાવ બલ્કે ઈશ્ક હતો.

એક વખત મષનવી શરીફનું શરૂઆતથી વાંચન શરૂ કર્યા બાદ છેવટ સુધી પૂરું કરીને ફરી પાછું શરૂઆતથી વાંચન શરૂ કરતા. એ જ પ્રમાણે મકતૂબાત શરીફની ત્રણે જિલ્દોને દોહરાવી દોહરાવીને વાંચતા રહેતા હતા.

મોટા ભાગે ફારસી કિતાબો આપના વાંચનમાં વધારે રહેતી હતી કારણકે તસવ્વુફનો મોટો સંગ્રહ ફારસીમાં છે અને ઉર્દૂમાં જે કંઈ છે તે અપૂરતો છે. એ જ કમીને પૂરી કરવાના માટે આપે કલમ ઉઠાવી અને કિંમતી કિતાબોના લેખનનો સિલસિલો શરૂ કર્યો.

આપની એ કિંમતી કિતાબોનો અમૂલ્ય ખઝાનો આપના પ્રપૌત્ર હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) પાસે આજે પણ મોજૂદ છે.





# હજ્જે બૈતુલ્લાહ શરીફ
# અને
# ઝિયારતે રોઝએ
# રસૂલુલ્લાહ
## સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ



## હજના સાથી

દાદા હઝરત સાહબ (રહ.)ને આશરે ૯૫ (પંચાણું) વર્ષની મોટી ઉંમરે હજ્જની સઆદત હાસિલ થઈ હતી.

આપની સાથે આપના ખાસ અકીદતમંદ મુરીદો સુરતના બે ભાઈઓ

- મર્હુમ ઈસ્માઈલભાઈ ટેલર સાહબ તથા
- મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને

બંને ભાઈઓના પરિવારજનો પણ હજના સાથીઓ હતા. જેનો ઉલ્લેખ દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાની કિતાબ 'કુતૂહુલ હર્મૈન'માં પણ નામ સહિત કરેલો છે.

આપ (રહ.)એ લખ્યું છે કે :-

મારા મિત્ર હાજી ઈસ્માઈલ સાહબ ટેલર સૂરતીએ હજ્જની સફરના દિવસોમાં મારી ઘણી ખિદમત કરી અને હરેક પ્રકારનો મને આરામ પહોંચાડયો અને એમના ઘરની ઔરતોએ પણ. અલ્લાહ તઆલા એ તમામને બંને જહાનમાં અજર આપે અને ખૂશ તથા આબાદ રાખે ! આમીન !

બહક્કે સૈયદિલ મુર્સલીન અલયહિસ્સલાતો વસ્સલામ❶

મજકૂર સાથીઓ પૈકી મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને આપના સાહબઝાદા મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર સાહબ હજુ અલ્હમ્દુલિલ્લાહ હયાત છે.❷ અલ્લાહ તઆલા તેમની ઉમ્ર દરાઝ ફરમાવે ! આમીન !

તેમણે આ નાચીઝની દરખ્વાસ્ત પર મજકૂર હજના કેટલાક બનાવો પણ લખી મોકલ્યા છે તે પણ આ બયાનમાં યોગ્ય સ્થળે રજૂ કરવામાં આવશે.

## હજ માટે રવાનગી

દાદા હઝરત સાહબ (રહ.) ૨૩, ઝિલકઅદહ, ૧૩૬૫ હિ.સ. મુતાબિક ઈ.સ. ૧૯૪૬ ના દિવસે મુંબઈથી મગરિબના સમયે 'ખુસરુ' નામની સ્ટીમરમાં હજ માટે પોતાના સૂરતના ઉપરોક્ત સાથીઓની સાથે રવાના થયા.

## મહાસાગરમાં તોફાન

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ તથા આપના પુત્ર મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર સાહબ લખે છે કે :-

હજમાં જતીવેળા રસ્તે દરિયામાં ભારે તોફાન શરૂ થયું. સ્ટીમર જાણે હિંડોળાની જેમ હાલક-ડોલક થવા માંડી. સૌ પ્રવાસીઓના જીવ ટાળવે ચોંટી ગયા. હવે શું થશે ? એવી ફાળ સૌના દિલમાં પડી.

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૦, ઉર્દૂ પા. ૨૪

❷ મુહતરમ અબ્દુલ અઝીઝભાઈ ટેલરનો પણ આ કિતાબ લખાયા બાદ હવે ઈન્તેકાલ થઈ ગયો છે. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજીઊન.

હઝરતે ફરમાવ્યું કે,

"લોટને ગૂંદીને ગોળીઓ બનાવીને મને આપો !"

આપના હુકમ પ્રમાણે લોટને ગૂંદીને તેની નાની નાની ગોળીઓ બનાવીને આપવામાં આવી.

આપે કંઈક પઢીને મજકૂર લોટની ગોળીઓ પર દમ કર્યો અને એ પછી એ ગોળીઓને દરિયામાં નાંખી દેવા ફરમાવ્યું.

લોટની ગોળીઓને દરિયામાં નાખતાં જ તોફાન શમી ગયું અને સૌના જીવ હેઠે બેઠાં !

## એહરામ બાંધીને તમામ વઝીફાઓ ત્યાગી દીધાં

આપ લખે છે કે :-

કોહે યલમલમ નામનું સ્થળ જ્યાંથી હાજીઓ જહાઝ (સ્ટીમર)માં એહરામ બાંધે છે, ત્યાં એહરામ બાંધ્યા બાદ મેં પોતાના તમામ વઝીફાઓ જેને હું લગભગ ચાલીસ-પચાસ વરસથી પઢતો હતો, તે છોડી દીધાં અને માત્ર દુરૂદ શરીફ હરેક મવકા પર અને હરેક જગાએ પઢતો રહ્યો; અહીં સુધી કે, ખાનએ કા'બાએ મુઅઝઝમહના તવાફ વખતે પણ એ જ દુરૂદ શરીફનો વિર્દ રાખ્યો, અને મદીનએ પાકમાં તો એ જ હોવું જોઈતું હતું !

પાછા ફરતી વખતે, જ્યાં સુધી જિદ્દહમાં રહ્યો, એ જ નિયમ રહ્યો. જ્યારે જિદ્દહથી (હિન્દુસ્તાન આવવા માટે) જહાઝ (સ્ટીમર) પર સવાર થયો ત્યારથી પોતાના વઝીફાઓ ફરી શરૂ કરી દીધાં.

## એ છે બરકત દુરૂદ શરીફની

આપ (રહ.) આગળ લખે છે કે,

મારા પર (ખુદા અને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહ વ સલ્લમનો) જે કરમ થયો તેને હું દુરૂદ શરીફનો વસીલો સમજુ છું.

હું એ જાણતો હતો અને જાણું છું કે મારું મુખ એના લાયક નથી કે એમાંથી નીકળેલા શબ્દો કબૂલ થાય; પરંતુ દુરૂદ શરીફ એવી ચીઝ છે જેને હક તઆલા હરેક સ્વરૂપમાં અને હરેક મુખથી પોતાના કરમથી કબૂલ જ ફરમાવી લે છે.

હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ (રહ.) જેઓ હઝરત શાહ વલીઉલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના વાલિદ બુઝુર્ગવાર છે, (તેઓ પણ) એ જ ફરમાવે છે કે,

> "ફકીરે જે કંઈ મેળવ્યું છે, દુરૂદ શરીફની બરકતથી (મેળવ્યું છે.)"

હું પણ એ કબૂલ કરું છું કે,

મુજ ગુનેહગાર, નાફરમાનને જે કંઈ અતા કરવામાં આવ્યું છે તે,

- માત્ર ખુદાનો ફઝલ,
- મુસ્તફા અલયહિસ્સલાતો વસ્સલામનો કરમ અને
- મહાન પીરોની દુઆ તેમજ
- દુરૂદ શરીફનો સદકો છે.❶

## વીસ વરસ પહેલાં ખ્વાબમાં જોયેલું મકાન

નવમાં દિવસે આપનું જહાઝ (સ્ટીમર) જિદ્દહ પહોંચ્યું. જિદ્દહથી આપ સાથીઓ સહિત મકકહ મુઅઝઝમહ પહોંચ્યા.

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૨, ૫૩, ઉર્દૂ પા. ૨૪, ૨૫

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર અને
મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર લખે છે કે :-

અમે હઝરત સાથે મકકા મુઅઝઝમહ પહોંચી એક મકાનમાં કામચલાવ ઉતારો કર્યો અને બીજા સારા ઘરની શોધ શરૂ કરી. હઝરત અમારી સાથે હોવાથી અમે એવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન શોધતા હતા કે જે :-

ન દૂર હોય,
ન ઊંચે માળ ઉપર હોય,
વિશાળ અને વિવિધ ખંડોવાળું હોય,

કે જેથી હઝરત અને અમારા બંને ભાઈઓના પરિવારો અલગ અલગ ઓરડાંઓમાં રહી શકે.

ઘર શોધતાં બે દિવસ નીકળી ગયા પરંતુ અમને જોઈએ તેવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન મળ્યું નહિ.

હઝરતે અમને પૂછ્યું કે,

"મકાન નથી મળતું ?"

હાજી ઈસ્માઈલ ભાઈએ કહ્યું કે,

"હાં, હઝરત ! એવું જ છે."

હઝરતે ફરમાવ્યું કે,

"મીઝાબે રહમતની સામે મકાન (ખાલી) છે.
(ત્યાં તપાસ કરો !)"

અમે ત્યાં જઈને તપાસ કરી. અમે જોયું કે ખરેખર અમને જેવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન જોઈતું હતું તેવું જ મકાન ખાલી હતું.

ગ્રાઉન્ડ ફલોર (ભોંય તળિયે) હઝરતના માટે વિશાળ રૂમ અને માળ ઉપર ત્રણ રૂમો અને રસોડું પણ હતા !

મકાન જોઈને અમે નવાઈ પામ્યા.

અમે હઝરતને પૂછ્યું કે,

"હઝરત ! આપે કેવી રીતે બતાવ્યું કે અહીં આ મકાન ખાલી છે ?!"

હઝરતે ફરમાવ્યું કે,

"ઘણાં વરસ પહેલાં મેં ખ્વાબ જોયો હતો કે હું હજ પઢવા માટે આવ્યો છું. આ મકાન અને આ રૂમ (ઓરડો) જેમાં આપણે બેઠાં છીએ તે પણ મેં ખ્વાબમાં જોયા હતા."

## મજકૂર ખ્વાબનું વર્ણન

દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાની કિતાબ 'કુતૂહુલ હર્મૈન'માં મજકૂર ખ્વાબનું વર્ણન આ રીતે કર્યું છે :-

એ હાજી ઈસ્માઈલ સાહબે મને (મકકા મુકર્રમામાં) એવું મકાન લઈ આપ્યું કે, તેની એક બાજુ હરમ શરીફમાં હતી અને બીજી બાજુ હરમ (શરીફની) બહાર હતી.

તે મકાનમાં નિવાસ દરમિયાન હર વખત ખાનએ કઅબા આંખોની સામે રહેતો હતો. મારી આંખો ખાનએ કા'બાએ મુઅઝઝમહની ઝિયારતથી હરેક વખતે મુશર્રફ રહેતી હતી.

કા'બાએ મુઅઝઝમહનો તે ભાગ મારા સામે રહેતો હતો, જેને હું જયપુરમાં વીસ વરસ પહેલાં ખ્વાબમાં જોઈ ચૂકયો હતો, કે હું કા'બાએ મુહતરમહનો પરદો પકડીને ઊભો છું. તે વખતે મારો

સીનો ચિરાયો અને તેમાંથી સૂરજ નીકળ્યો, જોગે ઊંચે ચઢીને ઘણી ઝમીનને રોશન કરી.❶

## ૯૫ વર્ષની ઉંમરે પગે ચાલીને મીના ગયા

આપ (રહ.) પોતે લખે છે કે :-

આઠમી ઝિલ હજ્જ (ના દિવસે) મક્કા શરીફથી 'મીના' જવા માટે દિવસે લગભગ નવ વાગ્યે પગપાળા રવાના થયો. (યાદ રહે હઝરતની ઉંમર એ વખતે આશરે ૯૫ વરસની હતી!) ગરમીના કારણે છત્રી ઓઢી રાખી હતી. 'મીના' મકકએ મુઅઝઝમાથી લગભગ ત્રણ કોસ (આશરે સાડા સાત કિલો મિટર) દૂર છે.

રસ્તામાં ગરીબ તકરૂની લોકો (આફ્રિકાના વતનીઓ), જેઓ મોટી સંખ્યામાં હજ્જના શવકમાં અરફાત તરફ ચાલતાં, દોડતાં જઈ રહ્યા હતાં (તેમને એવી હાલતમાં જોયા) કે

- તેમની કાખમાં બાળકો છે!
- માથા ઉપર સફરનો જરૂરી સામાન છે!
- એક હાથમાં બીજા બાળકનો હાથ (પકડેલો છે)!
- ગરમીની તીવ્રતા છે!
- ગરમ (દાઝતી) રેતી છે! અને
- (પગરખા વગરના) ખુલ્લા-ઉઘાડા પગ છે!

તેઓને જોઈને મને સંપૂર્ણ ખાતરી થઈ ગઈ કે, ખરેખરા એ જ લોકો હાજીઓ છે. અને હાજી કહેવડાવવાને લાયક છે. આપણા જેવા આરામ તલબ લોકોની હજ્જ સૂરતે હજ છે અને તેઓની હજ હકીકતન હજ છે!

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૦, ઉર્દૂ પા. ૨૪

તે વખતે મને મારી હજની હકીકત ખબર પડી !

મેં બારી તઆલાની જનાબમાં દુઆ કરી કે,

"(યા) ઈલાહી !
આ હાજીઓની જુતીઓના સદકામાં મારા જેવા નામના હાજીઓની હજ કબૂલ ફરમાવ !"

## દેહ કાળા, દિલ સફેદ

આપ (રહ.) આગળ લખે છે કે :-

કેટલીક ઔરતો તેઓમાં એવી હતી કે,

બબ્બે, ત્રાણ ત્રાણ મહિનાના બાળકો તેમની ગોદમાં હતા !
ગરમી તેમજ પ્યાસના કારણે બાળકોનાં મોં સૂકાઈ ગયા હતા !
ગરમી અને પ્યાસના કારણે બાળકોએ મોં ખોલી નાખ્યા હતા !

મારી પાસે દાડમ હતા !

મેં દાડમના દાણાઓનો રસ બાળકોના મોઢાઓમાં ટપકાવ્યો.

તેમને (એનાથી) કંઈક રાહત થઈ !

તે તકરૂની લોકોના દેહ કાળા હતા, પરંતુ દિલ સફેદ હતા !

અલ્લાહ તઆલા તેઓના તુફયલથી બંને જહાનમાં મારા ઉપર ફઝલ અને કરમ ફરમાવે અને નેક અંજામ કરે !

આમીન ! બ હકકે સાહિબે સૂરએ તાહા વ યાસીન !

બીજા પુષ્કળ તકરૂની લોકો, આફ્રિકા દેશથી, દોઢ દોઢ બબ્બે વરસનો પગપાળા સફર કરીને હજના શવકમાં મકકએ મુઅઝઝમહ અને મદીનએ મુનવ્વરહ હાજર થાય છે !

એટલે તે લોકોની હજના મુકાબલામાં આપણા લોકોની હજ શી હકીકત ધરાવે છે ?!❶

## અરફાત પણ ચાલતાં જ ગયા

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર જણાવે છે કે :-

મીનાથી અરફાત અમે બસમાં જવાનુ નકકી કર્યું પરંતુ હઝરતે (૯૫ વર્ષની મોટી ઉંમર છતાં) પગપાળા ચાલીને જવાનું પસંદ કર્યું.

હાજી ઈસ્માઈલભાઈએ કહ્યું કે,

"હઝરત ! અરફાતમાં હજારો તંબૂઓમાંથી આપ અમને કેવી રીતે શોધશો ?"

હઝરતે ફરમાવ્યુ કે,

"(તમે ચિંતા ન કરો !) હું આવી જઈશ !"

અમે અરફાત બસમાં પહોંચ્યા અને અમારા તંબૂમાં હજુ અમે અમારો સામાન ગોઠવતાં જ હતા કે એટલામાં બહારથી હઝરતે બૂમ પાડી !

હાજી ઈસ્માઈલભાઈએ બહાર જઈને જોયું તો હઝરત ઊભા હતા !

હઝતરે ફરમાવ્યું કે,

"હાજી ઈસ્માઈલભાઈ ! આ પહેલો જ તંબૂ છે જ્યાં મેં બૂમ પાડી છે !"

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૪૮, ૪૯, ઉર્દૂ પા. ૨૨, ૨૩

(અર્થાત્ મારે આપનો તંબૂ શોધવો પડયો નથી !)

## હજના બીજા અરકાનો અદા કર્યા

હજ કર્યા બાદ અરફાતથી મીના પાછાં આવ્યા અને મીનામાં ત્રણ દિવસ રોકાયા.

મીનાના એ રોકાણ દરમિયાન જ

- જમરાત (શયતાન)ને ‘રમી’ કરી. (કાંકરીઓ મારી.)
- કુરબાની કરી.
- માથાના વાળ મૂંડાવ્યા.
- એહરામ ખોલ્યો.
- ગુસલ કર્યું.
- કપડાં બદલ્યા.
- મકકએ મુઅઝઝમહ હાજર થઈને ખાનએ કા’બાનો તવાફ (તવાફે ઝિયારત) કર્યો.
- સફા-મર્વહના અહકામ અદા કર્યા.

## હજની કુબૂલિયત માટે સતત દુઆ કરતા હતા

આપ (રહ.) લખે છે કે :-

જ્યાં સુધી હું મકકએ મુઅઝઝમામાં હાજર રહ્યો અને હરમ શરીફમાં હાજર રહેતો, પોતાનુ કાળું દિલ કઅબએ મુઅઝઝમહના કાળા ગિલાફવાળાની સામે અને સફેદ દાઢી કઅબાવાળાની સામે પેશ કરીને રહમતનો ઉમ્મીદવાર રહેતો; અને એ અર્ઝ કરતો રહ્યો કે,

“(હે અલ્લાહ !)

મારા કાળા દિલને મઅરિફતના નૂરથી મુનવ્વર ફરમાવ!
મારી સફેદ દાઢીની લાજ તારા હાથમાં છે!

મારી આ સૂરતે હજને પોતાના ફઝલથી, અને જેઓની હજને તેં કબૂલ ફરમાવી છે, તેઓના સદકામાં કબૂલ ફરમાવ!''

## અર્શે મુઅલ્લાથી અવાજ આવ્યો

આપ (રહ.) આગળ લખે છે કે :-

એ જ ચિંતામાં રહ્યા કરતો હતો, કે એક દિવસે અર્શે મુઅલ્લાહથી આ અવાજ આવ્યો :-

'વ યન્સુર કલ્લાહુ નસ્રન અઝીઝા'

(અને મદદ કરે અલ્લાહ તારી, જબરદસ્ત મદદ.)

આ ગયબી અવાજથી દિલને ઈત્મિનાન અને રાહત થઈ. અને એ ખયાલ થયો કે હક તઆલાએ પોતાના ફઝલો કરમ અને પોતાના મકબૂલ બંદાઓનાં તુફયલમાં મારી હજ્જ કબૂલ ફરમાવી લીધી, અને કબૂલિયતની ઉમ્મીદથી દિલને કંઈક ઈત્મિનાન અને રાહત જેવી થઈ.

આ હાલત એવી હતી, કે ન એને અયન બેદારી (જાગ્રતાવસ્થા) કહી શકાય છે, ન અયન ખ્વાબ.[1]

## દરબારે ખુદામાં નવાઝિશોની વર્ષા

આપ આશરે પોણા બે મહિના મકકએ મુઅઝઝમામાં રહ્યા.

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૩, ૫૪, ઉર્દૂ પા. ૨૫, ૨૬

એ સમયગાળામાં દરબારે ખુદામાં આપના પર નવાઝિશોની જાણે વર્ષા થઈ. એ નવાઝિશોના કેટલાક બનાવો આપે પોતે લખેલાં છે.

મજકૂર બનાવોને જાહેર કરવાનું કારણ દર્શાવતા આપે લખ્યું છે કે :-

મેં આ કિતાબ પોતે (પોતાની ઈચ્છાથી) લખી નથી. ન તે નેઅમતે ઈલાહીને કે જે મુજ ગુનેહગાર અને ખતાકાર પર થઈ, જાહેર કરવા ચાહી, પરંતુ ગયબથી (એને લખીને જાહેર કરવા માટે) વારંવાર તકાઝો થયો અને આ આયત શરીફની સદા કાનોમાં આવી :-

'વ અમ્મા બિનિઅ્મતિ રબ્બિ-ક ફહદ્દિસ.'❶

(અને પોતાના પરવરદિગારની નેઅમતોનો ઝિક્ર કરો અર્થાત્ લોકો સમક્ષ એનું વર્ણન કરો !)

(૧)

## કાળો પોશાક અર્પણ થયો !

આપ લખે છે કે :-

એક દિવસે (મેં) જોયું કે :-

મને કાળો પોશાક અતા કરવામાં આવ્યો અને મને પહેરાવવામાં આવ્યો !

તેના આગળના ભાગ પર કારચોબી ઝરીકામ કરેલું હતું !❷

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૪૭, ઉર્દૂ પા. ૨૧
❷ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૪, ઉર્દૂ પા. ૨૬

(૨)

## ફૂલોનો હાર પહેરાવવામાં આવ્યો !

આપ લખે છે કે :-

એક દિવસે (મેં) જોયું કે :-

મને નિહાયત ખૂશ્બૂદાર (અત્યંત સુગંધિદાર) હાર પહેરાવવામાં આવ્યો અને હાથમાં ફૂલોનો ગુચ્છ આપવામાં આવ્યો ![1]

(૩)

## એક હાર પછી બીજો હાર પહેરાવવામાં આવ્યો !

આપ લખે છે કે :-

એક દિવસે (મેં) જોયું કે :-

એક ઘણો જ મોટો ફૂલોનો હાર (મને) પહેરાવવામાં આવ્યો અને બીજો હાર (મારા) ગળામાં નાખવામાં આવી રહ્યો છે ![2]

(૪)

## ચા પીવડાવવામાં આવી !

આપ લખે છે કે :-

એક દિવસે (મેં) જોયું કે :-

મહેમાનદારીની રીત પ્રમાણે મને ચા પીવાડવામાં આવી ![3]

---

1. 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૪, ઉર્દૂ પા. ૨૬
2. 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૪, ઉર્દૂ પા. ૨૬
3. 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૫, ઉર્દૂ પા. ૨૬

(૫)

## નૂર નિહાળ્યું !

આપ લખે છે કે :-

એક દિવસે (મેં) જોયું કે :-

કા'બાએ મુઅઝઝમા પર એક નૂર જાહેર થયું છે!
તે નૂર એવું છે કે, કોઈ પણ વસ્તુ વડે તેની તમસીલ (ઉપમા) આપી શકાતી નથી !
તે નૂર જાણે કે (આ આયત શરીફ)ને અનુરૂપ છે:-

'લય-સ ક મિસ્લિહી શયઉન વહુવસ્ સમીઉલ્ બસીર'.

[ કોઈ વસ્તુ તેના જેવી નથી ! અને
તે જ દરેક વાતોને સાંભળનાર (તથા) જોનાર છે! ]

ઘણે ભાગે તે નૂર મેં દિલની આંખો વડે જોયું છે.
જાહેરી આંખો તજલ્લીય્યાતના અનવારોને, અથવા હકની તજલ્લીય્યાતના ઝિલાલ (પરિવર્તિત નૂર)ને જોઈ નથી શકતી.[1]

## મદીનએ મુનવ્વરહની હાજરી

મકકએ મુઅઝઝમામાં આશરે પોણા બે મહિના રહીને દાદા હઝરત સાહબ (રહ.) ૨૦, મુહર્રમ, હિજરીસન ૧૩૬૬ ના દિવસે મકકએ મુઅઝઝમહથી મદીનએ મુનવ્વરહ રવાના થયા.

૨૧ મી મુહર્રમ, હિજરીસન ૧૩૬૬ ના દિવસે સાંજે આપ

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૫, ઉર્દૂ પા. ૨૬

'બીરે અલી' (રદિ.) નામના સ્થળે પહોંચ્યા. બીરે અલી (રદિ.) મદીનએ મુનવ્વરહથી નજીક (માત્ર) પાંચ માઈલ (આશરે આઠ કિલોમિટર) દૂર આવેલું સ્થળ છે.

રાત્રે ત્યાં મુકામ કરીને ૨૨ મી મુહર્રમ, હિજરીસન ૧૩૬૬ જુમ્આના દિવસે સવારે આપ રવઝએ પાક પર હાજર થયા.

## જિંદગી ભરની આરઝૂ પૂરી થઈ!

આપ લખે છે કે :-

સાડા ત્રણ મહિના મદીનએ મુનવ્વરહમાં (હું) હાજર રહ્યો. હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામના રવઝએ પાકને નિહાળીને દિલ અને રૂહ બંને ખૂશ થઈ ગયાં !

જિંદગી ભરની આરઝૂ ખુદાએ પૂરી કરી દીધી !

અલ્હમ્દુલિલ્લાહિ અલા ઈહસાનિહી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તલબ અને કરમનો હક તો કેવી રીતે અદા થાય ?

મેરી તલબ ભી તુમ્હારે કરમકા સદકા હય,<br>યહ પાઉં ઉઠતે નહીં હય, ઉઠાએ જાતેં હય.

હક તઆલાથી દુઆ છે કે પોતાના હબીબે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રવઝએ પાક પર એવી રહમતો નાઝિલ ફરમાવ, જે કયારેય કોઈ પર નાઝિલ ફરમાવી ન હોય !

'રબ્બના તકબ્બલ મિન્ના'

હે અમારા પરવરદિગાર !

અમારા અમલોને કબૂલ ફરમાવ !

અગર હર મૂએ તન ગર્દદ ઝબાને,
જો બદનનું દરેક રૂંવાડું ઝબાન બની જાય,
ઝે તૂ રાનમ બહર યક દાસ્તાને.
તો એ દરેક ઝબાનથી હું તારી તારીફ કરીશ.
નયારમ ગવહરે શુક્રે તૂ ગુફતન,
જો કે હું તારા શુક્રના મોતીઓને પરોવી શકતો નથી,
• સરે મૂએ ઝે ઈહસાને તૂ ગુફતન.
અને એક વાળના માથા જેટલો પણ તારો ઉપકાર માની શકતો નથી !

## આંખો રોઝા તરફ, દિલ રોઝાવાળા તરફ !

મદીના મુનવ્વરામાં રોઝએ અકદસ પર પોતાની હાજરીની કૈફિયત બયાન કરતાં આપ (રહ.) લખે છે કે :-

- (મારી) આંખો રોઝએ પાકની તરફ મંડાયેલી રહેતી,
- (મારા) દિલ અને રૂહ રોઝાવાળાની તરફ ધ્યાનીત રહેતાં, અને
- વિર્દ દુરૂદ શરીફનો રહેતો.[1]

## ઈનાયત અને કરમ

આપ લખે છે કે :-

ઈનાયત અને કરમ જે કંઈ તે ઝાતે પાક, ઝિલ્લે હક સલ્લે અલાએ મુજ ગુનેહગાર, સિયાહકાર ઉમ્મતી પર ફરમાવ્યા છે; (તેને જોઈને) હું પોતે અચંબામાં છું કે હું તો આ ઈનાયાત અને કરમને કોઈ રીતે લાયક ન હતો !

પરંતુ માલૂમ એ થયું કે જે કંઈ કુર્આને કરીમમાં હુઝૂર સલ્લલ્લાહુ

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૬૨, ઉર્દૂ પા. ૩૩

અલયહિ વ સલ્લમની તારીફ છે, યા સહાબા (રદિ.), અવલિયા અલ્લાહ (રહ.)એ (આપની જે તારીફ) ફરમાવી છે, તે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની શાન કરતાં કયાંય નિમ્નતર છે.

'જામી' (રહ.)એ સત્ય ફરમાવ્યું છે કે :-

'હરચંદ વૈસ્ફ મી કુનમ, દર હુસ્નેઆં બાલા-તરી'.

હું તારી ગમે એટલી તારીફ કરું,
છતાંય તું એનાથી કયાંયે ઉચ્ચતર છે.

## એ ખુદાનો ફઝલ છે!

આપ (રહ.) આગળ લખે છે કે :-

હું જે કંઈ હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની ઈનાયત અને કરમ (તેમજ) મહેમાન નવાઝી અને બંદા પરવરીના હાલાત બયાન કરીશ, મને જાણનારા, મારા કુકર્મોથી માહિતગાર હઝરાતોને (એ હાલાત) અચંબામાં નાખશે! પરંતુ જો તેઓ આ વાત પર જરા ચિંતન-મનન કરશે તો તેઓની બદગુમાની નેકગુમાનીમાં ફેરવાઈ જશે.

ઈર્શાદે હક છે કે :-

'ઝાલિ-ક ફઝ્લુલ્લાહિ યુઅ્તીહિ મંયયશાઉ
વલ્લાહુ ઝુલ્ફઝ્લિલ અઝીમ'.

એ ખુદાનો ફઝલ છે. તે જેને ચાહે છે તેને આપે છે.
અને અલ્લાહ મોટો ફઝલવાળો છે.

## કરમે ખુદા અને ઈનાયતે મુસ્તફા (સલ.)ની મવજો

વરસાદના દિવસોમાં જો નદીઓનું પૂર કચરા-પૂંજાને અને

ગંદકીના મોટા મોટા ઢગને વહાવી લઈ જતું હોય, તો કરમે ખુદા અને ઈનાયતે મુસ્તફા અલયહિસ્સલાતો વસ્સલામની મવજોંનું શું કહેવું !

બલ્કે આ (દુન્યવી) દરિયા તો રહમતે હક અને રસૂલે બરહક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરિયાના મુકાબલામાં એક ટીપાં જેટલોય નથી !

મન આં ખાકમ કે અબ્રે નવ બહારી,

હું તો માટી સમાન છું; તારી રહમતનાં વાદળોમાંથી,

કુનદ અઝ લુત્ફ બર મન કત્રહ બારી.

મારા પર રહમતનાં થોડાંક ટીપાંઓ વરસાવી દે ![1]

## હુઝૂર (સલ.)ની મુહબ્બત જ કમાલે ઈમાન છે

આપ (રહ.) લખે છે કે :-

હું લખી ચૂકયો છું અને ફરી પાછો છેવટે લખું છું કે :-

રસૂલે કરીમ અલયહિસ્સલાતો વસ્સલામના જે બનાવો, ઈનાયત અને ઈકરામ મેં લખ્યાં છે, તે પોતાની ઈઝઝત વધારવા માટે યા ફખ્રના માટે લખ્યા નથી; બલ્કે ગયબના ઈશારા પ્રમાણે લખ્યા છે અને એટલા માટે લખ્યા છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુસલમાનો મુહબ્બત પયદા કરે; કારણકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત જ કમાલે ઈમાન; અને એ મુહબ્બત જ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કબ્રના અને હશ્રના સંગાથનો બેહતરીન વસીલો અને ઝરીયો છે.

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૬૧, ૬૨, ૬૩, ઉર્દૂ પા. ૩૨, ૩૩, ૩૪

એક સહાબી (રદિ.)એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી કે :-

'હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! કિયામત ક્યારે છે?'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'તું કિયામતનો હાલ પૂછે છે!
કિયામતના માટે તેં શું જમા કર્યુ છે?'

(પેલા શખ્સે) અર્ઝ કરી કે,

'હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારા પાસે તો નેક અમલ કંઈ નથી!'

ઈર્શાદ ફરમાવ્યો કે,

'કંઈક તો હશે ને?'

સહાબી (રદિ.)એ અર્ઝ કરી કે,

'હે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારી પાસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત સિવાય બીજું કંઈ નથી!'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'અલ મર્ઉ મઅ મન અહબ્બ'

જે જેની સાથે મુહબ્બત ધરાવે છે;
(આખિરતમાં) તે તેની સાથે હશે!

એટલે, જે મુસ્લિમ,

પોતાનું ભલું ચાહતો હોય અને

(આખિરતમાં) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંગાથ ચાહતો હોય, તે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બત પયદા કરે અને દુરૂદ શરીફ વધારે પ્રમાણમાં પઢે, અને સ્થિતિપાત્ર હોય તો રવઝએ પાક પર હાજર થાય, હજ કરે.

જો સ્થિતિપાત્ર ન હોય તો, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ) કરે અને મુહબ્બત કરે.

મુહબ્બતનો પુરાવો
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ છે,
માત્ર મૌખિક વાતો કર્યા કરવી બેકાર છે.❶

## નબી (સલ.)ની નવાઝિશોના અદભુત્ બનાવો !

આપ (રહ.) લખે છે કે :-

સાહબે લવલાક અલયહિસ્સલાતો વસ્સલામના હરમે પાકમાં હું તહજ્જુદની નમાઝ બાદ અથવા બીજા સમયે હાજર રહેતો હતો ત્યારે નમાઝના કાએદામાં અને તેજ બેઠકમાં ગુનૂદગી (તંદ્રા) પણ આવી જતી હતી. અને એ જ હાલતમાં મેં હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની કરમપરવરી અને મહેમાન નવાઝી જોઈ છે ; જેમાંથી કેટલાક પ્રસંગો ટૂંકમાં બયાન કરું છું.❷

---

❶ 'ફુનૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૯૯, ૧૦૦, ઉર્દૂ પા. ૬૫, ૬૬
❷ 'ફુનૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૨, ઉર્દૂ પા. ૫૨

(૧)

## હુઝૂર (સલ.) તરફથી ભોજન

આપ (રહ.) લખે છે કે :-

પ્રથમ વખતે એ જોયું કે,

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામના તરફથી મહેમાન નવાઝીની રીત પ્રમાણે મારી સામે દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું અને તેના પર બે રોટી, (અને) એક રકાબીમાં સાલન (શાક) મૂકવામાં આવ્યું. વળી એક કૂજામાં ઠંડુ પાણી એક ગ્લાસ સહિત મૂકવામાં આવ્યું.[1]

(૨)

## હુઝૂર (સલ.) તરફથી ચા-નાસ્તો

આપ (રહ.) લખે છે કે :-

એક દિવસે સૂર્યોદય (તુલૂઅ)થી કંઈક પહેલાં જોયું કે :-

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તરફથી નાસ્તા તરીકે એક પ્યાલામાં ચા આપવામાં આવી અને તેમાં બિસ્કિટ કે પાઉંના નાના નાના ટુકડાઓ પડેલા હતા.

જ્યારે હું જાગ્રત થયો ત્યારે મારું મોં એટલું બધું મીઠું (થઈ ગયું હતું) કે જેને હું શું બયાન કરું ?!

અને તે ચાની ખૂશબૂથી મારું દિમાગ મહેકતું હતું અને જે જગાએ હું બેઠેલો હતો, તે જગા દૂર સુધી એ ચા ની ખૂશબૂથી મહેકતી હતી.

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૨, ૮૩ ઉર્દૂ પા. ૫૩

અને કેટલાયે દિવસ એની ખૂશબૂથી તે જગા મહેકતી રહી અને લાંબા સમય સુધી મારું મોં મીઠું રહ્યું, અને મને એની ખૂશબૂ આવતી રહી !❶

(૩)

## હુઝૂર (સલ.) તરફથી ખૂશબૂદાર પુલાવ

આપ (રહ.) લખે છે કે :-

એક દિવસે એક સહાબી (રદિ.) એક રકાબીમાં પુલાવ લાવ્યા.

(સહાબી રદિયલ્લાહુ અન્હુએ) ફરમાવ્યું કે,

"(આ પુલાવ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મોકલ્યો છે!"

તે પુલાવની ખૂશબૂથી મારું દિમાગ કેટલાયે સમય સુધી મહેકતું રહ્યું ! અને જે જગાએ હું હાજર રહેતો (બેસતો) હતો, હરમે પાકનો તે ખૂણો તે પુલાવની ખૂશબૂથી, કેટલાયે સમય સુધી મહેકતો રહ્યો !❷

દાદા હઝરત સાહબ (રહ.)ના હજ પ્રવાસના સાથી, મુહતરમ જનાબ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર, સુરતી સાહબ બયાન કરે છે કે,

મદીના મુનવ્વરામાં અમારા ઉતારાની નજીક હઝરતના ઉતારા માટે અલગ મકાન ભાડે રાખ્યું હતું. હઝરતના માટે ચા, નાસ્તો, ભોજન વગેરે પહોંચાડવાની ખિદમત મને સોંપવામાં આવી હતી.

એક દિવસે હંમેશ પ્રમાણે સવારે ચા-નાસ્તો લઈને હું હઝરતની ખિદમતમાં હાજર થયો.

---

❶ 'ફુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૩, ઉર્દૂ પા. ૫૩

❷ 'ફુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૩, ઉર્દૂ પા. ૫૩, ૫૪

હઝરતે ચા-નાસ્તો કરવાથી ઈન્કાર ફરમાવ્યો.

મેં આગ્રહ કર્યો તો આપે ફરમાવ્યું કે,

"ચા-નાસ્તો કરવા માટે આજે દિલ ચાહતું નથી !"

હું બધી સામગ્રી લઈને અમારા ઉતારા તરફ પરત જતો હતો.

રસ્તામાં હાજી ઈસ્માઈલભાઈ મળ્યા.

મેં તેમને વાત કરી કે હઝરત ચા-નાસ્તો કરવા ના પાડે છે.

તેમણે મને કહ્યું કે,

"મારી સાથે પાછા હઝરત પાસે ચાલો !
આપણે બંને ફરીથી હઝરતને આગ્રહ કરીએ !"

ચા-નાસ્તાની સામગ્રી લઈને અમે બંને હઝરત પાસે ગયા.

અમે બંનેએ ચા-નાસ્તો કરવા માટે હઝરતને ઘણો આગ્રહ કર્યો.

અમારા અતિ આગ્રહના કારણે છેવટે આપે નાસ્તો ન કરવાનું રહસ્ય જણાવ્યું.

આપે ફરમાવ્યું કે,

"(નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી) આજે મારી દાવત થઈ છે!"

તે પછી અમને એની ખાતરી કરાવવા માટે આપે પોતાનો જમણો હાથ અમારા નાક સામે ધર્યો તો તેમાંથી બેહતરીન બિર્યાનીની ખૂશબૂ આવતી હતી !

અલ્લાહુ અકબર !

કહેવત છે કે,

અત્તરવાળાની દોસ્તીથી અત્તર ભલે મળે કે ન મળે,
ખૂશ્બૂ તો જરૂર મળે જ છે!

એ જ પ્રમાણે

અલ્લાહવાળાઓની દોસ્તીથી પણ
જિંદગીમાં આવો મહામૂલો અવસર મળે છે!

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

મુબારક બિર્યાનીની બેહતરીન ખૂશ્બૂ સૂંઘવા મળવી

એ પણ કેટલી મોટી ખૂશનસીબી છે!

(૪)

## હુઝૂર (સલ.) સાથે મુસાફહ

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે (મેં) જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ કેટલાક સહાબા (રદિ.) સંગાથે મારી પાસે તશરીફ લાવ્યા. અને ઈનાયાતો કરમથી મારી સાથે મુસાફહ ફરમાવ્યો![1]

(૫)

## હુઝૂર (સલ.) તરફથી દસ રૂપિયા ભેટ

આપ (રહ.) લખે છે કે :-

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૪, ૮૫, ઉર્દૂ પા. ૫૪

એક દિવસે (મેં) જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ તશરીફ લાવ્યા અને એક કાગળમાં વીંટાળેલા દસ રૂપિયા મને અતા ફરમાવ્યા.

તે દિવસથી હમેશાં મારો હાથ છૂટો રહે છે, અને ખર્ચની તકલીફ નથી પડતી.❶

(૬)

## હુઝૂર (સલ.) તરફથી રૂમાલ ભેટ

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે (મેં) જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ નિહાયત શાનો શવકતની સાથે રવઝએ પાકમાં તશરીફ ફરમાવેલ છે.

હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક રૂમાલ (મને) ઈનાયત ફરમાવ્યો.

મેં તે રૂમાલને મારા ગળામાં લપેટી લીધો !❷

(૭)

## હુઝૂર (સલ.) સંગાથે અંબિયા (અલૈ.)ની ઝિયારત

આપ (રહ.) લખે છે કે :-

---

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૫, ઉર્દૂ પા. ૫૪

❷ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૫, ઉર્દૂ પા. ૫૪

એક વખતે (મેં) જોયું કે :-

હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ રવઝએ પાકની તરફ તશરીફ લઈ જઈ રહ્યા છે, અને કેટલાયે હઝરાતે અંબિયા અલયહિમુસ્સલાતો વસ્સલામ અદબના કારણે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી કેટલાયે કદમ પાછળ પાછળ તશરીફ લઈ જઈ રહ્યા છે![1]

(૮)

## હુઝૂર (સલ.) તરફથી દ્રાક્ષ ભેટ

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે (મેં) જોયું કે :-

એક સહાબી (રદિ.) એક રકાબીમાં નિહાયત ઉમદા દ્રાક્ષ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રવઝએ પાકની તરફથી લાવ્યા અને મને ઈનાયત ફરમાવીને ફરમાવ્યું કે,

"આ દ્રાક્ષ હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામે તમને અતા ફરમાવી છે!"[2]

(૯)

## હુઝૂર (સલ.)ના પાક શરીરમાં આપનું શરીર ગાયબ થઈ ગયું !

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે (મેં) જોયું કે :-

---

1. 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૫, ઉર્દૂ પા. ૫૪
2. 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૫, ૮૬, ઉર્દૂ પા. ૫૪, ૫૫

નબીએ કરીમ, રઉફો રહીમ અલયહિસ્સલાતો વત્તસ્લીમ રવઝએ મુબારકથી મારા તરફ તશરીફ લાવી રહ્યા છે.

જ્યારે મારાથી નજીક થઈ ગયા,
ત્યારે હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામની નિગાહે કરમ ખૂબ વધારે હતી !
તે જ વખતે
રહમતુલ લિલ આલમીન શફીઉલ મુઝનબીન અલયહિસ્સલાતો વસ્સલામનું પાક શરીર આગળના ભાગે ચીરાયું અને
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારા શરીરને
પોતાના નૂરાની શરીરમાં સમાવી લીધું !
મારું શરીર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના
પાક શરીરમાં ગાયબ થઈ ગયું !
અને ફરી પાછું થોડાં સમય પછી જોયું કે,
મારું શરીર અલગ છે! અને
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે
હું હાજર છું![1]

(૧૦)

## રવઝએ પાકના ગુસલનું પાણી, ઉલૂસ અને અર્શે મુઅલ્લાથી અવાજ

આપ (રહ.) લખે છે કે :-

એક વખતે (મેં) ખ્વાબમાં જોયું કે :-

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૬, ઉર્દૂ પા. ૫૫

મદીના મુનવ્વરામાં રવઝએ અકદસ પર હું હાજર છું.
બીજા પણ કેટલાક ખાસ લોકો ત્યાં હાજર છે.
રવઝએ પાકની તરફથી એક બુઝુર્ગ તશરીફ લાવ્યા.

મને અને બીજા લગભગ પાંચ-છ આદમી (ત્યાં હાજર) હતા તેમને ડહોળું જેવું પાણી ઈનાયત ફરમાવીને કહ્યું કે,

"આ પાણી રવઝએ પાકના ગુસલનું છે!
તમે એનાથી નાહી લો!"

મેં અને (બીજા) જે લોકોને આપવામાં આવ્યું હતું (તે બધાંએ) એ પાક પાણીને પોતપોતાના માથાં ઉપર નાખી દીધું. એ પાણીથી અમારાં કપડાં અને શરીર માથાથી પગ સુધી તર થઈ ગયાં!

(૧૧)

## ઉલૂસ [હુઝૂર (સલ.)નો ખાતા બચેલો ખોરાક]

તે પછી એ બુઝુર્ગે અમને બધાંને એક એક રકાબી આપી. તેમાં અતિ ઉમદા પકાવેલા ચાવલ હતા.

પછી (એ બુઝુર્ગે) ફરમાવ્યું કે,

"આ ચાવલ ખાઈ લો! એ હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામનો ઉલૂસ (ખાતા બચેલો ખોરાક) છે!"

મેં જોયું કે, બેશક, રકાબીમાં તે ચાવલ એવા જ માલૂમ પડતા હતા જેવા કે ખાધા પછી વધેલા હોય! તેમાં ઠેકઠેકાણે નિવાલા લેવાની નિશાનીઓ હતી.

(૧૨)

## અર્શે મુઅલ્લાથી અવાજ આવ્યો

તે પછી અર્શે મુઅલ્લાથી અવાજ આવ્યો :-

'યુબશ્શિરુહુમ રબ્બુહુમ બિ રહમતિમ્ મિન્હુ વ રિદ્વાનિંવ વ જન્નાતિલ લહુમ ફીહા નઈમુમ મુકીમ'.

[ખૂશ ખબરી આપે છે તેઓને પરવરદિગાર તેઓનો, પોતાના તરફથી મહેરબાનીની અને રઝામંદીની, અને બાગોની કે જેમાં તેઓને આરામ છે હમેશાંનો.]❶

(૧૩)

## હુઝૂર (સલ.) સંગાથે હઝરત અબૂબક્ર (રદિ.)ની ઝિયારત

આપ (રહ.) લખે છે કે :-

એક દિવસે હું હરમ શરીફમાં બેઠો હતો.

ખ્વાબની કે ગુનૂદગીની હાલતમાં મેં જોયું કે :-

હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામ અને અમીરુલ મોમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) મારી તરફ તશરીફ લાવી રહ્યા છે!

આ હાલાત જોવાથી એ માલૂમ થયું કે :-

બેશક રહમતે હક ગુનેહગારોને શોધતી ફરે છે.

જો મારા જેવા ગુનેહગાર અને અપરાધી પર કરમનો આ હાલ

❶ 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૫૯, ૬૦, ઉર્દૂ પા. ૩૦, ૩૧

છે, તો તેના મકબૂલ બંદાઓ પર ન જાણે કંઈ કેટલો કરમ હશે ?!

હઝરત મવલાના રૂમી (રહ.)એ એક હદીસ શરીફનો ભાવાર્થ (મષનવી શરીફમાં આ પ્રમાણે) બયાન કર્યો છે :-

બાંગ મી આયદ કે અય તાલિબ બ યા,
જુદે મોહતાજે ગદાયાં ચું ગદાં.

ભાવાર્થ :

અવાજ આવે છે કે,
હે અભિલાષી !
જેવી રીતે મોહતાજ અને ફકીર માણસ મદદ મેળવવા માટે સખીના દરવાજે જાય છે,
તેવી રીતે તું અહીં (મારી પાસે) આવ !
(હું તારી ઈચ્છા પૂરી કરીશ !)❶

(૧૪)

## સેંકડો વખત ઝિયારત

આપ (રહ.) લખે છે કે :-

જ્યારે હું હજના માટે મક્કએ મુઅઝઝમહ અને મદીનએ મુનવ્વરહ હાજર થયો, તેનાથી પહેલાં હિન્દુસ્તાનમાં ખુદાના ફઝલથી અને નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામના કરમથી અને પીરાને ઈઝામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના સદકાથી મને લગભગ ૧૪૦ (એકસો ચાલીસ) વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ ચૂકી હતી !❷

---

❶ 'ફુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૬૦, ૬૧, ઉર્દૂ પા. ૩૨

❷ 'ફુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૭૫, ઉર્દૂ પા. ૪૬

બીજી જગાએ આપ (રહ.) લખે છે કે :-

મદીનએ મુનવ્વરહમાં જ્યાં સુધી હાજર રહ્યો, મોટે ભાગે પોતાની ઝિયારતથી હુઝૂર અલયહિસ્સલામ મુશર્રફ ફરમાવતા રહ્યા. કદાચ કોઈ દિવસ (એવો) વીત્યો હશે, કે પોતાની બદનસીબીથી મેહરૂમ રહ્યો હોઈશ ![1]

આપ (રહ.) મદીના મુનવ્વરામાં સાડા ત્રણ મહિના અર્થાત ૧૦૦ (એકસો) કરતાં પણ વધારે દિવસો રોકાયા હતા.

વળી આપ (રહ.)ના પૌત્ર અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) ફરમાવતા હતા કે દાદા સાહબ (રહ.)ને મદીના મુનવ્વરાના કિયામ વખતે દરરોજ માત્ર એક જ વખત નહિ પરંતુ અનેક વખત ઝિયારત થતી હતી.

એ હિસાબે મદીના મુનવ્વરાના ૧૦૦ (સો) કરતાં વધારે દિવસના કિયામ દરમિયાન આપ (રહ.)ને કેટલા સો વખત ઝિયારત થઈ હશે એ તો અલ્લાહ જ જાણે !

વળી હજ પહેલાં ૧૪૦ વખત થયેલી ઝિયારત અને હજ બાદ આપ આશરે ૬ (છ) વરસ હયાત રહ્યા હતા તે દરમિયાન જે ઝિયારત થઈ હશે તે મળીને ઝિયારતનો આ આંકડો સહેજે ૧૦૦૦ (એક હઝાર) ઉપર તો પહોંચ્યો હશે એવી કલ્પના કરી શકાય.

અલ્લાહુ અકબર !

નબીએ કરીમ અલયહિસ્સલાતો વસ્સલામની જેમના પર આવી નઝરે કરમ અને ઈનાયત હોય તેમના રુત્બાનો કોઈ શું અંદાઝો લગાવી શકે !

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૮૧, ઉર્દૂ પા. ૫૧

## યે શહરે મદીના હય

મદીના મુનવ્વરા વિષે દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાની એક કવિતામાં પોતાના દિલના ભાવોને સુંદર રીતે વ્યકત કરેલાં છે જે અહીં પ્રસ્તૂત છે.

તઆલલ્લાહ ! ક્યા પૂરનૂર યે શહરે મદીના હય !
કે જિસકા ઝર્રા ઝર્રા રહમતોંકા એક ખઝીના હય.

હરમ જન્નતસે બેહતર હય, તો કુબ્બા અર્શસે બેહતર,
મુહમ્મદ મુસ્તફા (સલ.)કે યે મઆરિફકા ખઝીના હય.

ગલી કૂચે દરો દિવાર પર અનવારકી રહમત,
ભલા ક્યસે ન હો મહબૂબે હક્કા યે મદીના હય.

અજબ શાને રિસાલત હય, અજબ નૂરે વિલાયત હય,
કે જિસકે નૂરસે મઅમૂર હર મુસ્લિમકા સીના હય.

અજબ તસ્કીન દેહ હય યે મુબારક શહેર મુસ્લિમ કો,
કનાઅત, સબ્રો હિલ્મો ખુલ્ક તાબૂતે સકીના હય.

ઈલાહી ! હુબ્બે ખત્મુલ મુર્સલીં મુઝકો અતા ફરમા,
કે તેરી મઅરેફત ઔર કુર્બકા યે ખાસ ઝીના હય.

ન મુઝ જયસા કોઈ ઉમ્મતમેં આસી ઔર ખાતી હય,
શફાઅતમેં ન કોઈ હમ સરે શાહે મદીના હય.

મુહબ્બત અહમદે મુખ્તારકી તકમીલે ઈમાં હય,
યેહી હય ઈલ્મે સીનહ ઔર યેહી ઈલ્મે સફીના હય.

'હિદાયત' પર ઈનાયત હો હમેશાં યા રસૂલલ્લાહ (સલ.)!
યે દરબારે રસૂલે પાકકા અદ્દના કમીના હય.

## કુરબાન એ તકરૂની બુઝુર્ગ પર !

આપ (રહ.) લખે છે કે :-

એક બુઝુર્ગ જેઓ રવઝએ પાક પર કેટલાંયે વરસો સુધી ઈશાની નમાઝ બાદથી સવાર સુધી હાજર રહેતા હતા, તેમણે મને ફરમાવ્યું કે,

"હરમે પાકના દરવાઝા ખૂલતાં જ,
એ તકરૂની બુઝુર્ગ (જેઓ) ખસ્તહ હાલ (હતા),
સીધા રવઝએ મુબારકની પાસે આવતા,
અને મોટા અવાજે અર્ઝ કરતા,

'અસ્સલાતો વસ્સલામો યા રસૂલલ્લાહ !
(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)'

એ તકરૂની બુઝુર્ગના (સલાતો સલામ)ના જવાબમાં
રવઝએ પાકની અંદરથી,
હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ (પણ)
એમના સલામનો જવાબ (મોટેથી) ફરમાવ્યા કરતા હતા,
જેને હું પોતાના કાનો વડે સાંભળતો હતો !"

કુરબાન એ તકરૂની કાળા શરીરવાળા અને સફેદ નૂરાની દિલવાળા પર, જેમના પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ ઈનાયત હોય; કે તેમના સદકામાં બીજાઓ પણ હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ(ની સલામ)નો અવાજ સાંભળે ![1]

---

[1] 'કુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૯૫, ઉર્દૂ પા. ૬૦

## મદીના મુનવ્વરાની ઝિયારત કરનારાઓ માટે મહત્ત્વનું માર્ગદર્શન

દાદા હઝરત સાહબ (રહ.)એ મદીના મુનવ્વરાની ઝિયારત કરનારાઓ માટે ઘણી જ કીમતી હિદાયતો લખીને મહત્ત્વનું માર્ગદર્શન કરેલું છે જે દરેકના માટે ઉપયોગી હોવાથી અહીં ઉતારું છું.

(૧)

શકય હોય ત્યાં સુધી મદીનએ પાકમાં બાવુઝૂ રહો.

(૨)

આવવા-જવાના સમયે રવઝએ પાકની તરફ પીઠ ન થાય તેની પૂરતી કાળજી રાખો.

(૩)

મદીનએ પાકના રહેવાસીઓની તા'ઝીમ અને તકરીમ કરો ! તેમના પર ગુસ્સો ન કરો !

(૪)

તેમના કામો અંગે વાંધા-વચકા ન કાઢો !
તેમના માટે બદગુમાની ન કરો !
તેમને ખૂશ કરવાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂશ થાય છે.
તેમને નાખૂશ કરવાથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નાખૂશ થાય છે.
મારો પોતાનો એ અનુભવ છે.

(૫)

મદીનએ પાકની કોઈ પણ ચીઝની બૂરાઈ
ન ઝબાનથી કરો, ન દિલમાં રાખો !
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને
ત્યાંની (મદીના મુનવ્વરાની) દરેક ચીઝ મહબૂબ (પ્રિય) છે.[1]

(૬)

રવઝએ મુકદ્દસની નજીક હરમમાં,
મોટા ભાગે ગરીબ તકરૂની (આફ્રિકાના) લોકો ઘણાં બેસી રહે છે.
તેઓ ખૂબ જ મિસ્કીન-ગરીબ હોય છે.
તેમની ખિદમત રૂપિયાથી, કપડાંથી...વગેરે (દરેક પ્રકાર)થી ખૂબ કરવી જોઈએ !

---

[1] **ત્યાં જઈને રહો, જ્યાંનું દહીં સારું છે!**

મદીનએ શરીફમાં એક સાહિબે નિસ્બત બુઝુર્ગની ઝબાનથી આટલી વાત નીકળી ગઈ કે,

'શામ યા હિન્દુસ્તાનનું દહીં અહીંના દહીંથી સરસ છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આલમે ખ્વાબમાં અથવા આલમે વાકેઆમાં ફરમાવ્યું કે,

'અમારે ત્યાંથી ચાલ્યા જાવ !
ત્યાં જઈને રહો, જ્યાંનું દહીં સારું છે!'

('ફતાવા રહીમિય્યહ' ગુજ. ભાગ ૨, પા. ૨૪૧)

(૭)

મદીના મુનવ્વરાના આદમીઓ તો
ખિદમત અને તા'ઝીમ તેમજ તકરીમના લાયક છે જ,
પરંતુ
ત્યાંના કૂતરાઓની ખિદમત અને તા'ઝીમ (પણ) કરવામાં
આવે તો બેહતર છે!

હઝરત (શયખ) સઅદી (રહ.) ફરમાવે છે કે :-

યક જાં ચે કુનદ 'સઅદી' યે મિસ્કીં કે દો સદ જાં
મુજ મિસ્કીન પાસે માત્ર એક જ જાન છે,
જો સેંકડો જાન પણ હોય તો,

કુરબાનો ફિદાએ સગે દરબાને મુહમ્મદ (સલ.)
તેને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દરબાન
કૂતરાઓ પર કુરબાન અને ફિદા કરી દઉં!

(૮)

મદીનએ પાકમાં,
આમ-તેમ બાગ વગેરેમાં ફરતા ન ફરો!
સૂવા અને ખાવા વગેરે (જરૂરિયાત)માંથી જે સમય બચે,
તેને હરમે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં ગુઝારો!
આંખો રવઝએ પાકની તરફ રાખો! અને
દિલ રવઝહવાળા (સલ.)ની તરફ રાખો!

'વમા અલયના ઈલ્લલ બલાગ'
અલ્લાહના પયગામને માત્ર પહોંચાડવું અમારું કામ છે.❶

---

❶ 'ફુનૂનુલ હર્મૈન' ગુજરાતી પા. ૧૦૧, ૧૦૨, ઉર્દૂ પા. ૬૬, ૬૭

## હિન્દુસ્તાન પાછા આવવા પરવાનગી માંગી

આપ (રહ.) લખે છે કે :-

મેં હિન્દુસ્તાનથી જ ત્રાણ મહિના સુધી રવઝએ પાક પર હાજર રહેવાની નિય્યત કરી લીધી હતી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરમથી સાડા ત્રાણ મહિના રવઝએ પાક પર હાજર રહ્યો.

જ્યારે ત્રાણ મહિના થયા ત્યારે હિન્દુસ્તાન તરફ આવવાના વિચારો આવવા માંડયા, ત્યારે ત્યાંની (મદીના મુનવ્વરાની) હાજરીની શુદ્ધ નિય્યતમાં, હિન્દુસ્તાનનો ખ્યાલ આવવો, છૂપા શિર્ક સમાન હોવાનું લાગવાથી રૂખ્સત (વિદાય) માટે ઈજાઝત (મેળવવાનો) વિચાર કરીને હરમે પાકમાં તહજ્જુદના સમયે બેઠો.

કંઈક ગુનૂદગી (તંદ્રા) જેવી આવી.

તે વખતે મેં જોયું કે :-

સુતૂને હન્નાનહ❶, દરબારે પાકમાં હાજર છે! અને
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ તશરીફ ફરમાવેલ છે.

---

❶ **સુતૂને હન્નાનહ**

મસ્જિદે નબવીમાં મિમ્બર બનવા પહેલાં ખજૂરના ઝાડનું એક થડ હતું. તેના પર ટેકો લગાવીને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બો આપ્યા કરતા હતા. મિમ્બર બનવા બાદ આપ

ફૂટનોટ નં. ❶ પાના નં. ૩૪૮ ઉપર ચાલુ...

મેં સુતૂને હન્નાનહને હાથ લગાડીને કહ્યું કે,

"તમે મારી રૂખ્સત (વિદાય)ના માટે હુઝૂર અલયહિસ્સલામથી અર્ઝ કરો !"

પરંતુ સુતૂને હન્નાનહ પણ ખામોશ રહ્યું, અને
હુઝૂર અલયહિસ્સલાતો વસ્સલામ
ન ઈજાઝત આપે છે, ન ઈનકાર ફરમાવે છે!
આ ઈનાયત પર કુરબાન !
પરંતુ મેં પોતાની ત્યાંની હાજરીના શુદ્ધ કાર્યમાં,
હિન્દુસ્તાન તરફ આવવાનો ખ્યાલ દિલમાં આવતાં જોયો,
એટલે પોતાની નિય્યતની ખામી સમજીને,
હિન્દુસ્તાન રવાના થઈ ગયો !
અને જિદ્દહથી રવાના થઈને (હિન્દુસ્તાન) આવી ગયો.❷

---

ફૂટનોટ નં. ❶ પાના નં. ૩૪૭ ની ચાલુ...

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બો આપવા માટે મિમ્બર પર તશરીફ લઈ ગયા ત્યારે ખજૂરના ઝાડનું એ થડ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જુદાઈના ગમમાં ખૂબ ઝોરથી બાળકની જેમ રડવા લાગ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મિમ્બર ઉપરથી નીચે ઉતરીને તેની ઉપર હાથ મૂકીને, પંપાળીને તેને આશ્વાસન આપ્યું ત્યારે તે રડતું બંધ થયું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને ત્યાં જ દફન કરી દીધું !

ખજૂરના ઝાડના એ થડ (થાંભલા)ને સુતૂને હન્નાનહ કહે છે.

❷ 'ફુતૂહુલ હર્મૈન' ગુજરાતી પા. ૭૯, ૮૦, ઉર્દૂ પા. ૫૦, ૫૧

## અંગ્રેજ કેપ્ટનને માલવાહક જહાઝમાં બેસાડી લીધા !

દાદા હઝરત સાહબ (રહ.)ના સૂરતના હજના સાથીઓ મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર સાહબ જણાવે છે કે :-

હજ પૂરી થયા બાદ હિન્દુસ્તાનના હાજીઓને પાછાં હિન્દુસ્તાન લાવવા માટેની સૌથી છેલ્લી સ્ટીમરમાં અમારે હિન્દુસ્તાન પાછા ફરવાનું હતું.

પરંતુ હઝરત હજુ વધારે દિવસો રોકાવા ચાહતા હતા.

અમે કહ્યું કે,

"હઝરત ! આ છેલ્લી સ્ટીમર છે !

એના પછી હાજીઓને હિન્દુસ્તાન આવવા માટે બીજી કોઈ સ્ટીમર નથી !

એટલે પાછળથી આપ હિન્દુસ્તાન કેવી રીતે આવશો ?!"

હઝરતે વિશ્વાસપૂર્વક જણાવ્યું કે,

'(તમે ચિંતા ન કરો) ઈન્શાઅલ્લાહ હું આવી જઈશ.'

અમે છેલ્લી સ્ટીમરમાં હિન્દુસ્તાન પાછાં આવ્યા.
હઝરત ત્યાં જ રોકાઈ ગયા.
છેલ્લી સ્ટીમર ત્યાંથી રવાના થયા બાદ,
આશરે ૪૦ (ચાલીસ) દિવસો પછી,
આપે હિન્દુસ્તાન આવવાનો ઈરાદો ફરમાવ્યો.
આપ જિદ્દહ બંદરે આવ્યા.

બંદરમાં એક યુરોપિયન કારગો સ્ટીમર (માલવાહક જહાઝ) ઊભી હતી.
સ્ટીમરના કેપ્ટને જહાઝમાંથી હઝરતને જોયા.
તે નીચે ઉતરીને હઝરતની પાસે આવ્યો.

તેણે હઝરતને પૂછ્યું કે,

'ક્યાં જવું છે?'

હઝરતે ફરમાવ્યું કે,

'મારે હિન્દુસ્તાન જવું છે!'

કેપ્ટને આપને સ્ટીમરમાં બેસાડી લીધા!
મુંબઈ બંદરે પહોંચ્યા ત્યારે અંગ્રેજ કેપ્ટન પોતે હઝરતને બંદરની બહાર મૂકવા માટે આવ્યો!
મુંબઈથી હઝરત સીધા સુરત આવ્યા.
પાસપોર્ટ વગેરે પોતાના જરૂરી કાગળો અમને આપ્યા અને પોતે મુંબઈ કેવી રીતે પહોંચ્યા તેની વાતો કરી.



## સુન્નતની પાબંદી સૌથી મોટી કરામત છે

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)નો એક મુરીદ આપની ખિદમતમાં ઘણાં વરસ રહીને બદદિલ થઈને પાછો જવા લાગ્યો. હઝરતે તેને કારણ પૂછ્યું.

તેણે કહ્યું કે,

'હઝરત !
આપની ખિદમતમાં હું આટલા વરસ રહ્યો.
પરંતુ મારું રહેવું નકામું ગયું !
આટલી મુદ્દતમાં આપે કોઈ કરામત દેખાડી નથી !'

હઝરતે ફરમાવ્યું કે,

'આટલા વરસ તમે મારી પાસે રહ્યા.
તમે મને કયારેય સુન્નતના ખિલાફ કોઈ કામ કરતા જોયો છે ?'

મુરીદે જવાબ આપ્યો કે,

'ના, મેં આપને સુન્નતના ખિલાફ કામ કરતા કદી જોયા નથી.
શરીઅત અને સુન્નતના આપ સંપૂર્ણ પાબંદ છો !'

હઝરતે ફરમાવ્યું કે,

'એના કરતાં વધારે તમને બીજી કઈ કરામત જોઈએ ?!'

એક ચિશ્તી બુઝુર્ગ
હઝતર મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)ની ખિદમતમાં હાજર થયા.

એ ચિશ્તી બુઝુર્ગે હઝરતથી અરજ કરી કે,

"મને કેટલાયે વરસોથી નિસ્બતે હકમાં કબ્ઝ હતો. હું આપના પીર હઝરત ખ્વાજા બાકીબિલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયો અને કબ્ઝની શિકાયત કરી. હઝરત ખ્વાજાની તવજ્જોહ અને દુઆથી મારી કબ્ઝની હાલત બસ્તમાં ફેરવાઈ ગઈ.

(હવે) આપ પણ કંઈક ઈનાયત ફરમાવી દો,
કારણકે હઝરત ખ્વાજાએ પોતાના તમામ ખલીફાઓ
અને મુરીદોને આપના હવાલે કરી દીધાં છે!"

હઝરત મુજદ્દિદે અલ્ફેસાની (રહ.)એ ફરમાવ્યું કે,

"મારી પાસે તો સુન્નતની ઈત્તેબાઅ સિવાય બીજું કંઈ પણ નથી!"

(હઝરતના) આ (શબ્દો) સાંભળતા જ પેલા બુઝુર્ગ પર હાલ તારી થઈ ગયો!

તેમની કસરતે નિસ્બત અને કુવ્વતે બાતિનીના પ્રભાવથી સરહિંદ શરીફની ધરતી ધ્રૂજવા લાગી!

હઝરત ઈમામે રબ્બાની (રહ.)એ (પોતાના) એક ખાદિમથી ઈર્શાદ ફરમાવ્યો કે,

"(જાઓ!) ગોખમાંથી મિસ્વાક લઈ આવો!"

(હુકમ પ્રમાણે ખાદિમે મિસ્વાક લાવીને હઝરતને આપ્યું.)

આપે મિસ્વાકને ધરતી પર પછાડયું.
તે જ વખતે ધરતી ધ્રૂજતી બંધ થઈ ગઈ ! અને
પેલા બુઝુર્ગની જઝબી કેફિયત પણ જતી રહી !

પછી આપે પેલા બુઝુર્ગને ફરમાવ્યું કે,

"તમારી કરામતથી સરહિંદની ધરતી ધ્રૂજવા લાગી !
અગર ફકીર (હું) દુઆ કરું તો ઈન્શાઅલ્લાહ સરહિંદ
શરીફના મુર્દાઓ ઝિંદા થઈ જાય !
પરંતુ
ધરતી ધ્રૂજાવવાની તમારી આ કરામતના કરતાં, અને
મારી દુઆથી ખુદા મુર્દાઓને ઝિંદા કરી દે તેનાં કરતા,
વુઝૂ કરતી વખતે સુન્નત પ્રમાણે મિસ્વાક કરવું,
કેટલાયે દરજે અફઝલ સમજું છું !"

આ છે શાન સુન્નતની પૈરવી કરનારાઓની ![1]

હઝરત મવલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :-

મા બરાયે ઈસ્તેકામત આમદીમ,
ને બરાયે કશ્ફો કરામત આમદીમ.

[શરીઅત પર મકકમ રહીને જીવન ગુઝારવા માટે આપણે દુનિયામાં આવ્યા છીએ. લોકોને કશ્ફ અને કરામત દેખાડવા માટે આવ્યા નથી.]

દાદા હઝરત સાહબ (રહ.)ની પણ સૌથી મોટી કરામત એ જ હતી કે, આપ (રહ.) શરીઅત અને સુન્નતના ચુસ્ત પાબંદ હતા. એ

---

[1] 'દુર્રે લાસાની' જિલ્દ ૩, ગુજરાતી પા. ૨૧૧,૨૧૨, ઉર્દૂ પા. ૬

વિષે અનેક બનાવો અગાઉ લખી ચૂકયો છું એટલે ઈલ્મવાળાઓની નજીક કશ્ફ કરામતની વાતો લખવાની કોઈ જરૂરત રહેતી નથી.

પરંતુ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના પેલા મુરીદની જેમ સામાન્ય લોકોના મગજમાં કંઈક એવી ગ્રંથિ બંધાઈ ગયેલી છે કે કશ્ફ અને કરામતની વાતો સિવાય તેમને સંતોષ જ થતો નથી ! એટલે તેમના સંતોષ માટે નમૂના રૂપે થોડાંક બનાવો લખું છું.

## દરેક પ્રકારના કશ્ફથી આપ મુશર્રફ હતા

કશ્ફ ઘણાં પ્રકારના છે. અલ્હમ્દુલિલ્લાહ અલ્લાહ તઆલાએ દાદા હઝરત સાહબ (રહ.)ને દરેક પ્રકારના કશ્ફથી મુશર્રફ ફરમાવ્યા હતા. કશ્ફના કેટલાક પ્રકારો અને તેના બનાવો અહીં રજૂ કરું છું.

(૧)

### કશ્ફે અયાની

પરોક્ષ (ગયબ)ની બાબતોને જાહેરી આંખો વડે જોવાની અલૌકિક શકિતને 'કશ્ફે અયાની' કહે છે.

હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે,

"મને અલ્લાહ તઆલાએ એવો કશ્ફ અતા ફરમાવ્યો છે કે, આખી દુનિયાની ધરતીનો તમામ વિસ્તાર હાથની રેખાઓની જેમ મારી આંખોની સામે (મને દેખાય) છે." [1]

---

[1] 'મેઅયારુસ્સુલૂક' ગુજરાતી પા. ૪૦૮, ઉર્દૂ પા. ૨૧૫

દાદા હઝરત સાહબ (રહ.)ને

- ફરિશ્તાઓ જાહેરી આંખોથી દેખાતા હતા !
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત પણ કેટલીક વખત જાહેરી આંખોથી થતી હતી !

કશ્ફે અયાનીનો એનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે !

(૨)

## કશ્ફે હિસ્સી

પરોક્ષ (ગયબ)ની કે ભવિષ્યમાં થનારી બાબતોને મેહસૂસ કરી લેવાની અલૌકિક શકિતને કશ્ફે હિસ્સી કહે છે.

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)ના ઈન્તેકાલ બાદ આશરે ચાલીસ (૪૦) વરસ પછી હઝરત અબૂલ હસન ખિરકાની (રહ.)નો જન્મ થયો હતો છતાં હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ હઝરત અબૂલ હસન ખિરકાની (રહ.)ના જન્મથી કેટલાયે વરસો પહેલાં જ એમનું નામ, મુખાકૃતિ, દેહનો ઘાટ, રંગ અને કમાલાતના હાલાત પણ (એમના જન્મ પહેલાં જ) જાણાવી દીધાં હતાં !

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) જ્યારે બુસ્તામથી કયાંક પ્રવાસે જતાં અથવા પ્રવાસથી પાછાં બુસ્તામ આવતાં ત્યારે રસ્તામાં ખિરકાનમાંથી પસાર થતી વખતે ત્યાં અમૂક ચોકકસ જગાએ થોભી જતાં અને કંઈક સૂંઘતા હોય તે રીતે ઊંડા શ્વાસો ભરતા.

મુરીદો અર્ઝ કરતા,

"હઝરત ! અમને તો કંઈ સુગંધ જણાતી નથી !
આપ શું સૂંઘો છો ?!"

હઝરત જવાબ આપતા કે,

"આ ગામમાં મને એક મર્દે ખુદાની ખૂશ્બૂ આવે છે!"

## સગાં-સંબંધીઓના મોતનો એહસાસ અગાઉથી થઈ જતો !

દાદા હઝરત સાહબ (રહ.)ના મોટા સાહબઝાદા હકીમ મુહમ્મદ શૌકતઅલી સાહબ (રહ.) 'શમ્એ હિદાયત'માં લખે છે કે :-

આ સામાન્ય વાત હતી કે આપની અવલાદ અથવા અઝીઝો માંથી જો કોઈ મોતની બીમારીમાં સપડાતો, તો આપ એક અઠવાડિયા અગાઉ તે મરનારના માટે કફન લાવીને ઘરમાં ચૂપચાપ મૂકી દેતા અને કબ્રસ્તાનમાં કેટલાયે દિવસો પહેલાં કબર ખોદનારને યોગ્ય જગા બતાવીને કબર તૈયાર કરાવી લેતા હતા !

એવું ક્યારેય નથી બન્યું કે આપના મકાન પર આપની અવલાદ કે બીજાઓ પૈકી કોઈનો ઈન્તેકાલ થયો હોય અને તેના માટે કફન બજારથી મંગાવવું પડયું હોય ![1]

## પુત્રની વહુના ઈન્તેકાલનો બનાવ

હકીમ મુહમ્મદ શૌકતઅલી સાહબ આગળ લખે છે કે :-

મારા પ્રિય નાનાભાઈ મુહમ્મદ અબ્દુલ કય્યૂમ 'નાતિક'ની બીવી (જે મારા હકીકી મામાની દીકરી હતી), જ્યારે બીમાર થઈ ત્યારે શરૂઆતમાં દિન-પ્રતિ-દિન તબીઅત સુધરતી ગઈ અને થોડાં દિવસો પછી તે બિલકુલ સારી તંદુરસ્ત દેખાવા લાગી. ચાલવા ફરવા લાગી. અહીં સુધી કે તેણે તંદુરસ્તીનું ગુસલ પણ કરી લીધું.

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૯૯

જે દિવસે તેણે તંદુરસ્તીનું ગુસલ કર્યું તે દિવસે આપે (હઝરત મવલાના મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ) તેને ઘણાં બધાં પૈસા (નાણાં) લાવીને આપ્યા અને ફરમાવ્યું કે,

"આ પૈસા પોતાના હાથથી માસૂમ બચ્ચાંઓને વહેંચી દો !"

તેણે આખા મહોલ્લાના બાળકોને બોલાવીને પૈસા વહેંચ્યા.

તે દિવસે આપે (હઝરતે) ખાસ તૌર પર પોતાના પસંદપાત્ર અત્તરોમાંથી બેહતરીન અત્તર પણ તેને આપ્યું અને તાકીદ ફરમાવી કે,

"સારી રીતે, મન ભરીને, આ અત્તર લગાવી લો !"

આ તરફ તેને તંદુરસ્તી મળવાથી બધાં ઘરવાળાઓ સંતોષિત અને પ્રસન્ન હતા જ્યારે પેલી તરફ જ્યારે આપ (હઝરત) અસરની નમાઝ પઢવાના માટે મસ્જિદમાં તશરીફ લઈ ગયા ત્યારે મવલવી મુહમ્મદ કદીર બખ્શ સાહબ બદાયૂંનીએ કોઈની દાવતની યાદ અપાવી કારણકે ત્યાં મવલવી સાહબ મવસૂફે પણ દાવતમાં જવાનું હતું.

આપે થોડીક પળો થોભી જઈને, મવલવી મુહમ્મદ કદીર બખ્શ સાહબથી ફરમાવ્યું કે,

"આજે ન હું જઈ શકીશ કે ન આપ ક્યાંય જશો, કારણકે અબ્દુલ કય્યૂમની દુલ્હન (વહુ)ની તબીઅત ઠીક નથી !"

મવલવી સાહબ આ સાંભળીને ખામોશ થઈ ગયા. તેમને ઘણી નવાઈ લાગી કારણકે તેઓ પડોશી હતા અને તેમને આજે મુહમ્મદ અબ્દુલ કય્યૂમની વહુના તંદુરસ્તીના ગુસલની તથા બાળકોને પૈસા વહેંચવાની જાણ હતી.

સંજોગવશાત્ મુહમ્મદ અબ્દુલ કય્યૂમ મકાનમાંથી નીકળીને કયાંક જઈ રહ્યા હતા. મવલવી મુહમ્મદ કદીર બખ્શ સાહબની તેમના પર નજર પડી. મવલવી સાહબે તેમને તેમની વહુની તબીઅતના ખબર અંતર પૂછયા.

અઝીઝ મુહમ્મદ અબ્દુલ કય્યૂમે અર્ઝ કરી કે,

"મવલવી સાહબ ! ખુદાનો ફઝલ છે ! તે (વહુ) તંદુરસ્ત છે. હવે તો એવી કોઈ ખાસ (ચિંતાની) વાત નથી."

આ વાત સાંભળીને મવલવી મુહમ્મદ કદીર બખ્શ સાહબ વધારે મુંઝવણમાં મૂકાયા. તેમના માટે આ બાબત એક સમસ્યા બની ગઈ કે :-

અબ્દુલ કય્યૂમની વાતને અને આખો દિવસ જે કંઈ સાંભળ્યું તેના પર તેઓ યકીન કરે કે કિબ્લા બુઝુર્ગવારના ઈર્શાદ પર ભરોસો કરે ?!

આ લખનાર (હકીમ મુહમ્મદ શૌકતઅલી) નોકરી પર ગયો હતો. જ્યારે ઓફિસથી પાછો આવ્યો ત્યારે ઘરમાં કોઈ ખાસ વાત ન હતી. અઝીઝ અબ્દુલ કય્યૂમની દુલ્હન માળ ઉપર બાળાઓ સાથે બેસીને વાતો કરતી હતી. હું ફરી પાછો માળ ઉપરથી નીચે આવી ગયો.

થોડા સમય પછી અઝીઝ અબ્દુલ કય્યૂમની દુલ્હને વાલિદા મર્હુમાથી ખ્વાહિશ જાહેર કરી કે તેઓ પોતાના હાથે તેને પાણી પીવાડે ! અને એ સાથે જ તેણે ઘણાં જ રડતાં અવાજે પોતાની ફુઈ અર્થાત સાસુ અમ્માથી પોતાના દરેક કુસૂર અને ભૂલની માફી ચાહી અને તેમના હાથમાંથી પાણીનો ગ્લાસ લઈને પાણી પીતાં જ એક આંચકો લાગ્યો અને તે એક વખત કલિમહ પઢીને આ ફાની દુનિયાથી હમેશાંના માટે રુખ્સત થઈ ગઈ !

આખા ઘરમાં શોર મચી ગયો ! હું ગભરાઈને ઉપર પહોંચ્યો તો આ દુઃખદ બનાવની જાણ થઈ. હું અવાક થઈ ગયો ! કારણકે, જ્યારે હું ઓફિસ ગયો હતો ત્યારે તે તંદુરસ્ત હતી અને જ્યારે ઓફિસથી આવ્યો ત્યારે પણ તે સારી રીતે બેસીને વાતો કરી રહી હતી ! અને માત્ર એક પળમાં ચાલી નીકળી !

આપ (હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ) તે જ દિવસે વહેલી સવારે (ઈન્તેકાલના આશરે બાર કલાક પહેલાં જ) જ્યારે ફાતિહા પઢવાના માટે હઝરત અલી શેરખાન સાહબ (રહ.)ના મઝાર પર કબ્રસ્તાન ગયા હતા ત્યારે જ કબર ખોદનારને, કબરની જગા બતાવીને, કબર ખોદવાની સૂચના આપી આવ્યા હતા !

આ બનાવ બન્યા બાદ મવલવી મુહમ્મદ કદીર બખ્શ સાહબે બધી વિગતો નિયાઝમંદ (આ લખનાર હકીમ શૌકતઅલી)થી બયાન કરી અને ખૂબ જ હેરત અને નવાઈ વ્યકત કરી ![1]

## અરધી રાતે મકાનની બહાર ઊભેલા મહેમાનની જાણ થઈ ગઈ !

'શમ્એ હિદાયત'માં છે કે :-

એક વખતે આપના મુરીદ શાન મુહમ્મદ સાહબ કિયાની રાવલપિંડીથી સખત ઠંડીની ઋતુમાં જયપુર આવ્યા. તેઓ (પ્રથમ) અજમેર શરીફ ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ની દરગાહમાં હાજરી આપીને ત્યાંથી પાછાં આવ્યા હતા એટલે રાતે લગભગ ૧૨ (બાર) વાગે જયપુર પહોંચ્યા. સ્ટેશનથી આપ મકાન પર પહોંચીને અદબના

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૨૦૦, ૨૦૧

કારણે દરવાઝા પર ટેક લગાવીને ઊભા રહી ગયા. આપે ન દરવાઝો ખટખટાવ્યો કે ન બુમ પાડી !

પરંતુ આપ (દાદા હઝરત) નિયમ વિરુદ્ધ એકદમ લિહાફ ખસેડીને ઉઠયા અને મકાનનો દરવાજો ખોલ્યો અને શાન મુહમ્મદ સાહબને બુમ પાડી જેઓ દરવાજાની બહાર સહનમાં આડમાં ઊભા હતા. શાન મુહમ્મદ કિયાની આપનો અવાજ સાંભળીને તુરંત જ અદબ-પૂર્વક સામે આવ્યા અને સલામ કરી.

આપે અત્યંત વહાલથી ફરમાવ્યું કે,

"ખુદાના બંદા ! આ આપે શું કર્યું કે અવાજ પણ ન આપ્યો અને ઠંડીમાં થથરતા રહ્યા !"

તે પછી આપે (દાદા હઝરતે) તેમના બિસ્તરા વગેરેની વ્યવસ્થા કરી.[1]

## ખુદાના મકબૂલ બંદાના ચિન્હો મહેસૂસ થયા

આપના પૌત્ર અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) જ્યારે લખનવમાં, ફિરંગી મહલ મદ્રસામાં પઢતા હતા ત્યારે દાદા હઝરત સાહબ તેમનાથી મુલાકાત કરવા ગયા.

હઝરત (મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ) સાહબ (રહ.) ફરમાવતા હતા કે,

"દાદા સાહબ (રહ.) હોસ્ટેલમાં આવ્યા.
એક ખંડ (રૂમ)માંથી બીજા ખંડમાં જતી વેળા એક જગાએ અટકી ગયા !"

---

[1] 'શમ્એ હિદાયત' પાનું ૧૯૯

આપે પૂછ્યું કે,

"અહીં કોણ સાહબ રહેતા હતા ?"

તપાસ કરતાં જાણવા મળ્યું કે,

(હઝરત) મવલાના અબ્દુલ હય સાહબ ફિરંગી મહલી (રહ.) કોઈક ઝમાનામાં અહીં રહેતા હતા.

(દાદા હઝરત સાહબ રહ.એ) ફરમાવ્યું કે,

"જ્યારે કોઈ અલ્લાહનો મકબૂલ બંદો કોઈ જગાએ રહે છે ત્યારે અલ્લાહ તઆલાનો ફઝલ, રહમતની શિકલ (સ્વરૂપ)માં એ જગાએ નાઝિલ થાય છે અને લાંબા સમય બાદ પણ તેના અસરાત (ચિન્હો) મહેસૂસ થતાં રહે છે!"[1]

(૩)

## કશ્ફે કુબૂર

કબરના હાલાત જોવા-જાણવાની અલૌકિક શકિતને કશ્ફે કુબૂર કહે છે.

દાદા હઝરત સાહબ (રહ.)ને અલ્લાહ તઆલાએ કશ્ફે કુબૂર પણ અતા ફરમાવ્યો હતો.

આપ (રહ.) પોતે 'અહસનુત્તકવીમ' કિતાબમાં લખે છે કે :-

"મુરાકબહ દરમિયાન કેટલીયે વાર અલ્લાહ તઆલાએ મારા મુરશિદ (રહ.)ની કબર શરીફ (મને) દેખાડી છે અને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સાચા

---

[1] 'હિદાયત' (ઉર્દૂ માસિક) જિલ્દ ૩, અંક ૧, પાનું ૧૦૭

મોમિનની કબરની જેવી હાલત અને ખૂબીઓ ફરમાવી છે તેવી જ(હાલત અને ખૂબીઓ) હઝરત સાહબ (રહ.)ની કબર શરીફની છે યાને જન્નતના બાગોમાંથી એક બાગ છે અને નઝર પહોંચે ત્યાં સુધી વ્યાપક અને વિશાળ છે!''

વળી આગળ ફરમાવ્યું કે :-

''મેં કેટલીયેવાર હઝરત સાહબ (રહ.)ની કબર શરીફમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા છે અને હઝરત સાહબ (રહ.) પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અપાર ઈનાયત અને કરમ નિહાળી છે!''❶

(૪)

## કશ્ફે કુલૂબ

કલ્બ અથવા દિલની વાતો જાણી લેવાની અલૌકિક શકિતને 'કશ્ફે કુલૂબ' કહે છે.

હઝરત સય્યદ ઈમામઅલી શાહ સાહબ (રહ.) જ્યારે હલ્કો ફરમાવતા ત્યારે આપ (રહ.) મુરાકિબ થઈને બેસી જતા. આપ (રહ.)ના મુરીદો પણ આપ (રહ.)ની પાછળ મુરાકિબ થઈને અલ્લાહના ઝિક્રમાં મશગૂલ થઈ જતા.

એ દરમિયાન જો કોઈના દિલમાં આમ-તેમના વિચારો આવતા તો આપ (રહ.) તરત જ ફરમાવતા કે,

''મિયાં ! શું કરો છે? ખુદાની યાદ કરો !''❷

---

❶ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી) પાનું ૧૫, ૧૬ (ઉર્દૂ) પાનું ૧૩

❷ 'મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પાનું ૪૩૧ (ઉર્દૂ) પાનું ૨૩૩

દાદા હઝરત સાહબ (રહ.)ને પણ અલ્લાહ તઆલાએ કશ્ફે કુલૂબ અતા ફરમાવ્યો હતો. પરંતુ આપ (રહ.)ની એક અનોખી રીત એ હતી કે કોઈના દિલની વાત જાણી લઈને તેને જાહેર કરતી વેળા તે શખ્સનું નામ લેતા ન હતા કે ફલાણા શખ્સના દિલમાં આ વિચાર આવ્યો છે. બલ્કે સામાન્ય વાતચીત કરતાં કરતાં મજ્કૂર બાબતનો ઉલ્લેખ કરીને તેનો ખુલાસો પણ કરી દેતા હતા.

જેના દિલની એ વાત હોય તે શખ્સ પોતે મનમાં જ સમજી જતો કે હઝરત તેના જ દિલની વાત કરે છે! વળી તે બાબતનો ખુલાસો પણ સાંભળીને તેને સંતોષ થઈ જતો.

હાજરજનો પૈકી બીજા કોઈને કલ્પના પણ થઈ શકતી ન હતી કે હઝરત હાજરજનોમાંથી જ કોઈકના દિલની વાત કરે છે.

એક વખતે દાદા હઝરત સાહબ (રહ.) ગોધરા તશરીફ લઈ ગયા હતા.

આપની સાથે આપના પ્રિય પૌત્ર અને ભાવિ જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) તેમજ આપના ખલીફા હઝરત મુનશી બૈતુલ્લાહ સાહબ ફૈઝાબાદી સુમ્મ (બાદમાં) સુરતી (રહ.) પણ ગોધરા તશરીફ લઈ ગયા હતા.

મારા હઝરત સાહબ મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)થી મજ્કૂર સફરનો એક બનાવ સાંભળ્યો હતો તેનો ભાવાર્થ એ છે કે :-

મેઝબાને રાતે સૂવા માટે દાદા હઝરત સાહબ (રહ.)ના માટે અલગ ઓરડામાં વ્યવસ્થા કરી હતી અને બીજા મહેમાનો માટે અલગ ઓરડામાં વ્યવસ્થા કરી હતી.

હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)નો નિયમ હતો કે દાદા હઝરત સાહબ (રહ.) જ્યારે તહજ્જુદની નમાઝથી ફારિગ થઈને અલ્લાહના ઝિક્રમાં મશગૂલ થઈ જતા ત્યારે દાદા હઝરત સાહબ (રહ.)ની પાછળ મુરાકિબ થઈને આપથી બાતિની ફયઝાન હાસિલ કરતા હતા.

તે દિવસે આપની સૂવાની વ્યવસ્થા અલગ ખંડમાં હોવાથી આપને ઘણો સદમો થયો.

આપને દિલમાં વિચાર આવ્યો કે,

> ''આજે અલગ ઓરડામાં હોવાના કારણે દાદા હઝરત સાહબ (રહ.)થી ફયઝ હાસિલ કરવામાં મહેરૂમ રહીશ !''

સવારે ઈશરાકની નમાઝ બાદ ચા-નાસ્તો કરતી વખતે દાદા હઝરત સાહબ (રહ.)એ ફરમાવ્યું કે,

> ''જે બુઝુર્ગ સાહબે નિસ્બત હોય છે તેને ફયઝ આપવા કે લેવામાં વચમાંના દરોદિવાર રૂકાવટ બનતા નથી !''

દાદા હઝરત સાહબ (રહ.)ની આ વાત સાંભળીને હઝરત શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) મનમાં જ સમજી ગયા કે દાદા સાહબ (રહ.)ને આપના દિલની વાતનો કશ્ફ થઈ ગયો છે અને આ ઈશારો તેમના તરફ જ છે.

## દૂર દર્શન અને દૂર સંબોધન

દાદા હઝરત સાહબ (રહ.)એ પોતાની કિતાબ 'અહસનુત્તકવીમ'માં હઝરત ઉમર ખત્તાબ (રદિ.)નો દૂર દર્શન અને દૂર સંબોધનનો એક બનાવ આ પ્રમાણે લખ્યો છે :-

(એક દિવસે) જુમ્આના ખુત્બા દરમિયાન હઝરત ઉમર ખત્તાબ (રદિ.) એકાએક પોકારી ઊઠયા કે :-

'યા સારિયતુલ જબલ !'

[હે સારિયહ (રદિ.) ! પહાડ તરફ ધ્યાન આપો !]

હઝરત સારિયહ (રદિ.) સેંકડો કોસ દૂર (યુદ્ધના મેદાનમાં હતા) છતાં ત્યાં આપે અમીરુલ મોમિનીન હઝરત ઉમર ખત્તાબ (રદિ.)નો અવાજ સાંભળ્યો !

લશ્કરના તમામ સહાબા (રદિ.)એ પણ એ અવાજ સાંભળ્યો !

હઝરત અમીરુલ મોમિનીનના હુકમ પ્રમાણે (તરત જ) તમામ (સહાબા રદિ.) પહાડ તરફ રવાના થઈ ગયા.

કાફિરોએ પોતાના પેંતરા અને (યુદ્ધની) વ્યૂહરચના પ્રમાણે ઈસ્લામના લશ્કરને વચમાં ઘેરી લઈને શહીદ કરવાની કોશિશ કરી પરંતુ ખુદાએ અમીરુલ મોમિનીન (રદિ.)ને (સેંકડો કોસ દૂરથી) યુદ્ધનો મોરચો બતાવી દીધો અને આપનો અવાજ સેંકડો કોસ દૂર સુધી પહોંચાડી દીધો અને અંતે મુસલમાનોનો વિજય થયો !

મજકૂર બનાવ ટાંકીને દાદા હઝરત સાહબ (રહ.) આગળ ફરમાવે છે :-

એ કયો રેડિયો ? કયો તાર ?
કયો વાયરલેસ ? અને
કયું દૂરબીન હતું ?
જેના વડે સેંકડો કોસ દૂરથી યુદ્ધનો મોરચો જોયો ?
અને વળી ત્યાં અવાજ પહોંચાડયો ?

એ તમામ કમાલાત તો ખુદ 'અહસનુત્તકવીમ' (અલ્લાહના સર્વોત્તમ સર્જન અર્થાત્ માનવીમાં) ખુદાએ મૂકેલાં છે!

હઝરત મવલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :-

આં ચુનાં આરિફ કે અઝ રાહે નિહાં,
અવલિયા અલ્લાહ તો દિલના નૂર વડે

ખૂશ નિશસ્તહ મી રવદ દર સદ જહાં.
પોતાના સ્થાને બેઠાં બેઠાં તમામ જહાનની સયર કરે છે.

એટલા જ માટે હુઝૂર નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે :-

'ઈત્તકુ ફિરાસતલ મુઅમિન ફઈન્નહુ યન્ઝુર બેનૂરિલ્લાહ'
[ડરો મોમિનની ફિરાસત (દર્શન શકિત)થી
કારણકે તે જુએ છે અલ્લાહના નૂરથી!]❶

અલ્લાહ તઆલાએ દાદા હઝરત સાહબ (રહ.)ને પણ દૂરદર્શન અને દૂર સંબોધનની આ અલૌકિક શકિત અતા ફરમાવી હતી. નમૂના તરીકે માત્ર એક જ બનાવ અહીં રજૂ કરું છું.

હરસોલ (ગુજરાત)માં મર્હુમ હાજી મહમદભાઈ ચાંદભાઈ સાહબ દાદા હઝરત સાહબ (રહ.)ના ખાસ મુરીદ અને ખાદિમ હતા. એક દિવસે પોતાના ગામ હરસોલમાં પોતાના મકાનમાં રાતે સૂતા હતા. તહજ્જુદના પાબંદ હતા. તે દિવસે કંઈક ગફલત થઈ ગઈ. તહજ્જુદના સમયે તેઓ સૂતેલા હતા.

---

❶ 'અહસનુત્તકવીમ' (ગુજરાતી) પા. ૨૮, ૨૯, (ઉર્દૂ) પા. ૨૩

અચાનક દરવાઝાની બહારથી દાદા હઝરત સાહબ (રહ.) આપને સાદ દેતા હોય એવો અવાજ સંભળાયો :-

"મહમદભાઈ ! ઊઠો ! તહજ્જુદનો સમય થયો !"

મુહતરમ હાજી મહમદભાઈએ મનોમન વિચાર કર્યો કે,

હરસોલ ક્યાં ને જયપુર ક્યાં ?
અરધી રાતે હઝરત અહીં ક્યાંથી તશરીફ લાવ્યા ?!
ચોક્કસ મને કંઈક ચિત્તભ્રમ થઈ ગયો છે !

આ પ્રમાણે વિચારી આપ ફરીથી સૂઈ ગયા.

તરત જ આપે ફરીથી સાદ સાંભળ્યો :-

"મહમદભાઈ ! ઊઠો ! તહજ્જુદનો સમય થયો !"

હવે આપને ખાતરી થઈ ગઈ કે ચોક્કસ એ હઝરત સાહબનો જ અવાજ છે એટલે ઝડપથી પથારીમાંથી ઉઠયા અને હઝરતને આવકારવા માટે આનંદથી બારણું ખોલ્યું તો ત્યાં કોઈ ન હતું !

અલ્લાહુ અકબર !

અલ્લામા ડોકટર મુહમ્મદ ઈકબાલ (રહ.)એ કેટલું સાચું ફરમાવ્યું છે કે :-

'નઝર વોહ હય જો ઈસ કૌનો મકાંસે પાર હો જાયે !'

## મુસ્તજાબુદ્ દઅવાત

દાદા હઝરત સાહબ (રહ.) મુસ્તજાબુદ્ દઅવાત હતા. આપ (રહ.)ની દરેક દુઆ અલ્લાહ તઆલાની બારગાહમાં મકબૂલ અને સ્વીકાર્ય હતી. એવું ભાગ્યે જ બન્યું હશે કે આપ (રહ.)એ કોઈ

બાબત વિષે દુઆ ફરમાવી હોય અને તેનું પરિણામ જાહેર થયું ન હોય. આપની દુઆની કુબૂલિયતના અસંખ્ય બનાવોમાંથી નમૂના તરીકે કેટલાક બનાવો લખવામાં આવે છે.

(૧)

## આપ (રહ.)ની દુઆથી આપના પુત્ર 'ફાઈઝ' સાહબને નવજીવન મળ્યું !

'શમ્એ હિદાયત'માં હકીમ મુહમ્મદ શૌકતઅલી ખાન સાહબ (રહ.) લખે છે કે :-

એક વખતે મારો નાનો ભાઈ અઝીઝ મવલવી અબ્દુલ હય 'ફાઈઝ' મુદતી તાવમાં પટકાયો. તેની હાલત દિન-પ્રતિ-દિન નાઝુકથી નાઝુકતર થતી ગઈ. એ જદરમિયાન તેને ન્યુમોનિયા પણ થઈ ગયો !

એ વખતે કિબ્લા બુઝુર્ગવાર (રહ.) સફરમાં હતા. (સૂરતમાં હતા.) આપના પત્રો, એના ખબર અંતર પૂછવા માટે સતત આવતા રહેતા હતા અને મરીઝની કૈફિયતની જાણ આપને કરવામાં આવતી રહેતી હતી.

જ્યારે મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ને મુદતી તાવની સાથે ન્યુમોનિયા થઈ ગયો અને હાલત વધારે ખરાબ થઈ ગઈ ત્યારે વાલિદા સાહિબાએ યૂનાની ઈલાજથી નિરાશ થઈને, બલ્કે ગભરાઈને, ડોકટરને બોલાવ્યા.

એ ડોકટર મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ના દોસ્ત હતા એટલે તેઓ એની હાલત જોઈને ગભરાઈ ગયા અને તેના ચહેરાથી નિરાશાના ચિન્હો દેખાવા લાગ્યા. રવાના થતી વખતે મેં જ્યારે તેમને આગ્રહપૂર્વક પૂછ્યું ત્યારે તેમણે દબાયેલા અવાજે કહ્યું કે,

"આપ ઝિન્દગી બખ્શનારા પર ભરોસો કરો ! અને હું પણ તેના જ નામ (ભરોસા) પર દવા આપું છું."

આ તરફ ડોકટર રવાના થયા અને બીજી તરફ અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ની તબીઅત ગૈર (ગંભીર) થવા લાગી.

કિબ્લા બુઝુર્ગવારને એક ટેલીગ્રામ તો દુઆના માટે સવારે જ આપી દીધો હતો. એક બીજો એક્ષપ્રેસ ટેલીગ્રામ આપની ખિદમતમાં મોકલવામાં આવ્યો, જેમાં અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ની હાલત ખતરનાક હોવાનું જણાવી દુઆની ગુઝારીશ કરવામાં આવી હતી.

રાત ગમે તેમ વીતી. સવારે ઈશરાકની નમાઝ બાદ જ્યારે વાલિદા સાહિબા અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ના ખાટલા પાસે જઈને બેઠી ત્યારે તેનો શ્વાસ ઝડપથી ચાલતો હતો. બેહોશીની હાલત હતી. ચહેરા પર મુર્દની છવાયેલી હતી.

આ હાલત જોઈને મુહતરમ વાલિદા સાહિબા બેતાબ થઈ ગઈ. અને તેના ખાટલા પાસેથી દૂર ખસીને ચુપચાપ રડવા લાગી. એટલામાં એનાથી નાનો ભાઈ અઝીઝ મુહમ્મદ અબ્દુલ કય્યૂમ 'નાતિક' આવી પહોંચ્યો. તેણે જ્યારે વાલિદા મુહરતમાની આંખોમાં આંસૂ જોયાં ત્યારે તે ગભરાઈ ગયો અને કંઈ પણ પૂછ્યા વગર અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ના ખાટલા પાસે આવીને તેની નાડી અને શ્વાસ જોવા લાગ્યો.

એટલામાં વાલિદા સાહિબા ફરી પાછી તશરીફ લાવી અને અઝીઝ અબ્દુલ કય્યૂમને ત્યાંથી ઉઠાડીને અલગ લઈ ગઈ અને રડતાં રડતાં સબ્રની તલકીન કરવા લાગી.

અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ના શ્વાસનો એ દવરહ પણ ધીમા ધીમા ઝટકાઓ સાથે તૂટવા લાગ્યો. ચહેરા પર સંપૂર્ણ મુર્દની છવાઈ ગઈ અને વાલિદા સાહિબાએ બેતાબી અને ઉતાવળ સાથે તેના ચહેરા પર ચાદર નાખી દીધી !

ચારો તરફ, ઘરની દરેક વ્યક્તિ ચુપચાપ રડતી હતી, અને સિસકારા અને નિશ્વાસો, ઘરના સન્નાટામાં એક ખોફનાક માહોલ પેદા કરી રહ્યા હતા.

અચાનક, અઝીઝ મવલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' ઉછળીને તકિયા પર બેસી ગયો અને, 'અબ્બા ! અબ્બા !' પોકારવા લાગ્યો !

ઘરવાળા બધાં જ અને ખાસ રીતે વાલિદા સાહિબા મુહતરમા સ્તબ્ધ અને અવાક્ થઈ ગઈ ! દોડીને તેની પાસે પહોંચી.

અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય ફાઈઝે બુમ પાડીને કહ્યું કે,

"અમ્મા ! અબ્બા કયાં ગયા ?!
તેઓ અત્યારે મારા શિરાણે ઊભા રહી રડતા હતા !
અને તેમના બે આંસૂ મારા સીના પર પડયા હતા !"

આ પ્રમાણે કહીને તેણે વાલિદા સાહિબાને પોતાના કુર્તા પર સીનાની પાસે બે ટીપાંની ભીનાશ બતાવી.

બધાંએ ધ્યાનપૂર્વક જોયું તો ખરેખર, બે આંસૂઓના ટીપાંની ભીનાશ અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય ફાઈઝના સીના પર, કુર્તા પર, મોજૂદ હતી !

ત્યારે અઝીઝ ફાઈઝની આંખોમાં ન આંસૂ હતા અને ન તેને પરસેવો થતો હતો. બલ્કે શરીર ઠંડું જેવું હતું.

એ સાથે જ અઝીઝ ફાઈઝે વાલિદા મુહતરમાથી અરજ કરી કે,

"અબ્બાએ અત્યારે મારા શિરાણે ઊભા રહીને, રડતાં રડતાં ફરમાવ્યું કે,

'અબ્દુલ હય ! ગભરાઓ નહિ ! અને
(આ આયત) સતત પઢતા રહો,

યા નારો કૂની બરદંવ વ સલામન અલા ઈબ્રાહીમ"

આમ કહીને અઝીઝ ફાઈઝે કહ્યું કે,

"હું સળગી રહ્યો છું! મારા સીનામાં આગ જેવી છે!"

વાલિદા માજિદાએ મોટા અવાજે મજકૂર આયત પઢવી શરૂ કરી. અઝીઝ ફાઈઝે પણ સતત એનો વિર્દ શરૂ કર્યો અને આ આયત પઢતાં પઢતાં જ ઊંઘી ગયો, અથવા ગશી જેવી થઈ ગઈ.

આ બનાવના ત્રાણ કલાક પછી તે ફરી પાછો જાગીને બેઠો થઈ ગયો. અને બિલકુલ તંદુરસ્ત આદમીની જેમ વાતો કરવા લાગ્યો. એની વાતોમાં ન કયાંય થાક જણાતો હતો કે ન અશકિત જણાતી હતી ! અને જોતજોતામાં સાંજ સુધીમાં તે પોતાના પગો પર કોઈના પણ ટેકા વગર ઊભો થઈને, કમરામાં ફરવા લાગ્યો !

તે જ સાંજે કિબ્લા વાલિદ સાહબ બુઝુર્ગવારનો ટેલીગ્રામ આવ્યો. તેમાં લખ્યું હતું કે :-

"અબ્દુલ હયને તંદુરસ્તી મળવાની, એની વાલિદાને મુબારકબાદ આપું છું."

જે ઘર તે દિવસે વહેલી સવારથી જ શોક ઘર બનેલું હતું તે જ ઘર સાંજે અપાર આનંદ, ઉલ્લાસનું ઘર બની ગયું !

અને સૌથી વધારે નવાઈની વાત એ હતી કે બીજા દિવસે અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ના ચહેરાથી એ માલૂમ પણ પડતું ન હતું કે એ આટલો ગંભીર માંદો હતો અને મોતના મુખમાંથી બચીને આવ્યો છે! ચહેરા પર ઝાંખી પીળાશ અવશ્ય હતી પરંતુ તંદુરસ્તીના સંપૂર્ણ ચિન્હો પ્રગટ થતા હતા.

આ લખનારે આ મહાઆનંદ અને અલ્લાહના એહસાનના શુકરાનાના તૌર પર હુઝૂર સરવરે કાએનાત અલયહિત્તય્યતો વત્તસ્લીમને ઈસાલે સવાબ કર્યો અને બધાં સગાં-સંબંધીઓને અઝીઝ મવસૂફને તંદુરસ્તી મળવાની ખૂશીમાં દાવત આપી.

જ્યારે બધાં ભેગાં થયાં ત્યારે કોઈ એ માની શકતું ન હતું કે બે દિવસ પહેલાં મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' આટલો ગંભીર બીમાર હતો !

ત્રીજા દિવસે કિબ્લા વાલિદ સાહબનો પવિત્ર પત્ર પ્રાપ્ત થયો. તેમાં આપે લખ્યું હતું કે :-

"શૌકત ! તમે તમારી વાલિદાને અઝીઝ અબ્દુલ હયને તંદુરસ્તી મળવા બદલ મારા તરફથી મુબારક બાદ પેશ કરો !"

અને એ જ પત્રમાં અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ને હિદાયત ફરમાવી કે :-

"અઝીઝ અબ્દુલ હય ! તમને અલ્લાહ તઆલાએ હુઝૂર સરવરે દો આલમ અલયહિસ્સલાતો વસ્સલામના સદકામાં નવી જિંદગી આપી છે! તમે એ જિંદગીની કદર કરજો ! અને જ્યાં સુધી શકય હોય આ બાકી જિંદગી અર્થાત નવી જિંદગીને ખિદમતે ખલ્ક (લોક સેવા)માં વાપરજો !"

આ બનાવ પછી જ્યારે આપ સફરથી પાછા તશરીફ લાવ્યા ત્યારે વાલિદા મુહતરમાએ આપને અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ની ગંભીર માંદગીની સંપૂર્ણ વિગતો અને નિરાશાજનક વાતાવરણની વાત કરી.

વાતચીત દરમિયાન અઝીઝ મવસૂફની આ કૈફિયતનો પણ ઉલ્લેખ કર્યો જે હાલત અત્યંત ખરાબ થઈ જવા બાદ અચાનક તેણે બિસ્તર ઉપરથી ઉછળીને અને પોતાના તકિયા પર બેસીને, 'અબ્બા! અબ્બા!' પોકારવાનું શરૂ કરી દીધું હતું! અને પછી બે આંસૂની તાજી ભીનાશ અને આયતે પાકની તલ્કીન વગેરેની વિગતો બયાન કરી.

આપ આદત પ્રમાણે સાંભળતા રહ્યા અને મુસ્કુરાતા રહ્યા. અને તે પછી ફરમાવવા લાગ્યા કે :-

"અલ્તાફની મા! મેં જોયું કે :-
અબ્દુલ હયનો ઈન્તેકાલ થઈ ગયો છે! અને
એનો જનાઝો કબરની પાસે મૂકેલો છે!
જ્યારે કબરમાં ઉતારવાના માટે તેના ચહેરા પરથી
કફન ખસેડવામાં આવ્યું ત્યારે -
બસ! મારું દિલ ફાટ્યું જ નહિ, બાકી બધું જ થઈ ગયું!
આ નિરાશા અને દિલગીરીની હાલતમાં,
મેં, સરવરે કાએનાત અલયહિસ્સલાતો વસ્સલામના
વસીલાથી, જનાબે બારીમાં રડી રડીને, અબ્દુલ હયની
જિંદગીના માટે દુઆ કરી.
મેં એ જ મહવિયતની હાલતમાં કે રબૂદગીમાં જોયું કે :-
હુઝૂર અલયહિ અફઝલુત્તહિય્યાત તશરીફ લાવ્યા અને
અબ્દુલ હયના ચહેરાથી કફન ખસેડીને તબસ્સુમ
ફરમાવતા રહ્યા."

ઈર્શાદ ફરમાવ્યો કે,

"એ તો ખુદાના ફઝલથી જીવંત છે!
અને ખુદા જ જિંદગી અને મોતનો માલિક છે!"

મેં એ જોયું કે :-

"હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ ઈર્શાદની સાથે જ એકદમ અબ્દુલ હયમાં જિંદગીના ચિન્હો પેદા થઈ ગયા અને તે જીવતો થઈ ગયો. બસ, તે જ વખતે, મેં સજ્દામાંથી શિર ઉઠાવ્યું અને બારી તઆલાનો શુક્ર અદા કર્યો, અને મેં તમને ટેલીગ્રામ મારફતે, અબ્દુલ હયને તંદુરસ્તી મળવાની ખૂશખબરી મોકલી આપી."❶

અલ્હમ્દુલિલ્લાહ! મુહતરમ અલ્લામા પ્રોફેસર મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ હજુ પણ હયાત છે.

એ છે દાદા હઝરત (રહ.)ની દુઆની કુબૂલિયતનો જીવંત પુરાવો.

(૨)

## હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ 'લખનવી' મટી 'વલસાડી' બની ગયા!

દાદા હઝરત સાહબ (રહ.)ના મુરીદ અને હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ના ખલીફા તથા મુજાઝ હઝરત અલહાજ હાફિઝ કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ લખનવી સુમ્મ (બાદમાં) વલસાડીના સ્વભાવ અને જીવનમાં દાદા હઝરત સાહબ (રહ.)ની દુઆ અને તવજ્જુહથી કેવું આમૂલ પરિવર્તન થઈ ગયું હતું તે વાત જાણવા જેવી છે.

---

❶ 'શમ્એ હિદાયત' પાનું ૨૦૧ થી ૨૦૪

અલ્હમ્દુલિલ્લાહ ! હઝરત કારી સાહબ (દા.બ.) હજુ હયાત છે, અને આ વાત તેમણે પોતે આ લખનારને જણાવેલી છે.

એક ઝમાનાના લખનવના ખૂબ જ મશહૂર અને ખ્યાતનામ કારી મર્હૂમ મુહમ્મદ સાલિહ સાહબના આપ સાહબઝાદા છે. આપનું સમગ્ર કુટુંબ દાદા હઝરત સાહબ (રહ.)નું અકીદતમંદ હતું.

હઝરત કારી મુહમ્મદ ઈદ્રીસ સાહબ (દા.બ.) માત્ર આઠ વરસની નાની ઉંમરે જ હાફિઝ થઈ ગયા હતા ! અને માત્ર ૨૦ (વીસ) વરસની નવયુવાન વયે આપ દાદા હઝરત સાહબ (રહ.)ના હુકમથી આશરે ઈ.સ. ૧૯૩૬ માં (લગભગ ૬૭ વરસ પહેલાં) વલસાડ તશરીફ લાવ્યા હતા.

આપ જય્યદ હાફિઝ અને કારી હોવા ઉપરાંત આપની પઢવાની શૈલી એટલી ઉમદા છે અને આપના અવાજમાં અલ્લાહ તઆલાએ એવું આકર્ષણ અને દર્દ આપેલું છે કે સાંભળનારની આંખોમાં આપો આપ આંસૂઓ વહેવા માંડે છે. દાદા હઝરત સાહબ (રહ.) અને હઝરત સાહબ (રહ.)ને પણ આપનું પઢવાનું એટલું પસંદ હતું કે દર વરસે રમઝાનુલ મુબારકના છેલ્લા દિવસોમાં, વલસાડમાં તરાવીહમાં કુર્આન ખત્મ થયા બાદ આપને જયપુર બોલાવતા હતા અને આપથી કુર્આને મજીદ સાંભળતા હતા.

પરંતુ આપ જ્યારે વલસાડ તશરીફ લાવ્યા ત્યારે આપના સ્વભાવમાં ભારે ચંચળતા અને અસ્થિરતા હતી. આપ કયાંય વધારે ટકતા ન હતા. વલસાડ આવવા પહેલાં, વીસ વરસની આટલી યુવાન વયે તો કેટલીએ જગાએ નોકરી છોડી ચૂકયા હતા.

આપ વલસાડ તશરીફ લાવ્યા તેના થોડાં અરસા બાદ દાદા હઝરત સાહબ (રહ.) વલસાડ દવરા પર તશરીફ લાવ્યા. આપ

વલસાડમાં મહિનો, દોઢ મહિનો રોકાતા હતા. પેલી તરફ લખનવમાં કારી મુહમ્મદ સાલિહ સાહબને જાણ થઈ કે હઝરત વલસાડ તશરીફ લઈ ગયા છે. આપ પોતાના સાહબઝાદાના સ્વભાવથી સારી રીતે વાકિફ હતા. તેઓ ચિંતાતુર હતા કે ખુદા ન કરે ને જો કારી સાહબ વલસાડથી પણ નોકરી છોડીને પાછાં ચાલ્યા આવશે તો હઝરતને રંજ થશે જે આપના હકમાં બેહતર ન હશે.

લખનવથી તેમણે વલસાડ કારી સાહબને પત્ર લખ્યો.

તેમણે લખ્યું કે :-

"મને જાણવા મળ્યું છે કે હઝરત વલસાડ તશરીફ લાવેલા છે. તમે હઝરતને મારા સલામ કહો અને મારા વતી અરજ કરો કે હઝરત તમારા વિશે દુઆ ફરમાવે કે તમે વલસાડમાં સ્થિર થઈ જાઓ અને ટકી જાઓ !"

વલસાડના રોકાણ દરમિયાન દરરોજ અસરની નમાઝ બાદ કેટલાક માઈલ ચાલવાનો દાદા હઝરત સાહબ (રહ.)નો નિયમ હતો. કેટલીક વખત આપ તીથલ તરફ ચાલતાં જતાં-આવતા હતાં અને કેટલીક વખત સ્ટેશન તરફ જતાં-આવતા હતા. આપ ખૂબ ઝડપથી ચાલતા હતા. સાથે જનારાઓએ તો લગભગ દોડવું પડતું હતું એટલી આપની ચાલમાં ઝડપ હતી !

હઝરત કારી સાહબ (દા.બ.)નું બયાન છે કે :-

"એક દિવસે અસરની નમાઝ બાદ હઝરત ફરવા નીકળ્યા હતા. અત્યારે જેને આઝાદ ચોક, નવબત્તી વિસ્તાર કહે છે ત્યાંથી સ્ટેશન તરફના રસ્તાનો ટેકરો હઝરત ચઢતા હતા. હું પાછળ ચાલતો હતો. મને વાલિદ સાહબનો પત્ર યાદ

આવ્યો. હું ખૂબ જ ઝડપથી ચાલીને સાથે થઈ ગયો અને મેં આપને વાલિદ સાહબના સલામ અર્ઝ કર્યા અને વાલિદ સાહબે જે દુઆ માટે દરખ્વાસ્ત કરી હતી તે વાત કરી.

મારી વાત સાંભળીને હઝરત માત્ર મુસ્કુરાયા.

હઝરતની દુઆ અને તવજ્જુહની એ અસર અને મકબૂલિયત છે કે તે દિવસ પછી મને વલસાડ છોડીને કયાંય જવાનું મન જથતું નથી. અરધી સદી કરતાં પણ વધારે વરસોના આ લાંબા સમય ગાળામાં એક-બે વખત તો એવું પણ બન્યું છે કે, વાલિદ સાહબ (રહ.) અને ઘરવાળાઓની માત્ર મુલાકાતની નિય્યતથી ટ્રેઈનમાં હું લખનવ જ્વા રવાના થયો છું પરંતુ સફરમાં રસ્તે દિલમાં એવી બેચેની અને અકળામણ અનુભવી કે અરધી સફરમાં જ લખનવ જતી ટ્રેઈનમાંથી ઉતરીને વલસાડ જતી ટ્રેઈન પકડીને હું પાછો વલસાડ આવી ગયો છું!''

હઝરત કારી સાહબ મવસૂફનું પઢવાનું ઘણું ઉમદા હોવાથી અને કિર્અત તથા તજ્વીદના આપ નિષ્ણાત અને અભ્યાસુ હોવાથી ગુજરાતના કેટલાક દારુલ ઉલૂમોના મુહતમિમ સાહિબોની નજર પણ આપ પર પડી હતી. રાંદેરના સદી વીતાવી ચૂકેલા પ્રખ્યાત દારુલ ઉલૂમ અશરફિયહના મર્હૂમ મુહતમિમ સાહબ હઝરત મવલાના મુફતી અહમદ અશરફ રાંદેરી સાહબ (રહ.)એ પોતે આ નાચીઝ લખનારને પત્ર લખ્યો હતો કે, મુહતરમ કારી સાહબને વાત કરશો, જો તેઓ રાજી હોય તો તેમને દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેરમાં રાખવાનો ઈરાદો છે.

આ નાચીઝ લખનારે હઝરત કારી સાહબ (દા.બ.)ને આ વિશે વાત કરી પરંતુ તેઓ કોઈ પણ ભોગે વલસાડ છોડવા રાજી ન હતા.

- લખનવના ઉચ્ચ કક્ષાના સુસંસ્કારી વાતાવરણમાં આપનો ઉછેર થયો હતો.
- આપની ભાષા ઉચ્ચ કક્ષાની સુમધુર અને શિષ્ટ ઉર્દૂ ભાષા હતી.
- આપ દીની અને ઈલ્મી ખાનદાનના નબીરા હતા.
- આપનો પોષાક, ખોરાક, રહેણી-કરણી બધું જ લખનવી શૈલીનું હતું.

અને વલસાડમાં બધું જ એનાથી વિરુદ્ધ અને વિપરિત હતું ! છતાં જે ક્યાંય ટકતા ન હતા, ક્યારેય સ્થિર થતાં ન હતા એવા ચંચળ સ્વભાવના કારી સાહબ વલસાડમાં એક-બે વરસ નહિ બલ્કે અરધી સદી કરતાંયે વધારે વરસોથી વલસાડમાં ટકી ગયા, વલસાડમાં સ્થિર થઈ ગયા, વલસાડ નિવાસી બની ગયા !

આપે શાદી પણ વલસાડમાં જ કરી !
આપે ઘર પણ વલસાડમાં જ બનાવ્યું !
આપે પોતાની સાહબઝાદીઓને પણ વલસાડમાં જ પરણાવી !
આપ લખનવી મટીને વલસાડી બની ગયા !
આ સમગ્ર પરિવર્તન પાછળનું રહસ્ય એક જ છે,
દાદા હઝરત સાહબ (રહ.)ની દુઆ અને તવજ્જોહ.

કોઈએ કેટલું સાચું ફરમાવ્યું છે કે :-

'બદલ દેતી હય કિસ્મતકો, દુઆ રૌશન ઝમીરોંકી !'

## ઈન્તેકાલ બાદની એક કરામત

દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલના હાલાત લખ્યા પછી મઝકૂર કરામત વિશે લખવાનો ઈરાદો હતો પરંતુ અત્યારે કશ્ફો-

કરામાતની વાતો ચાલે છે એટલે દિલ એ ચાહે છે કે મજકૂર કરામતની વાત પણ અહીં જ લખી દઉં.

દાદા હઝરત સાહબ (રહ.)ના એક ખાસ ખાદિમ અને મુરીદ, વલસાડના મર્હૂમ મહમદભાઈ કડકે પોતે મજકૂર બનાવ આ નાચીઝ લખનારને જણાવ્યો હતો.

તેઓ ફરમાવતા હતા કે :-

"હઝરતના ઈન્તેકાલના કેટલાક મહિના વીત્યા બાદ હું જયપુર ગયો હતો. રાત્રે હિદાયત મસ્જિદના માળ ઉપર મહેમાનખાનામાં સૂતો હતો. અરધી રાતે મને ગુસલની હાજત થઈ.

શિયાળાની ઋતુ હતી.
હાડકાંને ઠિજાવી દે તેવી જયપુરની સખત ઠંડી હતી !
હવે શું કરવું ?
હું વિમાસણમાં પડયો.
ચિંતાએ મનને ઘેરી લીધું.
ચાલ, નીચે તો જાઉં !
અલ્લાહ તઆલા કોઈ ઈન્તેઝામ ફરમાવશે.
આ પ્રમાણે વિચારી હું ઉઠયો.
નીચે જવા માટે દાદરના પગથિયાં ઉતરવા માંડયો.
એકાએક મેં જોયું કે :-
નીચે દાદરના છેલ્લા પગથિયાં પાસે (મર્હૂમ) હઝરત સાહબ ઊભા છે !

આપે મને સંબોધીને ફરમાવ્યું કે,

'મહમદભાઈ ! આવો !

ગરમ પાણી, સાબૂ, ટુવાલ...વગેરે
ગુસલખાનામાં મૂકેલું છે!
તમે ગુસલ કરી લો!'

ગુસલની ચિંતા મારા મગજ પર એવી છવાયેલી હતી કે, હું ભૂલાવામાં પડયો!

તે વેળા બીજું કંઈ પણ વિચાર્યા વિના ગુસલખાનામાં હું ઝડપથી ચાલ્યો ગયો.

ગરમ પાણી, સાબૂ, ટુવાલ...વગેરે બધું જ ખરેખર ગુસલખાનામાં તૈયાર મૂકેલું હતું!

મેં ગુસલ કરવા માંડયું.
ગુસલ કરતાં કરતાં એક દમ મારું મગજ ખૂલી ગયું કે,
હઝરત સાહબનો તો ઈન્તેકાલ થઈ ગયેલો છે!
આપ અહીં કયાંથી ?!
ઝડપથી ગુસલથી ફારિગ થઈને,
હઝરત સાહબની મુલાકાત માટે હું બહાર આવ્યો,
પરંતુ ત્યાં હઝરત સાહબ (રહ.) કે બીજું કોઈ મોજૂદ ન હતું!"

મુહતરમ મર્હૂમ મહમદભાઈ કડકે મજકૂર બનાવ આ નાચીઝ લખનારને જાગાવ્યાના કેટલાક અરસા પછી હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.) વલસાડ તશરીફ લાવ્યા. મુહતરમ મહમદભાઈ કડકને ત્યાં એક દિવસે આપની ખાવાની દાવત હતી. આ નાચીઝ લખનાર પણ દાવતમાં સામેલ હતો.

આ નાચીઝે મુહતરમ મહમદભાઈ કડકને અરજ કરી કે આપ પેલો બનાવ હઝરતને કહો. તેમણે મજકૂર બનાવ પોતે હઝરત સાહબ (રહ.)ને કહ્યો.

બનાવ સાંભળ્યા પછી હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ ફરમાવ્યું કે :-

'જ્યારે કોઈ શખ્સ (અરવાહે તૈયિબાતની) આ રીતે જાહેરી આંખો વડે ઝિયારત કરે છે ત્યારે તે જોનાર શખ્સ ભૂલાવામાં પડતો નથી પરંતુ તેને ભૂલાવામાં પાડવામાં આવે છે.'

## હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)એ હુઝૂર (સલ.)ના પવિત્ર પગો પકડી લેવાનો બનાવ

જો જોનાર શખ્સ ભૂલાવામાં ન પડે તો શું થાય તેનો એક દાખલો આપતા આપે જે ફરમાવ્યું તેનો ભાવાર્થ એ છે કે :-

દાદા હઝરત સાહબ (રહ.)ના ખલીફા હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)ને એક વખતે જાગતામાં જાહેરી આંખો વડે હઝરત નબીએ કરીમ અલયહિત્તહિય્યતો વત્તસ્લીમની ઝિયારત થઈ. થોડાં સમય પછી જ્યારે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ જવા લાગ્યા ત્યારે હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહ.)એ હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક પગો પકડી લીધાં અને વળગી પડયાં.

તે પછી આપ (રહ.)એ અરજ કરી કે,

"યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જ્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા પીરો મુરશિદના ફરઝંદ (અર્થાત પૌત્ર) પર કરમ ફરમાવવાનો વાયદો ન ફરમાવશો ત્યાં સુધી હું કદમે મુબારક છોડીશ નહીં."

અને હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ પ્રમાણે વાયદો ફરમાવ્યો ત્યારે આપે કદમે મુબારક છોડયા.

## મારા પછી મારો અબ્દુર્રહીમ છે!

દાદા હઝરત સાહબ (રહ.) પોતાના પ્રિય પૌત્ર મુહમ્મદ અબ્દુર્રહીમ ઈબ્ને હકીમ મુહમ્મદ અલ્તાફઅલી ખાન સાહબની ઉચ્ચ બાતિની શકિતઓને તેમજ પોતાના જાનશીન બનવા માટેની એમની યોગ્યતાને પોતાના નૂરે ફિરાસત વડે જાણી ગયા હતા એટલે આપે એમની અત્યંત કાળજીથી તાલીમ અને તર્બિયત ફરમાવી.

દારુલ ઉલૂમ ફિરંગી મહલ, લખનવમાંથી આલિમની સનદ મેળવ્યા પછી હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)નો ઈરાદો હજુ આગળ કુર્આને કરીમની તફસીરનો ઉચ્ચ અભ્યાસ કરવાનો હતો. એટલે આપે એ માટે દાદા સાહબ (રહ.)થી પરવાનગી માંગી.

દાદા હઝરત સાહબ (રહ.)ને પોતાની જિંદગીના હવે ગણતરીના વરસો બાકી હોવાનો કદાચ ઈલ્હામ થઈ ગયો હતો એટલે આપે ખૂબ જ વહાલથી ફરમાવ્યું કે,

"અબ્દુર્રહીમ ! તમારી હવે મને પોતાને જરૂરત છે."

દાદા હઝરત સાહબ (રહ.)એ હવે પોતાના ભાવી જાનશીનની બાતિની તર્બિયત તરફ તમામ લક્ષ કેન્દ્રિત કર્યું. આપને સતત પોતાની સાથે પડછાયાની જેમ રાખવા લાગ્યા. પ્રવાસમાં પણ હમેશાં પોતાની સાથે જ રાખવા લાગ્યા.

જ્યારે દાદા હઝરત સાહબ (રહ.)ને પોતાના પૌત્ર અને ભાવી જાનશીનની બાતિની તરક્કીઓથી સંપૂર્ણ સંતોષ થઈ ગયો ત્યારે આપ પોતાના નીકટના મુરીદોને ફરમાવ્યા કરતા હતા કે,

"મારા પછી મારો અબ્દુર્રહીમ છે!"

## આઘાત જનક ઈન્તેકાલ

દાદા હઝરત સાહબનો ઈન્તેકાલ ૧૭, જમાદિઉલ આખિર, હિજરીસન ૧૩૭૦ મુતાબિક ૨૬ મી જૂન, ઈસવીસન ૧૯૫૧, સોમવારના રોજ આશરે ૧૦૦ (એક સો) વરસની ઉંમરે થયો. ઈન્તેકાલ બપોરે એક વાગે 'હિદાયત બાગ' નામના સ્થળે, જયપુરમાં થયો અને તે જ દિવસે રાતે આઠ વાગે પોતાના પીરો મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)ના પેહલૂમાં, પશ્ચિમ દિશા તરફ, અગાઉથી જ પોતે પોતાની કબર માટે નકકી કરેલી જગાએ દફન થયા.



મઝકૂર કબ્રસ્તાન હઝરત મિસ્કીન શાહ સાહબ (રહ.)ની દરગાહ નજીક, પૂર્વ દિશામાં, ઘાટ દરવાઝાની બહાર, જયપુરમાં આગ્રા રોડ પર આવેલું છે.

## આપને પોતાના મોતની જાણ થઈ ગઈ હતી !

સામાન્ય નિયમ તો એ છે કે :-

આગાહ અપની મૌતસે કોઈ બશર નહીં,
સામાન સૌ બરસકા હય પલકી ખબર નહીં.

પરંતુ અલ્લાહવાળાઓને તેમના મોતની જાણ અગાઉથી જ મોટા ભાગે થઈ જતી હોય છે.

દાદા હઝરત સાહબ (રહ.)ના ઈન્તેકાલ પહેલાંના બનાવોથી એવો ચોકકસ અંદાઝો થાય છે કે આપને પોતાના મોતની જાણ અગાઉથી જ થઈ ગઈ હતી.

## મુરશિદના મઝારે મુબારક પર દરરોજ હાજર થતા હતા

આપ જયપુરમાં હાજર હોય ત્યારે, કોઈ ખાસ મજબૂરી સિવાય, દરરોજ પોતાના પીરો મુરશિદ હઝરત મુહમ્મદઅલી શેરખાન સાહબ (રહ.)ના મઝારે મુબારક પર અચૂક હાજર થતા હતા.

આપનો દરરોજનો નિયમ એ હતો કે :-

- ફજરની નમાઝથી પહેલાં આપ પગે ચાલતાં કબ્રસ્તાન પહોંચી જતા હતા. આપના ઘરથી કબ્રસ્તાન આશરે ત્રણ કિલોમિટર દૂર છે.
- ફજરની નમાઝ આપ કબ્રસ્તાન નજીક આવેલી મસ્જિદે રસાલએ ખાસમાં અદા કરતા હતા.
- ફજરની નમાઝથી ફારિગ થઈ આપ મઝારે મુબારક પર હાજર થઈને ઈશરાકની નમાઝ સુધી ત્યાં મુરાકિબ રહેતા હતા.
- ઈશરાકની નમાઝ આપ એ જ મસ્જિદે રસાલએ ખાસમાં અદા કરતા હતા.
- તે પછી આપ ફરી પાછાં પગે ચાલતાં ઘરે તશરીફ લાવતા હતા.

## ઈન્તેકાલ પહેલાં મામૂલમાં ફેરફાર

ઈન્તેકાલના કેટલાંક મહિના પહેલાંથી પોતાના મુરશિદના મઝારે મુબારકની હાજરીમાં આપે નીચે પ્રમાણે ફેરફાર કર્યો હતો :-

- હવે આપ ફજરની નમાઝ પોતાના ઘરના સામે પોતે જ બનાવેલી હિદાયત મસ્જિદમાં અદા કરતા હતા.
- ફજરથી ઈશરાક સુધી ત્યાં જ મુરાકિબ થઈને અલ્લાહની યાદમાં મશગૂલ રહેતા હતા.
- ઈશરાકની નમાઝ પણ ત્યાં જ અદા કરતા હતા.

❍ ઈશરાકની નમાઝ બાદ આપ ઘરે તશરીફ લાવતા હતા.

❍ ઘરે આવીને ચા પીધા પછી આપ પોતાના મુરશિદના મઝારે મુબારક પર તશરીફ લઈ જતા હતા.

## ઈન્તેકાલના દિવસે ઈશરાક પહેલાં જ ઘરે આવી ગયા !

આપનો જે દિવસે ઈન્તેકાલ થયો તે દિવસે ફજરની નમાઝ અદા કર્યા પછી ઈશરાક પહેલાં જ ઘરે આવી ગયા.

બે કામો પોતાની હયાતીમાં થઈ જાય એવી આપની અભિલાષા હતી :-

(૧) હિદાયત બાગની મસ્જિદનું નવનિર્માણ

(૨) મેઅયારુસ્સુલૂકની બીજી આવૃત્તિનું પ્રકાશન

ઘરે આવીને તરત જ આપે પોતાના પુત્ર અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ને એ વિશે પૂછપરછ કરી.

તેમણે જણાવ્યું કે,

(૧) સરકારી તંત્રની જડતાના કારણે હિદાયત મસ્જિદના નવનિર્માણનો પ્લાન મંજૂર થયો નથી. આ અઠવાડિયામાં (ઈન્શાઅલ્લાહ) મંજૂર થઈ જશે.

(૨) 'મેઅયારુસ્સુલૂક'ની બીજી આવૃત્તિની 'કિતાબત' (સુલેખન) લગભગ પૂરું થવા આવ્યું છે. કાગળના નમૂનાઓ પણ આવી ગયા છે. આપ પસંદ ફરમાવો તે કાગળ મંગાવી લઈએ.

આ જવાબ સાંભળીને આપે અફસોસ ભરેલાં અવાજે બે-ત્રણ વખત ફરમાવ્યું કે :-

"બંદએ ખુદા ! તમે ઘણું મોડું કરી દીધું !!!"

તે પછી આપે ફરમાવ્યું કે,

"ખૈર! હાલની મસ્જિદને શહીદ કરવા પછી નવનિર્માણ માટેનો જે નકશો (પરિકલ્પના) મારા મગજમાં છે તેને હવે તમે સમજી લો!"

તે પછી આપે એક કાગળ પર,

- મસ્જિદના સહનની લંબાઈ-પહોળાઈ,
- છતની ઊંચાઈ,
- મિનારાઓની ઊંચાઈ...વગેરેનો નકશો બનાવી લખી દીધી.

તે પછી અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'થી ફરમાવ્યું કે,

"હું કમથી કમ સહને મસ્જિદના વિસ્તરણ અને તેની આસપાસના પાયા તો આજે જ મારી સામે જ ખોદાવવા ચાહું છું, બાક઼ીનું કામ તમે મારી સૂચના પ્રમાણે ખાસ ધ્યાનપૂર્વક પૂરું કરાવજો!"

તે પછી આદતથી વિરુદ્ધ, આપે ઘણી સલાહો, શિખામણો, નસીહતો અને વસિયતો ફરમાવી.

તે પછી આપ માળ ઉપર ગયા.

થોડો સમય કલામે પાકની તિલાવા કરી.

તે પછી કપડાં બદલીને બીવી સાહિબાથી ફરમાવ્યું કે,

"અલ્તાફની મા!
ખુદા હાફિઝ!
હું જાઉં છું!"

આપ શહેરમાં જ કયાંક જતા હોય ત્યારે આ શબ્દો કદી કહેતા ન હતા. આજે આ શબ્દો સાંભળીને બીવી સાહિબાને પણ ઘણી નવાઈ લાગી !

તે પછી આપ કમરામાંથી બહાર નીકળવા માટે આગળ વધ્યા. દરવાજા પાસે પહોંચીને, જોડાં પહેરવા પહેલાં, પાછાં ફરીને બીવી સાહિબાને જોયા, કમરામાં ચોતરફ નજર ફેરવીને જોયું, અને પછી જલ્દી જલ્દી જોડાં પહેરીને હિદાયત બાગ જવા માટે રવાના થઈ ગયા.

હિદાયત બાગ જતાં રસ્તામાં દાદી અમ્માની બહેનનું ઘર આવતું હતું. આદત વિરુદ્ધ આપ ત્યાં તશરીફ લઈ ગયા અને ફરમાવ્યું કે,

"તમે અમારે ત્યાં ઘણા દિવસો થયાં આવ્યા નથી !
કેમ, શું વાત છે ?
તમારી બહેન પરેશાન છે.
તમે અત્યારે જ તેમની પાસે ચાલ્યા જાઓ !"

હિદાયત બાગ પહોંચીને મજૂરોને બોલાવ્યા અને બપોરે સાડા બાર વાગ્યા સુધી, સૂચિત મસ્જિદના નવનિર્માણનું કેટલુંક મહત્ત્વનું પાયાનું કામ કરાવ્યું. કડિયાઓ અને કારીગરોને પણ તમામ જરૂરી સમજૂતી અને સૂચનાઓ આપે આપી દીધી.

આપની બે નાની પરિણિત દિકરીઓ, હિદાયત બાગના મકાનોમાં ભાડેથી રહેતી હતી. લગભગ બપોરે સાડા બાર વાગે આપ તેમના ઘરે ગયા. ત્યાં ભોજન કર્યું અને પછી બાજુના અલગ ઓરડામાં આપ આરામ ફરમાવવા માટે સૂતા.

## શ્વાસ બંધ, દિલ ચાલું !

આપને સૂતાને માત્ર વીસેક મિનિટ વીતી હશે કે આપના

ઓરડામાંથી 'અલ્લાહો !'નો બુલંદ અવાજ સંભળાયો ! તે પછી ક્રમશઃ એ અવાજ મંદ થતો ગયો !

આપની બંને દિકરીઓ અને એક દામાદ કમરામાં તરત જ દોડી ગયા. પરંતુ આપનો શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગયેલો જોઈને બધાં સ્તબ્ધ અને અવાક થઈ ગયા !

ઘરે ખબર કરવામાં આવી.
અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ તરત જ દોડી આવ્યા.
દિલ બદસ્તૂર જારી હતું !
દિલની ધડકન સાંભળીને ઉછળી પડયા.
ડોકટર મુહમ્મદ અય્યૂબ સાહબ,
ડોકટર જ્વાલા પ્રસાદ, અને
ડોકટર સ્વરૂપ નારાયણને બોલાવવામાં આવ્યા.
ત્રણે ડોકટરોએ અલગ અલગ તપાસ કરી.
તે પછી ત્રણે ડોકટરોએ ભેગાં મળી ચર્ચા કરી.
તે પછી અલ્લામા 'ફાઈઝ' સાહબને નજીક બોલાવી,

ડોકટર અય્યૂબ સાહબે કહ્યું કે,

"મવલાના ! આ મારું તમારું મોત નથી !
સામાન્ય માનવીનું મોત નથી.
તમે દિલની ધડકન પર ન જાઓ !
એ દિલ તો એ જ પ્રમાણે કબરમાં જશે.
જે કંઈ થવાનું હતું તે થઈ ગયું.
હવે સબ્ર કરો !"

ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.

દાદા હઝરત સાહબ (રહ.)નો પોતાનો જ એક શએર અહીં કેટલો બંધ બેસે છે!

'વોહી ઝિન્દા રહે જો મર ગયે યાદે ઈલાહીમેં,
હયાતે જાવિદા, આબે બકા, અલ્લાહ હી અલ્લાહ હય.'

## આશિકકા જનાઝા હે ઝરા ધૂમસે નિકલે !

મગરિબની નમાઝ બાદ, હઝરતનો જનાઝો લઈને મકાનથી કબ્રસ્તાન જવા રવાના થયા. હઝારો મુસલમાનો ઉપરાંત સેંકડો ગેરમુસ્લિમા પણ જનાઝામાં શરીક હતા. એટલા અસંખ્ય લોકો હતા કે ઘાટ દરવાઝાની બહાર કબ્રસ્તાન સુધી આશરે ત્રણ-ચાર કિલોમીટરનું અંતર હોવા છતાં જેણે એક વાર કાંધ આપી દીધી તેને બીજી વખત ભાગ્યે જ મોકો મળ્યો હશે !

જ્યારે જનાઝો બજારમાંથી પસાર થયો ત્યારે હઝારો માણસો, મુસ્લિમ અને ગેરમુસ્લિમ, પોત પોતાની દુકાનો છોડીને જનાઝામાં શરીક થઈ ગયા. આખા રસ્તે લોકોએ એટલા ફૂલો વરસાવ્યા કે જનાઝા પર ફૂલ જ ફૂલ દેખાતા હતા !

## કબરમાંથી અનોખી સુગંધ નીકળી !

જયપુર અને બહાર પણ તે ખૂશ નસીબ શાયદ મોજૂદ હશે જેમણે હઝરત દાદા સાહબના દફનમાં શિર્કત કરી હતી. તેઓ સાક્ષી છે કે, જ્યારે કબર ખોદવાનું શરૂ કરવામાં આવ્યું ત્યારે એક ફૂટ ખોદવા પછીથી અત્યંત ઉમદા ખૂશ્બૂ જમીનમાંથી આવવાની શરૂ થઈ ! એવું લાગતું હતું કે જાણે ફિરદવસી અત્તરમાં માટી મિશ્રિત કરવામાં આવી છે!

લોકોનો એક મોટો સમૂહ વિસ્મિત અને આશ્ચર્યચકિત હતો. લોકો ઝબાને હાલ (મુખ ભાવ)થી કહી રહ્યા હતા કે :-

"આ કબર નથી
જન્નતની કયારીઓમાંથી એક કયારી છે!"❶

## દફન

દફન કરતી વેળા,
જ્યારે આપના મુબારક જિસ્મને કબરમાં ઉતારવામાં આવ્યું,
ત્યારે શરીર મૃદુ અને મુલાલય હતું.
ચહેરા પર જરાયે મૃત્યુના ચિન્હો જણાતાં ન હતાં.
બલ્કે એવું જણાતું હતું કે જાણે કે મુસ્કુરાતા મુખે
આરામ ફરમાવી રહ્યા છે!
ચહેરા પર એટલી બધી નૂરાનિયત હતી કે એવી રોનક
અને ચમક-દમક કયાંય જોવા મળતી નથી.



## તારીખના કત્આ

(૧)

આપના મઝારે મુબારકની તખ્તી પર અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ રચિત નીચે પ્રમાણે તારીખનો કત્આ લખવામાં આવેલો છે :-

ઈલ્મે બાતિનકા ખઝાના લૂટ ગયા,
આહ ! વોહ મવલાકા ઈન્આમ ઊઠ ગયા !

હાતિફે ગયબીને 'ફાઈઝ'સે કહા,
હસરતા ! એક કુત્બે ઈસ્લામ ઊઠ ગયા !❷

---

❶ 'હિદાયત' (ઉર્દૂ માસિક) જિલ્દ ૩, અંક ૧, પા. ૫૯
❷ 'શમ્એ હિદાયત' પાના ૨૪૦ થી ૨૪૮ ના આધારે.

(૨)

**અશહદુ અન લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વ**
**અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ**
**←----(હિજરીસન ૧૩૭૦)----→**

ગઝબ હે કમર આજ મહરૂમે શફકત
હૂએ 'ફાઈઝ', 'અલ્તાફ', વ 'કય્યૂમ', વ 'શવકત'.

થી સાની જમાદી કી તારીખ સતરહ,
હુવા જબ ગુરૂબ આફતાબે હિદાયત.

દો શન્બા કા દિન, ઑહર કા વક્ત થા,
લુટી જબ યેહ ફક્રો તસવ્વુફકી દવલત.

કહા સમ્મતે બકમીને❶ જહાં સે,
ઉઠે દર હકીકત શહીદે મુહબ્બત.

કહા ઈસ્વીસનને ખૂદ બનકે શાહિદ,
હિદાયતઅલીખાંકી હે યેહ શહાદત.
←---(ઈ.સ. ૧૯૫૧)---→

યહ ઘુટન❷ દેખકર રહમતે હક પુકારી,
કે જન્નતમેં આ જાએં શાહે હિદાયત.
←---(હિ.સ. ૧૩૭૦)---→

**હઝરત 'કમર' વાહિદી જયપુરી**

---

❶ સમ્મતે બકમી : વિક્રમ સંવત જે ઈ.પૂ. ૫૭ માં શરૂ થયું હતું
સંમત = સંવત
બકમી = વિક્રમાદિત્ય રાજા

❷ ઘુટન : રુંધામણ, વ્યાકુળતા, બેચેની, બેકરારી

(૩)

યકાયક યેહ આયી ખબર દૂર સે,
કે રૌનક ગઈ શહર જયપુર સે.

ચલી આહ ઐસી હવાએ કઝા,
ચિરાગે હિદાયત અલી ગુલ હુવા.

અંધેરા રહે શર્અ મેં છા ગયા,
મુસાફિરકો મિલતા નહીં રાસ્તા.

તરીક્તકી મંઝિલ બતાએગા કૌન,
હકીક્તકા જલ્વા દિખાએગા કૌન.

વોહ હર વક્ત તલ્કીને રોઝહ નમાઝ,
વોહ હર વક્ત ઈખ્રાઝે રાઝો નિયાઝ.

વોહ હુસ્ને જમાલે હિદાયતઅલી,
વોહ શાને કમાલે હિદાયતઅલી.

સરાપાએ મુરશિદ પે દિલ ચૂર થા,
નિગાહોંમેં એક બુક્એ નૂર થા.

ન પૂરી હૂઈથી મુરીદોંકી ભૂક,
ઉઠા લે ગઈ મૌત ખ્વાને સુલૂક.

અગર ઉનકે ગમમેં હે દિલ બેકરાર,
કહૂં મિસ્રઅ સાલે રહલત 'નિસાર'.

હિદાયતઅલી શાહ શેરે ખુદા,
← --(ઈ.સ. ૧૯૫૧)-- →
હિદાયતઅલી મુરશિદે રહનુમા.
←---(હિ.સ. ૧૩૭૦)---→

**નિસાર અહમદખાન સાહબ 'નિસાર' પૂનવી**

## અલ્લામા 'ફાઈઝ' સાહબની કાવ્યાંજલી

આ ગમનાક અને શોક જનક બનાવની પોતાના દિલની અનુભૂતિને અલ્લામા મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબે શબ્દ સ્વરૂપે કાવ્યમાં વ્યકત કરેલી છે જે અહીં રજૂ કરવામાં આવે છે.

### નવહએ આલમ (રુબાઈ)

યે ઈક ગમકા નહીં બલ્કે હઝારોં ગમકા નવહા હય,
મુસલસલ બદનસીબી સદમએ પયહમકા નવહા હય.
ગઝબ હય ગુલ હુઈ શમ્એ હિદાયત આજ દુન્યા સે,
યે ઈક આલિમકા નવહા હય, યે ઈક આલમકા નવહા હય.

### ગિર્યએ બેઈખ્તિયાર

અય ગુલ ન રો બહાર ખિઝાંસે બદલ ગઈ,
સુન સુનકે સિસકિયાં તેરી દુન્યા મચલ ગઈ.

કિસ્મત હી બદનસીબી કે સાંચેમેં ઢલ ગઈ,
હસ્તી હમારે હાથસે અયસી નિકલ ગઈ.

જિસને હઝારોં મુર્દહ દિલોંકો જિલા દિયા,
ભટકે હુએ દિલોંકો ખુદાસે મિલા દિયા.

અય દિલ તુઝે મેં થામૂં કે તું મુઝકો થામ લે,
તલ્કીને સબ્ર કર મુઝે હિમ્મતસે કામ લે.

ખૂદકો તૂ ભૂલ જા ખબરે ખાસો આમ લે,
કૌન ઊઠ ગયા જહાંસે ઝરા ઉસકા નામ લે.

યે ક્યા કહા ? બઝ્મે હિદાયત ઉજડ ગઈ !
અરમાન દિલકે દિલમેં રહે ઔસ પડ ગઈ !

શબનમપે ગુલકે આંસૂકા હોતા હય અબ ગુમાન,
બાદલ નહીં બરસતે યે રોતા હય આસમાન.

વહશત કુછ અયસી તારી હય દિલ પર કે અલ અમાં,
સહરા કે ઝર્રે ઝર્રે સે ઉઠ્ને લગા ધૂવાં !

દિલ બેકરાર હય તો જહાં બેકરાર હય,
ખૂરશીદ નવહાખ્વાં હય કમર અશ્કબાર હય.

હય અક્લમેં ફુતૂર, ખલલ હય દિમાગમેં,
દિલ કિસકી જુસ્તજૂમેં હય, કિસ કે સુરાગમેં.

ઈક ટીસ હય, જલન હય, હર ઈક દિલકે દાગ હય,
સહરામેં દિલકો ચયન ન તસ્કીન બાગમેં.

હયરાન હય કે ક્યા ન કરેં ઔર ક્યા કરેં,
ક્યસે જિએં જહાંમેં ? ઔર ક્યસે હમ મરેં.

છાયા હુવા હય એક અંધેરા હરેક તરફ,
માયૂસિયોંકે સાયે ઉફક પર હય સફ બ સફ.

તારીકિયોં કા હો ગયા ખૂરશીદ ભી હદફ,
દિલ લે રહા હય રાતકે દામનમેં યે હલફ.

કરદૂંગા નઝર ઝુલ્મતે શબ સબ જહાનકો,
તારે દિખાકે છોડૂંગા અબ આસમાનકો.

માતમમેં કિસકે સારા ચમન ગર્દ પોશ હય,
હર ગમ રવાં દવાં હય અલમ સખ્ત કોશ હય.

સન્નાટા હય ફઝામેં જહાં ભર ખમોશ હય,
મનકા હી હોશ હય ન બદન કા હી હોશ હય.

હર ફર્દ કારવાં કા યૂંહી તો મલૂલ હય,
બે મીરે કારવાં કે સફર હી ફુઝૂલ હય.

દુન્યામેં અબ કોઈ ભી સહારા નહીં રહા,
હોંગે કિસીકે કોઈ, હમારા નહીં રહા,

શફક્ત કે આસમાનકા તારા નહીં રહા,
હમ તો રહે ખુદાકા વોહ પ્યારા નહીં રહા.

અબ ક્યાં કરેંગે જીકે ભલા ઈસ જહાનમેં,
ગભરાકે આ ન જાએ કહીં દિલ ઝબાનમેં.

જીનેકા કુછ મઝા હય ન અબ મોતકા મલાલ,
ઈસ ઝૂટી ઝિન્દગી કા ભી મઅલૂમ હય મઆલ.

યે સારી કાએનાત હય મબહમ સા એક સવાલ,
ઉઠતે હી સરસે સાયહ હમારા હુવા યે હાલ.

અબ મક્સદે હયાત કોઈ સૂઝતા નહીં,
હય મુંહમેં કિતને દાંત ? કોઈ પૂછતા નહીં.

અય દોસ્ત ક્યા બયાન કરે અપના હાલ હમ,
કેહનેકો ઐસી હસ્તી હૂઈ હય જહાંમેં કમ.

કોઈ ખૂશી, ખૂશી હય ન અબ ગમકા કોઈ ગમ,
જીનેકે અબ અઝાબસે ઘુટને લગા હય દમ.

કોઈ હમારી ઝીસ્તકો મુદ્દહ ખરીદ લે,
ઈસ શુક્રિયેમેં ઔર દુઆએ મઝીદ લે.

ગભરા રહી હય રૂહ તો દિલ બેકરાર હય,
હર એક પેહલૂ ઝખ્મી હય, ઔર દાગદાર હય.

દિલકે બજાએ સીનેમેં સૂના મઝાર હય,
સારા જહાં ફસુર્દહ હય ઔર સોગવાર હય.

હર શય પે મુર્દની સી નઝર આ રહી હય ક્યૂં?
અબ ઝિન્દગી મુઝહી કો મેરી ખા રહી હય ક્યૂં?

મેહશર સે કમ હમારે લિએ માજરા નહીં,
જિસ પર થા હમ કો નાઝ વોહ અબ આસરા નહીં.

શફક્ત ગઈ જહાંસે કોઈ સર ધરા નહીં,
મુશફિક જહાંમેં ઉનકે સિવા દૂસરા નહીં.

ક્યૂં સાથમેં ખુદાને ભી મારા નહીં હમેં,
સચ તો યે હય કે સબકા યારા નહીં હમેં.

ઈસ દર્જેહ દિલ, દિમાગ, કલેજા ફિગાર હય,
આહોંકી આંધીયોંસે હી દિલકો કરાર હય.

હર લમ્હા અબ તો ગિર્યએ બે ઈખ્તિયાર હય,
આંખેં હય મેરી યા કે કોઈ આબશાર હય.

પ્યારે ખુદાકો આહ ! હિદાયતઅલી હૂએ !
અલ્લાહકે કરમસે વોહ ફખ્રે વલી હૂએ.

તલવારકે ધની થે, સખી થે, દિલેર થે,
થે સયર ચશ્મ ઔર યે દિલકે ભી શેર થે.

દુશ્મન હમેશા ખ્વાર થે, બદખ્વાહ ઝીર થે,
થે દાદા પીર શેર તો મુરશિદ ભી શેર થે.

દુન્યાઓ દીનકા એક હસીન ઈમ્તિઝાજ થા,
સદહા કરામતોં પે ભી સાદહ મિજાઝ થા.

એક સાદગી થી ખાસ અજબ ઉનકી શાનમેં,
વોહ અઈ થા સમાએ ન વહમો ગુમાન મેં.

સમઝાયે ઉનકા મર્તબા કિસકી ઝબાનમેં,
બસ મુખ્તસર હય યે કે થે યક્તા જહાનમેં.

પ્યારે ખુદાકો ક્યૂં ન હો આશિક રસૂલકે,
શયદા થે હક પે પક્કે થે અપને ઉસૂલકે.

ઈતના બુલંદ હવસલહ શાયદ હી કોઈ હો,
ઈસ ધૂનમેં રાત દિન થે કે કોઈ નફૂઈ હો.

કોઈ ઘડી ન થી કે વોહ બેકાર ખોઈ હો,
મુમ્કિન હય ઉનકી યાદમેં દુન્યા ભી રોઈ હો.

ઈષારકા હસીન નમૂના થી ઝિન્દગી,
સર-તા-પા ખલીક મુજસ્સમથી બંદગી.

આબિદ થે, મુત્તકી થે, વોહ મૈદાં કે મર્દ થે,
અપની નઝીર આપ થે, યક્તા થે ફર્દ થે.

ગયરોં કે હકમેં સાહબે એહસાસો દર્દ થે,
હર મોઅરકહમેં હક્કે વોહ શાહે નબર્દ થે.

હિમ્મતમેં થે બુલંદ બહોત આસમાનસે,
હૂઈ લડાઈ હક્કી તો લડ્તે જહાનસે.

મઝલૂમકે વોહ હામી થે, કમઝોર કે રફીક,
મોહતાજ ઔર ગરીબ પે હદ દર્જેહ થે શફીક.

હલ કરકે છોડ્તે થે હરેક મસ્લએ દકીક,
થે રહમ દિલ, ખુદાને દિયા ભી થા દિલ રકીક.

કુરબાન ઔર ફિદા થે રઝાએ રહીમ પર,
મવકૂફ સારે કામ થે ફઝલે કરીમ પર.

પેહલે હમેશા કરતે થે હર શખ્સકો સલામ,
હર બાત સચ્ચે મઅનોંમેં થી અહસનુલ કલામ.

ગરદીદહ ઉનકે રેહતે થે હર વક્ત ખાસો આમ,
ગુઝરી ખુદાકી યાદમેં હી ઝિન્દગી તમામ.

હર એક સજદહ, વક્ફ ખુશૂઓ ખુઝૂઅ થા,
હર લમ્હા દિલ ખુદાકી તરફ હી રુજૂઅ થા.

ચક્શાં થા ઈલ્તિફાત શહો કમતરીન પર,
સો જાન સે ફિદા થે રસૂલે અમીન (સલ.) પર.

જબ ડાલતે થે રોશની દીને મુબીન પર,
છા જાતી કૈફિયતસી થી સબ સામેઈન પર.

અંદાઝ દિલનશીન થા અજબ વઅઝો પંદ થા,
ફયઝાન થા યે સિલસિલએ નક્શબંદ કા.

દુન્યામેં ઔર દીનમેં આ'લા મકામ થા,
હર હર અમલ ભી વૈસા થા જૈસા કે નામ થા.

ફયઝાન ઉનકા ખાસ નહીં બલ્કે આમ થા,
અલ્લાહસે, રસૂલસે, ઈશ્કે તમામ થા.

સુન્નતકી પયરવી થી મહઝ મક્સદે હયાત,
સદીયોંમેં ભેજતા હય ખુદા ઐસી ખાસ ઝાત.

'ફાઈઝ' ગદા હમેશા રહેગા ન તાજવર,
અલ્લાહકે સિવા કિસીકા નહી મોતસે મફર.

એક તૂ હી ગમઝદહ નહીં ફયલા ઝરા નઝર,
અલ્લાહકે હબીબ કી રેહલતકો યાદ કર.

કુછ સૌચ તેરે પાસ ભી અક્લે સલીમ હય,
સારે જહાંમેં ક્યા તૂ હી પેહલા યતીમ હય.

ખૂશ હો કે તેરે બાપકા આ'લા મકામ હય,
ખાસાને હક્કે ઝુમરેમેં ઉનકા ભી નામ હય.

યે બરક્તો ઈનાયતે ખયરુલ અનામ હય,
ઉનકા કરમ જો આમ થા વોહ અબ ભી આમ હય.

કેહ દે યે ઉનસે જિતને ભી સબ ગમ નસીબ હય,
તુમસે વોહ અબ ભી દૂર નહીં હય, કરીબ હય.

## જાનશીની

દાદા હઝરત સાહબ (રહમતુલ્લાહિ અલયહ)ના ઈન્તેકાલ પહેલાં અનેક વખત વસિયત ફરમાવી ચૂકયા હતા કે :-

''મારા પછી મારો અબ્દુર્રહીમ છે!''

એટલે આપના ઈન્તેકાલ બાદ, આપની વસિયત પ્રમાણે, આપની જાનશીનીની દસ્તારબંદી, વિવિધ ગામોથી પધારેલા આપના સેંકડો મુરીદોની હાજરીમાં, હિદાયત મસ્જિદમાં, આપના ઈસાલે સવાબની કુર્આન ખ્વાની અને ફાતેહા ખ્વાની બાદ, હઝરતના સાહબઝાદા અલ્લામા પ્રોફેસર અબ્દુલ હય 'ફાઈઝ' સાહબના મુબારક હાથે, આપના પ્રિય પૌત્ર હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ને કરવામાં આવી. એ વખતે આપની ઉંમર માત્ર ૩૨ (બત્રીસ) વરસની હતી.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ પણ પોતાના પ્રિય દાદા સાહબ (રહ.)ના મીશનની પરિપૂર્ણતા માટે પોતાનું સમગ્ર જીવન સમર્પીત કરી દીધું અને એ સાબિત કરી આપ્યું કે આવા ઉલૂલ અઝમ, હોસલામંદ દાદાના પૌત્ર ન માત્ર એમના જાનશીન બન્યા હતા બલ્કે ખુદાના ફઝલો કરમથી તેમના જેવી જ ઉચ્ચ સિફતો ધરાવનારા અને તેમના જ નકશે કદમ પર ચાલનારા બુઝુર્ગ હતા.

આપનું મુબારક જીવન ચરિત્ર ઈન્શાઅલ્લાહ હવે પછી અલગ કિતાબમાં વિસ્તારથી પેશ કરવાનો ઈરાદો છે. વાચકોથી દુઆની ગુઝારીશ છે કે, અલ્લાહ તઆલા એ કામને પોતાની કમાલે કુદરત અને ફઝલો કરમથી, સારી રીતે, જલ્દીથી પૂર્ણ કરાવે.

આમીન ! સુમ્મ આમીન !

વમા તવફિકી ઈલ્લા બિલ્લાહ

[ તમામ તૌફીકો અલ્લાહના તરફથી જ છે. ]

## શજરએ તય્યિબહ

ફઝલ કર યા રબ મુહમ્મદ મુસ્તફા (સલ.)❶ કે વાસ્તે,
આલે પાકો ચાર યારે બા સફાકે વાસ્તે.

હો મેરા ઈમાન કામિલ દે મુઝે સિદ્કો સફા,
હઝરતે સિદ્દીકે અકબર (રદિ.)❷ બા વફાકે વાસ્તે.

---

❶ શફીઉલ મુઝનબીન રહમતુલ્લીલ આલમીન હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)
વફાત : ૧૨, રબીઉલ અવ્વલ, હિ. ૧૧ દફન : મદીના મુનવ્વરા.

❷ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)
વફાત : ૨૨, જમાદિલ આખર, હિ. ૧૩ દફન : મદીના મુનવ્વરા.

પાક કરદે મેરે દિલકો હર ખતાઓ અયબસે,
કમ્મલે અસ્હાબે સલ્માં (રદિ.)❶ બા ખુદાકે વાસ્તે.

દૂર રખ દોઝખસે મુઝકો ઔર જન્નત કર નસીબ,
હઝરતે કાસિમ (રદિ.)❷ ઈમામે અવલિયાકે વાસ્તે.

ઈસ્તેકામત દે શરીઅત ઔર તરીકતમેં મુઝે,
હઝરતે જઅફર (રહ.)❸ ઈમામે અત્કીયાકે વાસ્તે.

દામને હિલ્મો કરમસે હશ્રમેં લેના છુપા,
આરિફે હક બાયઝીદ (રહ.)❹ બે-રિયાકે વાસ્તે.

દીનો દુનિયાકે મેરે સબ કામ તૂ કરકે દુરસ્ત,
બૂલ હસન (રદિ.)❺ મહબૂબે શાહે દો સરાકે વાસ્તે.

ઝિન્દા રખ ઔર માર તૂ અપની મુહબ્બતમેં મુઝે,
બૂ અલીયે (રહ.)❻ નામદારે પેશવાકે વાસ્તે.

---

❶ હઝરત સલમાન ફારસી (રદિ.)
વફાત : ૧૦, રજ્જબુલ મુરજ્જબ, હિ. ૩૩ દફન : મદાઈન (ઈરાન)

❷ હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબૂબક્ર સિદ્દીક (રદિ.)
વફાત : ૨૪, જમાદીલ અવ્વલ, હિ. ૧૦૧ દફન : મદાઈન (ઈરાન)

❸ હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)
વફાત : ૧૫, રજ્જબુલ મુરજ્જબ, હિ. ૧૪૮ દફન : જન્નતુલ બકીઅ

❹ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)
વફાત : ૧૪, શાબાન, હિ. ૨૬૧ દફન : બુસ્તામ

❺ હઝરત ખ્વાજા અબૂલ હસન ખિરકાની (રહ.)
વફાત : ૧૫, રમઝાન, હિ. ૪૨૫ દફન : ખિરકાન.

❻ હઝરત ખ્વાજા અબૂ અલી ફારમદી (રહ.)
વફાત : ૪, રબીઉલ અવ્વલ, હિ. ૪૭૭ દફન : તૂસ.

કર મુઝે મકબૂલે આલમ ખાસ બન્દોંકી તરહ,
યૂસુફે હમદાન (રહ.)❶ મકબૂલે ખુદાકે વાસ્તે.

મા સિવાસે કર જુદા ઔર અપના બન્દા લે બના,
અબ્દે ખાલિક ગજદવાની (રહ.)❷ રહનુમાકે વાસ્તે.

નૂરસે મઅમૂર કરદે ઈસ દિલે રંજૂરકો,
હઝરતે આરિફ મુહમ્મદ (રહ.)❸ હકનુમાકે વાસ્તે.

ખયર ભરદે મેરે દિલમેં દૂર કરદે જુમ્લા શર,
હઝરતે મહમૂદ (રહ.)❹ મહબૂબે ખુદાકે વાસ્તે.

ઈસ દિલે મુર્દાકો ઝિન્દા કરકે બસ કરલે અઝીઝ,
હઝરતે ખ્વાજા અઝીઝાં (રહ.)❺ રહનુમાકે વાસ્તે.

નેઅમતે દીદારસે મહરૂમ મત રખના મુઝે,
હઝરતે બાબા સમાસી (રહ.)❻ દિલરુબા કે વાસ્તે.

---

❶ હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહ.)
વફાત : ૨૭, રજ્જબુલ મુરજ્જબ, હિ. ૫૩૫ દફન : મર્વ.

❷ હઝરત ખ્વાજા અબ્દુલ ખાલિક ગજદવાની (રહ.)
વફાત : ૧૨, રબીઉલ અવ્વલ, હિ. ૫૭૫ દફન : ગજદવાન.

❸ હઝરત ખ્વાજા મુહમ્મદ આરિફ રેવગરી (રહ.)
વફાત : ૧, શવ્વાલ, હિ. ૬૧૬ દફન : રેવગર.

❹ હઝરત ખ્વાજા મહમૂદ અબૂલ ખયર ફગ્નવી (રહ.)
વફાત : ૧૭, રબીઉલ અવ્વલ, હિ. ૭૧૧ દફન : વાકની.

❺ હઝરત ખ્વાજા અઝીઝાન અલી રામેતની (રહ.)
વફાત : ૨૭, રમઝાન, હિ. ૭૧૮ દફન : ખ્વારઝુમ.

❻ હઝરત ખ્વાજા મુહમ્મદ બાબા સમાસી (રહ.)
વફાત : ૧૦, જમાદીલ આખર, હિ. ૭૫૫ દફન : સમાસ.

મસ્ત કર તવહીદસે, હુશિયાર રખ તસ્દીકમેં,
ખ્વાજએ મીરે કુલાલે (રહ.)❶ બા સફાકે વાસ્તે.

નકશે ગયરે હક મિટા ઔર નકશે યાદે ખુદ જમા,
પેશ્વાએ દીં બહાઉદ્દીન (રહ.)❷ ઝિયાકે વાસ્તે.

દિલ મેરા બીમારીએ ઈસ્યાંસે રહતા હય મલૂલ,
દે શિફા ઈસકો અલાઉદ્દીન (રહ.)❸ ઝિયાકે વાસ્તે.

કરલે શયદા અપના ઔર અપને રસૂલે પાક (સલ.) કા,
હઝરતે યાકૂબ ચર્ખી (રહ.)❹ બા ખુદાકે વાસ્તે.

રોઝે મેહશર કફશ બરદારી ઉબયદુલ્લાહ (રહ.)❺ કી,
કર ઈનાયત શાફએ રોઝે જઝાકે વાસ્તે.

ઝોહદો તકવા કર ઈનાયત મુઝકો અપને ફઝલસે,
ખ્વાજએ ઝાહિદ મુહમ્મદ (રહ.)❻ બે-રિયાકે વાસ્તે.

---

❶ હઝરત ખ્વાજા સય્યદ અમીર કુલાલ (રહ.)
વફાત : ૧૫, જમાદીલ આખર, હિ. ૭૭૨ દફન : સોખાર

❷ હઝરત ખ્વાજા સય્યદ બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.)
વફાત : ૩, રબીઉલ અવ્વલ, હિ. ૭૯૧ દફન : બુખારા શરીફ

❸ હઝરત ખ્વાજા અલાઉદ્દીન અત્તાર (રહ.)
વફાત : ૨૦, રજબુલ મુરજ્જબ, હિ. ૮૦૨ દફન : જફાનિયહ

❹ હઝરત ખ્વાજા મવલાના યાકૂબ ચરખી (રહ.)
વફાત : ૫, સફરુલ મુઝફર, હિ. ૮૫૧ દફન : બલગનૂન

❺ હઝરત ખ્વાજા ઉબયદુલ્લાહ અહરાર (રહ.)
વફાત : ૨૯, રબીઉલ અવ્વલ, હિ. ૮૯૫ દફન : સમરકંદ

❻ હઝરત ખ્વાજા મવલાના મુહમ્મદ ઝાહિદ (રહ.)
વફાત : ૧, રબીઉલ અવ્વલ, હિ. ૯૩૬ દફન : મોજેવખ્શી

કર મુઝે દુરવેશ અપને દરકા ઔર દિલરેશભી,
ખ્વાજએ દુરવેશ મુહમ્મદ (રહ.)❶ બા ખુદાકે વાસ્તે.

ખસલતેં ઔર ખુલ્ક દે અપને હબીબે પાક (સલ.)કા,
ખ્વાજા અમકંગી મુહમ્મદ (રહ.)❷ બા રઝાકે વાસ્તે.

ફાનીઓ બાકી મનાઝિલ કર મુઝે કામિલ નસીબ,
ફાની ફીલ્લાહ બાકી બિલ્લાહ (રહ.)❸ મુકતદાકે વાસ્તે.

અલ્ફેસાનીકે મુજદ્દિદ શયખ અહમદ (રહ.)❹ નામે પાક,
બખ્શદે ઉસ આરિફોંકે પેશવાકે વાસ્તે.

નેકીઓંકે સાથ કરદે સબ ગુનાહોંકા બદલ,
ખ્વાજએ માસૂમ (રહ.)❺ શાહે અવલિયાકે વાસ્તે.

કાસિમે રહમત મુઝે કર મુસ્તઈદ થે જિસ તરહ,
બૂ સઈદ ખાઝિનુર્રહમત (રહ.)❻ અતાકે વાસ્તે.

---

❶ હઝરત ખ્વાજા દુરવેશ મુહમ્મદ (રહ.)
વફાત : ૧૯, મુહર્રમુલ હરામ, હિ. ૯૭૦ દફન : અલફરા-મુવાનેકશ

❷ હઝરત ખ્વાજા મવલાના મુહમ્મદ અમકંગી (રહ.)
વફાત : ૨૨, શાબાન, હિ. ૧૦૦૮ દફન : અમકનહ (બુખારા)

❸ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહ.)
વફાત : ૨૫, જમાદીલ આખર, હિ. ૧૦૧૨ દફન : દિલ્હી

❹ હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફેસાની શયખ અહમદ ફારૂકી (રહ.)
વફાત : ૨૮, સફરુલ મુઝફર, હિ. ૧૦૩૪ દફન : સરહિંદ શરીફ

❺ હઝરત ઉર્વતુલ વુસ્કા ખ્વાજા મુહમ્મદ માસૂમ (રહ.)
વફાત : ૯, રબીઉલ અવ્વલ, હિ. ૧૦૭૯ દફન : સરહિંદ શરીફ

❻ હઝરત ખાઝિનુર્રહમત ખ્વાજા મુહમ્મદ સઈદ (રહ.)
વફાત : ૭, જમાદીયુસ સાની, હિ. ૧૦૭૦ દફન : સરહિંદ શરીફ

ન હો દુનિયાકી ગમો શાદીકા કુછ દિલમેં ખ્યાલ,
ખ્વાજએ અબ્દુલ અહદ (રહ.)❶ અહલે રઝાકે વાસ્તે.

કર તજલ્લીસે મુજલ્લા ઈસ દિલે અફસુર્દહ કો,
હઝરતે ખ્વાજા હનીફે (રહ.)❷ બા ખુદાકે વાસ્તે.

મુશ્કિલાતે નઝઓ, કબ્રો, હશ્રો, મીઝાનો, સિરાત,
સહલ કર હઝરત ઝકીયે પારસા (રહ.)❸ કે વાસ્તે.

દે કનાઅત ઔર તવક્કુલ સબ્રો હિલ્મો ઝોહદો ઈલ્મ,
મઝહરે શયખે મુહમ્મદ (રહ.)❹ બા ખુદાકે વાસ્તે.

દામે દુનિયા ઔર મકે નફસો શયતાંસે મુઝે,
લે બચા ખ્વાજા ઝમાને (રહ.)❺ પેશવાકે વાસ્તે.

લબપે હો વસ્ફે નબી ઔર દિલમેં હો ઝિક્રે ખુદા,
હાજી અહમદ (રહ.)❻ નાઈબે ખયરુલ વરાકે વાસ્તે.

---

❶ હઝરત ખ્વાજા શયખ અબ્દુલ અહદ (રહ.)
વફાત : ૨૭, ઝીલ હજ્જ, હિ. ૧૧૨૭ દફન : સરહિંદ શરીફ

❷ હઝરત ખ્વાજા મુહમ્મદ હનીફ (રહ.)
વફાત : ૧, સફરુલ મુઝફર, હિ. ૧૧૩૩ દફન : બામિયાન

❸ હઝરત મુહમ્મદ ઝકી પારસા (રહ.)
વફાત : (અજ્ઞાત), હિ. ૧૧૪૩ દફન : ઈન્નકી લાઈફી (અરબ)

❹ હઝરત શયખ મુહમ્મદ મઝહર (રહ.)
વફાત : ૯, ઝીલ હજ્જ, હિ. ૧૧૪૯ દફન : મક્કા મુઅઝ્ઝમા

❺ હઝરત ખ્વાજા મુહમ્મદ ઝમાન (રહ.)
વફાત : ૪, ઝીકઅદહ, હિ. ૧૧૮૮ દફન : લોવારી શરીફ (સિંધ)

❻ હઝરત હાજી અહમદ (રહ.)
વફાત : (અજ્ઞાત), હિ. ૧૨૨૩, ઈ. ૧૮૦૮
દફન : કાઝીજો ગોઠ (કાઝીકા શહેર) કોટ (સિંધ) (કાઝી અહમદ)

નામકો હય જિસ્કે નિસ્બત બા હુસયનો બા અલી (રહ.),❶
મગફિરત ફરમા ખુદા ઉસ પેશવાકે વાસ્તે.

નામમેં જિસકે ઈમામ આયા અલી (રહ.)❷ કે સાથ હય,
રહમ કર ઉસ મુકતદાયે બા સફાકે વાસ્તે.

સોઝે દિલ ઔર ઈસ્તેકામત બર શરીઅત કર અતા,
હઝરતે શેરે મુહમ્મદ (રહ.)❸ હક નુમાકે વાસ્તે.

કર 'હિદાયત'❺ કો ઈનાયત ચશ્મે તર ઔર દર્દે દિલ,
મુરશિદી હઝરત અલી (રહ.)❹ શેરે ખુદાકે વાસ્તે.

❻ ❼ ❽

મુઝકો ઔર મેરે અહિબ્બાકો હિદાયત કર નસીબ,
અંબિયાએ મુરસલીન (અ.) ઔર અવલિયાકે વાસ્તે.

ઉમ્મતે અહમદ (સલ.)કી કરદે મગફિરત અઝ ફઝલે ખેશ,
ઉસ હબીબે શાફએ રોઝે જઝા (સલ.)કે વાસ્તે.

---

❶ હઝરત મીરાન સય્યદ હુસયન અલી શાહ સાહબ (રહ.)
વફાત : ૭, સફર, હિ. ૧૨૪૪ દફન : રત્ર-છત્ર (પંજાબ)

❷ હઝરત સય્યદ ઈમામ અલી શાહ સાહબ (રહ.)
વફાત : ૧૩, શવ્વાલ, હિ. ૧૨૮૨ દફન : રત્ર-છત્ર (પંજાબ)

❸ હઝરત શેર મુહમ્મદ ખાન સાહબ (રહ.)
વફાત : ૨૭, સફર, હિ. ૧૩૧૭ દફન : કાલા અફઘાન (પંજાબ)

❹ હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.)
વફાત : ૩૦, મુહર્રમ, જુમ્આનો દિવસ, હિ. ૧૩૨૮ દફન : જયપુર

❺ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)
વફાત : ૧૭, જમાદીલ આખર, હિ. ૧૩૭૦ દફન : જયપુર

ફૂટનોટો ❻,❼ અને ❽ આગળના પાના ઉપર ચાલુ...

❻ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી (રહ.)ના પૌત્ર, ખલીફા અને જાનશીન હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)એ અહીં વચમાં બે શઅેર ઉમેરેલા છે તે આ પ્રમાણે છે:-

જો હિદાયત ઔર અલીકી હય સિફતસે મુત્તસિફ,
દે મુઝે તવફીક હક ઉસ મુક્તદા કે વાસ્તે.

રહમકા તાલિબ હય અય રહમાન યહ 'અબ્દુર્રહીમ',
રહમતુલ લીલ આલમીન ખયરુલ વરા કે વાસ્તે.

વફાત : ૨૩, રજબ, હિ. ૧૪૧૪
૫, જાન્યુ., ૧૯૯૪
જુમેરાત

દફન : જયપુર

❼ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)ના ખલીફા હઝરત મવલાના સય્યદ મુહમ્મદ સોહરાબ અલી સાહબ ભરોટવી (રહ.)એ અહીં ઉમેરેલા ત્રણ શઅેર આ પ્રમાણે છે:-

વક્તે મુરદ્દન યા ખુદા જારી રહે કલિમા તેરા,
સય્યદી હઝરત અલી શેરે ખુદા કે વાસ્તે.

મંઝિલે દુશ્વાર હય રાહે હિદાયત કર નસીબ,
મુરશિદી શમ્એ હિદાયત રહનુમા કે વાસ્તે.

ઈશ્કે મુરશિદ દિલમેં દે ઔર ઈસ્મેં સોઝો દર્દ દે,
યા ખુદા 'સોહરાબ'કો ખયરુલ વરા કે વાસ્તે.

વફાત : ૨૧, જમાદિલ આખર, હિ. ૧૪૦૪
૨૯, માર્ચ, ૧૯૮૪,
જુમેરાત

દફન : જયપુર

ફૂટનોટ નં. ❽ આગળના પાના ઉપર ચાલુ...

❽ હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ (રહ.)ના ખલીફા હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ ફયઝાબાદી (રહ.), જેઓ સુરતમાં સ્થાયી થયેલા હતા. તેમણે અહીં ઉમેરેલા ત્રણ શએર આ પ્રમાણે છે:-

દે હિદાયત અય ખુદા હમકો બ હક્કે મુરશિદી,
બખ્શ હર મોમિનકો ઉસ નૂરે હુદા કે વાસ્તે.

હમકો દે તવફીક રાહે હક પે હમ હો ગામ ઝન,
તેરે સારે અંબિયા વ અવલિયાકે વાસ્તે.

અરઝે 'બયતુલ્લાહ' હો મકબૂલ અય રબ્બે ગફૂર,
શાફએ મેહશર, મુહમ્મદ મુસ્તફા (સલ.) કે વાસ્તે.

વફાત : ૩૦, મુહર્રમ, હિ. ૧૪૧૦
૬, ઓગષ્ટ, ૧૯૮૯
રવિવાર

દફન : સુરત
(નાનપુરા, ખલીફા મહોલ્લાની મસ્જિદના કમ્પાઉન્ડમાં)



## યાદદાશ્ત (સ્મૃતિ નોંધ)

'મકામાતે હિદાયત' કિતાબનું લેખન કાર્ય,
અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી,
પોતાના રસૂલે મકબૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકહથી તથા
પોતાના મકબૂલ બંદાઓના તુફયલથી,
આ નાચીઝ, નાકારહને ઝરીયો બનાવી,
આજે પૂર્ણ કરાવ્યું.
અલ્હમ્દુલિલ્લાહ !

૪, ઝિકઅદહ, હિજરીસન ૧૪૧૭
મુતાબિક
૧૪, માર્ચ, હિજરીસન ૧૯૯૭
જુમ્આ, બપોરે ૧૨.૧૦ (જુમ્આની નમાઝ પહેલાં)

મોટા ઘાંચીવાડ,
વલસાડ, ૩૯૬ ૦૦૧

અબ્દુલકાદિર ફાતીવાલા
ગુફિરલહૂ



# નકશબંદી ઓલિયા

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

## ગ્રંથ પહેલો

એમાં નીચે પ્રમાણે બુઝુર્ગોના હાલાત છે :

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ
- હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- હઝરત સલમાન ફારસી (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- હઝરત ઈમામ જઅફર સાદિક (રદિયલ્લાહુ તઆલા અન્હુ)
- હઝરત બાયઝીદ બુસ્તામી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત અબૂલ હસન ખિર્કાની (રહમતુલ્લાહિ અલયહ)

## ગ્રંથ બીજો

એમાં નીચે પ્રમાણે બુઝુર્ગોના હાલાત છે :

- હઝરત અબૂઅલી ફારમદી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ખ્વાજા યૂસુફ હમ્દાની (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત અબ્દુલ ખાલિક ગજદવાની (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત મુહમ્મદ આરિફ રેવગરી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત મહમૂદ ફગનવી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત અઝીઝાનઅલી રામીતની (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત મુહમ્મદ બાબા સમ્માસી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત સૈયદ અમીર કુલાલ (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદ (રહમતુલ્લાહિ અલયહ)

## ગ્રંથ ત્રીજો

એમાં નીચે પ્રમાણે બુઝુર્ગોના હાલાત છે :

- હઝરત અલાઉદ્દીન અત્તાર (રહમતુલ્લાહિ અલયહ)

- હઝરત યાકૂબ ચરખી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ઉબૈદુલ્લાહ અહરાર (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત મુહમ્મદ ઝાહિદ વખ્શી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ખ્વાજા દરવેશ મુહમ્મદ (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત મુહમ્મદ અમકંગી (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહમતુલ્લાહિ અલયહ)
- હઝરત ખ્વાજા મુહમ્મદ દેહદાર (રહમતુલ્લાહિ અલયહ)સુરત
- હઝરત ખ્વાજા દાના સાહબ (રહમતુલ્લાહિ અલયહ)સુરત
- હઝરત સૈયદ અબ્દુલવહાબ બુખારી (રહમતુલ્લાહિ અલયહ)સુરત

## 'નકશબંદી ઔલિયા' વિશે અભિપ્રાયો

'નકશબંદી ઔલિયા' જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ દિલચસ્પી વધતી ગઈ. એની આંતરિક તેમજ બાહ્ય ખૂબીઓ દિલ તથા દિમાગ પર વર્ચસ્વ જમાવતી ગઈ.

**'બહારે આલમે હુસ્નશ, દિલોજાં તાઝહ મી દારદ,**
**બરંગ અસ્હાબે સૂરતરા, બબૂ અરબાબે મઅનારા.'**

(એના રૂપની વસંત દિલ અને આત્મા બન્નેવને તાઝગી અર્પી રહી છે. પોતાના રંગ વડે બાહ્યરૂપના પ્રેમીઓને અને પોતાની સુવાસ વડે આંતરિક ખૂબીઓના ચાહકોને.)
વિષયની બુલંદી અને રૂહાનિય્યતની તરોતાઝગીની સાથો સાથ છપાઈ અને કાગળની સુંદરતા પણ દાદમાંગી લે એવી છે. દીની સાહિત્ય આવી સુંદર રીતે, દિલકશ સૂરતમાં રજૂકરવા બદલ મુબારકબાદ. આપે આટલું શ્રેષ્ઠ અને ઉમદા દીની સાહિત્ય રજૂ કરી ખરેખર ગુર્જર મુસ્લિમો ઉપર મહાન ઉપકાર કર્યો છે.
દરેક મુસ્લિમને જોઈએ કે તે પોતાના ઘરમાં આ પુસ્તક વસાવી ઘરની દરેક વ્યક્તિને એના વાંચન માટે આગ્રહ કરે. અલ્લાહના મકબૂલ બંદાઓની જીવન ઝરમરનું વાંચન પણ તેઓની સોહબત (સહવાસ)ના કાયમ મુકામ છે.

**- હઝરત મુફતી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.) ડાભેલ**

✣ 'માશાઅલ્લાહ ! ઘણી ઉમદા કિતાબ છે. ઘણી મહેનતથી ગુજરાતી વાચકો માટે આસાન ઝબાનમાં કિંમતી માહિતી ભેગી કરી છે.

**– શૈખુલ હદીસ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સાહબ (રહ.)**

✣ 'કિતાબ શું બલ્કે નકશબંદી નિસ્બતોનો ઉછાળા મારતો અથાગ સમુદ્ર છે ! જે દરેકને દરેક રીતે અતિ ઉપયોગી થશે. ઈન્શાઅલ્લાહ.'

**– હઝરત પીર સૈ. વઝીરઅલી સા. કાદરી નકશબંદી (ભૂજ–કચ્છ)**

✣ 'ન. ઔ.' ગ્રંથ બીજાનાં પાનાં ઊલટાવતો ગયો તેમ તેમ દિલ આંતરિક અને બાહ્ય ખૂબસૂરતીથી સંમોહિત થતું ગયું... આવા પ્રકાશનો હાથમાં આવતાં દિલની બેચેની અને વ્યાકુળતાને શાતા વળે છે.'

**– મુહતરમ મૌ. હસન ભડકોદ્રવી સાહબ (દારુલ ઉલૂમ) કંથારીઆ**

✣ 'જનાબ ફાતીવાલા સાહબ સિદ્ધહસ્ત લેખક અને ભાષાંતરકાર છે. ગુજરાતનું સાહિત્ય વર્તુળ તેમના માટે ગૌરવ લઈ શકે છે... નકશબંદી ઔલિયાના ગ્રંથો ગુજરાતી સાહિત્યની અમૂલ્ય અને અમર કૃતિઓ પુરવાર થશે.'

**– મુહતરમ વકીલ કાલેખાન જી. પઠાણ સાહબ (રહ.) રાધનપુર**

✣ 'પારસનો સ્પર્શ સોનું બનાવે છે તેમ ઔલિયાની સુહબત માટીમાંથી માનવ બનાવે છે... એના વાંચનમાં એક આકર્ષણ છે.'

**– મુહતરમ અબ્દુલકાદિર મીર સાહબ, તંત્રી : 'ઉમ્મીદ'**

✣ 'સરળ મીઠી અને દિલકશ ભાષામાં લખાયેલી આ કિતાબ આખેરતની યાદ અપાવે છે, દિલ અને રૂહને તાજગી બક્ષે છે.'

**– હઝરત મૌ.અબ્દુલઅહદ કાસિમી તારાપુરી સા. તંત્રી : 'તબ્લીગ'**

✣ 'હુઝૂરે અકરમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશ્કમાં દીવાના એવા નકશબંદી બુઝુર્ગોના હાલાત અને મલ્ફૂઝાતથી તમામ આમ લોકો વાકેફ થાય તે હેતુથી શરૂ થયેલ આ ગ્રંથમાળા ખરેખર કાબિલે દાદ છે.'

**– હઝરત હાજી ઉસ્માનભાઈ હસનભાઈ કુરૈશી સા. નકશબંદી મુજદ્દિદી**
સદર, બઝમે રૂકનુદ્દીન નકશબંદી મુજદ્દિદી, અમદાવાદ

✣ 'બુઝુર્ગોની મજલિસમાં હાજરીથી ઈન્સાનને જે રૂહાનિયત પ્રાપ્ત થાય છે તેવી રૂહાની તાઝગી 'નકશબંદી ઔલિયા'ના ગ્રંથો વાંચવાથી પ્રાપ્ત થાય છે.' **– હઝરત મૌ. મુફ્તી મહમૂદ બારડોલવી સાહબ**

## કિમતી ગુજરાતી પ્રકાશનો

| | | |
|---|---|---|
| ☐ મેઅયારુસ્સુલૂક | : | હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.) |
| ☐ અહસનુત્તકવીમ | : | ,, |
| ☐ દુર્રે લાસાની | : | ,, |
| ☐ ફુતૂહુલ હર્મૈન | : | ,, |
| ☐ નકશબંદી ઔલિયા (ગ્રંથ ૧,૨,૩) | : | અબ્દુલકાદિર ફાતીવાલા |
| ☐ ઈસ્લામ દોસ્ત કે દુશ્મન | : | મૌલાના મુહમ્મદ અબ્દુલ્લાહ તારિક |

